# મિતાક્ષર

કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહ, જેની રીતે જૈન ભંડારોમાં અથવા પંડિત અને પુરાણીઓના ખાનગી સંગ્રહમાં, હાથપ્રતો, સુરક્ષિત અને સુવ્યવસ્થિત સ્થિતિમાં, સળંગ મળી આવે છે, તેવી જાતનો નથી; પણ સૂચિના પ્રવેશકમાં, સંપાદકે જણાવ્યું છે તે પ્રમાણે, અમદાવાદની ગુજરીમાંથી ઘણીખરી મળી આવેલો હાથપ્રતો-આખી અને ખંડિત, જીર્ણ અને ફાટેલી-નો બનેલો છે, એમ શરૂઆતમાં કહી દેવું જોઇએ.

પ્રસ્તુત સંગ્રહ ઉપર મુખ્ય આધાર રાખીને સોસાઇટીએ આપણા પ્રાચીન કાવ્યોનું સંશોધન અને પ્રકાશનકાર્ય સન ૧૯૨૨ થી ઉપાડ્યું છે. તેને અંગે સોસાઇટીની હાથપ્રતોની સંપત્તિ કેટલી છે, તેનો ખ્યાલ આવવા આસિસ્ટંટ સેક્રેટરી રા. હીરાલાલ ત્રિ. પારેખે સદર હાથપ્રતોની આ યાદી તૈયાર કરી છે. એની મદદથી વિદ્વાનોને હાથે સશોધન અને પ્રકાશનનું કાર્ય આગળ વધે તેની તજવીજ ચાલુ છે.

ગુજરાતી સાહિત્યનો સમગ્ર ઇતિહાસ લખાવા પૂર્વે આપણા પ્રાચીન કાવ્યોનું શુદ્ધ અને શાસ્ત્રીય પ્રકાશન અત્યંત આવશ્યક છે. ગુજરાતીના અભ્યાસી અને વિદ્દ્વર્ગ તે સંબંધી યોગ્ય સૂચનાઓ સોસાઇટીને લખી મોકલવા કૃપા કરશે; એટલુંજ નહિ પણ પોતે એકાદ કાવ્યનું સંપાદનકાર્ય ઉપાડી લેવા ખુશી હોય તો તેમ લખી જણાવશે તો મેનેજીંગ કમિટી સમક્ષ તે સૂચના રજુ કરવામાં આવશે.

અમદાવાદ.<br>તા. ૩૧-૩-૩૦

કે. હ. ધ્રુવ<br>પ્રમુખ, ગુ. વ. સોસાઇટી.

# : : સાંકળિયું : :





# : : પ્રવેશક

## (૧)

આપણે અહિં જુની હાથપ્રતો સંગ્રહવા અને સાચવવા તરફ પ્રથમ લક્ષ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંસ્થાપક સ્વ. અલેકઝાંડર કિન્લોક ફોર્બસનું ગયું હતું.

ગુજરાતના ઇતિહાસ માટે સાધનો એકઠાં કરતાં, ફોર્બસ સાહેબને આપણું પ્રાચીન સાહિત્ય–રાસાં, પ્રબંધ અને કાવ્યો વગેરે જોવા તથા મેળવવાની જરૂર પડી; અને તે સમયે, રાસમાળાનું પુસ્તક તૈયાર કરવામાં એમની મદદમાં રહેલા કવીશ્વર દલપતરામને, એમણે દેશમાં જ્ઞાનપ્રચાર અને જ્ઞાનસમૃદ્ધિની વૃદ્ધિ અર્થે સાહિત્ય અને કેળવણી વિષયક એક સંસ્થા કાઢવાની અને તેમાં અન્ય કાર્યો સાથે ઉપલબ્ધ ગ્રંથોની હાથપ્રતોનો સંગ્રહ કરવાની અગત્ય સમજાવી.

સોસાઇટીનું કાર્ય નવુંસવું, કાર્યો અનેક અને વિવિધ પ્રકારનાં–જેમકે, છોકરા છોકરીઓની એકત્ર શાળા, પુસ્તકાલય, અઠવાડિક વર્તમાનપત્ર, શાળોપયોગી પુસ્તકોનું પ્રકાશન, 'બુદ્ધિપ્રકાશ', ગ્રંથકારને ઉત્તેજન, પુસ્તકલેખન અને નિબંધ માટે પારિતોષિક વગેરે–કરવાનાં તેમાં, કાર્યકર્તાઓની સંખ્યા ભાગ્યેજ બે પાંચની, અને એ સઘળાં કાર્યને પહોંચી વળવાને પુરતું ફંડ પણ પાસે નહિ. આવી મુશ્કેલીઓ અને મુંઝવણ ઓછી ન હોય તેમ, તેના તરફથી પ્રકટ થતા વર્તમાનપત્રના અંગે એક ડેફેમેશનનો કેસ કોર્ટમાં મંડાતાં કમિટીમાં તીવ્ર મતભેદ ઉભો થયો; અને અધુરામાં પુરૂં મી. ફોર્બસની એવામાં બદલી થઇ; એટલે સોસાઇટીનું કાર્ય ગુંચવાઇ જઇ, મામલો વધુ ગંભીર થઇ પડયો. આવી સ્થિતિ જો લાંબો સમય ચાલુ રહે તો સોસાઇટી બંધ કરવાનો વારો આવે એવી ભીતિથી, સન ૧૮૫૫ માં કર્ટિસ સાહેબની માગણીથી મી. ફોર્બસે કવિશ્રીને પોતાના દેશબંધુઓના ઉત્કર્ષ અને સેવાર્થે, અધિકારની અને ભાવિ ઉદયની આશાવાળી સારી સરકારી નોકરી છોડી દઈ, સોસાઈટીની ખાનગી નોકરીમાં જોડાવા આગ્રહ કર્યો. આવા સંજોગોમાં સ્વ. દલપતરામે બીજી બધી મહેચ્છાઓના મોહને વશ ન થતાં, એક શુભેચ્છકના વચનને માન આપી, દેશ અને સાહિત્યસેવાના કાર્યાર્થે અપૂર્વ સ્વાર્થત્યાગ, સાથે કેવળ નિરભિમાની અને સાત્વિક વૃત્તિ દાખવ્યાં; તે જેમ પ્રશસ્ય અને

અનુકરણીય છે, તેમ દેશનું ગૌરવ અને કીર્તિને વધારનારાં પણ ગણાય. એમની તે સેવા એટલી બધી પ્રસિદ્ધ અને અવિરત હતી કે સોસાઈટી સાથે એમનું નામ સદા સંકળાયલું અને સુવર્ણ અક્ષરે અંકિત થયલું રહેશે.

આ પ્રમાણે નવી વ્યવસ્થા થતાં, અને કવિ દલપતરામ સાહિત્યક્ષેત્રમાં કરીકામ પડતાં, સોસાઇટીમાં હાથપ્રતોનો સંગ્રહ થવા સંબંધી જે ઉલ્લેખ અગાડી કરેલો છે, તે કામ કંઇક ગતિમાન થયેલું નજરે પડે છે.

સન ૧૮૬૧ના બુદ્ધિપ્રકાશના જુલાઇ અંકમાં નકલો કરનાર લહીઆઓ મેળવવાની જાહેર ખબર છપાયલી છે; અને એ વર્ષના સપ્ટેમ્બરના અંકમાં કવિને સરકારી કેળવણી ખાતા સારૂ ગુજરાતી કાવ્યદોહન તૈયાર કરી આપવા બદલ રૂ. ૫૦૦)નું પારિતોષિક મળ્યાની નોંધ થયલી છે.

તે આગમચ પ્રાથમિક શાળા માટે ગુજરાતી વાંચનમાળા તૈયાર કરવાના કાર્યમાં કવિશ્રીએ હોપ સાહેબને સંતોષ મળે એવી સારી મદદ કરેલી; એ વાચનમાળામાંની ઘણીખરી કવિતાઓ એમની જ રચેલી છે. ઉક્ત સરકારી કાવ્યદોહનનું કાર્ય તેમને સોંપાવવામાં હોપ સાહેબનો જ હાથ હોય, એવી સન ૧૮૬૦-૬૪ના વાર્ષિક રીપોર્ટમાંના પેરા ૧૨ પરથી પ્રતીતિ થાય છે:—

"Dalpatram's time for eight months was almost exclusively devoted to the preparation of this work. Mr. Hope appeared to think that the Vernacular Society had on hand sufficient manuscripts from which a work of this kind could be compiled. But on looking into them, it was discovered that we had not specimens of even a tithe of the works known to be existing in the language. It was found necessary to purchase, borrow, and copy manuscripts from all parts of the province; and great troubles there was sometimes to obtain even a sight of them. Although Dalpatram has not succeeded in obtaining copies of all the poetical works that exist in the language, he has seen and read a sufficient number to enable him to

compile a work which really deserves the title he has given it."

છેક ગઇ પેઢી—generation સુધી એ કાવ્યદોહન—પાછળથી કેળવણી-ખાતા સારૂ રા. સા. મહીપતરામે સુધારેલું—પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં એક પાઠ્ય પુસ્તક તરીકે વંચાતું આવ્યું છે; અને તેનું વાચન પ્રોત્સાહક, બોધપ્રદ અને લોકપ્રિય નિવડયું છે, એમ તેના સેંકડો વાચકો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારે છે; તેના વિષે ઉપરોક્ત રીપોર્ટમાં દર્શાવેલો અભિપ્રાય વાંચવા જેવો છેઃ

"He agrees with me in thinking that the work is one of great merit; that it will be a most valuable addition to the Literature of Gujarat; will be very popular, and increase the taste for reading; and in conjunction with the School Books, lately compiled by Mr. Hope and his Deputies, will create quite a revolution in the language."

ઉપરની હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે સોસાઇટીનો હાથપ્રતોનો સંગ્રહ સૌથી જુનો છે, એટલું જ નહિ, પરંતુ, એ જુના કાવ્યસાહિત્યને પ્રથમ જ પ્રકાશમાં આણવાનો, એમાંનું નવનીત પ્રજાને ચખાડવાનો અને તે માટે લોકરુચિ ઉત્પન્ન કરવાનો યશ કવિશ્રી દલપતરામને જ ઘટે છે.

પરંતુ ઉપરોક્ત રીપોર્ટમાં નોંધ્યા પ્રમાણે ઘણી કોશિષ છતાં સોસાઇટીનો સંગ્રહ સમૃદ્ધ અને વિસ્તૃત બન્યો નહોતો. કવિશ્રીને જે કાંઇ હાથપ્રતો મળી આવેલી, તે ધીમે ધીમે અને ખંતપૂર્વક પ્રયાસથી એકઠી થયલી, અને કેટલીક તો મૂળ પ્રત પરથી ઉતરાવી લીધેલી નકલો જ હતી; તેમજ તેની કુલ સંખ્યા સન ૧૯૧૦ સુધી ૧૬૪ જેટલી હતી.

અમદાવાદની ગુજરીમાં દર શુક્રવારે એક આંટો નિયમિત રીતે મારીશી, છેલ્લાં વીસ વર્ષમાં, પ્રસ્તુત યાદીમાંની આશરે ૬૦૦ થી વધુ હાથપ્રતો મેળવવામાં આવી છેઃ જેમાંની બે ચાર પ્રતો તો લગભગ ત્રણસેં ચારસેં વર્ષ જેટલી જુની છે. કેટલીક હાથપ્રતો પહેલ પ્રથમ પ્રાપ્ત થયેલી છે; થોડીક જેનાં નામ માત્રનો ઉલ્લેખ મળતો પણ ઉપલબ્ધ થયેલી નહિ તેવી અલભ્ય છે, અને ઘણીખરી પ્રાચીન કાવ્યગ્રંથોના સંશોધન અને સારોદ્ધારમાં સહાયભૂત અને કિમતી થઇ પડે એવી પણ છે.

આવો ઉપયોગી અને કિમતી હાથપ્રતોનો સંગ્રહ એક વ્યક્તિ પાસે રહે, તે કરતાં એક મધ્યસ્થ સંસ્થામાં સાર્વજનિક ઉપયોગ માટે કાયમ સચવાઇ રહે, એ ઇષ્ટ તેમ ઉપયુક્ત જણાયાથી, તે બધી પ્રતો સોસાઇટીને સોંપી દેવામાં આવી છે. તે વળી એવી શરતે કે સદરહુ સંગ્રહ સાથે કવીશ્વર દલપતરામનું નામ જોડાયલું રહે; અને એમ કરવામાં મુખ્ય હેતુ એ જ રાખેલો છે કે-એ મહાન્ સાધુચરિત કવિ પ્રત્યેનો પૂજ્ય ભાવ અને માન પ્રદર્શિત કરવાની-સાથે સાથે જેમણે આપણા જુના કાવ્યસાહિત્યના સંશોધન અને પ્રકાશનનો માર્ગ ખુલ્લો કરી આપેલો, તેનું હમેશ કૃતજ્ઞતાપૂર્વક જનતાને સ્મરણ-ભાન થયા કરે.

## (૨)

કવિ દલપતરામ અને કવિ નર્મદાશંકર, એ બંનેને જાણીતા વિવેચક સદ્‌ગત સાક્ષર નવલરામે એમના જમાનાના સમયમૂર્તિરૂપે ઓળખાવ્યા છે. જ્ઞાનની વૃદ્ધિ, સાહિત્યનો ઉત્કર્ષ અને પ્રજાના અભ્યુદયાર્થે બંને પ્રયાસ કરતા હતા, બંનેનું ધ્યેય સમાન-એક જ હતું, પરંતુ તે પ્રાપ્ત કરવાના માર્ગ સહજ ભિન્ન હતા. સ્વભાવે, આચારવિચારે, કાર્યપદ્ધતિ અને સિદ્ધાંતે બંને ભિન્ન માર્ગે વિચરતા; અને કેટલીક વાર તેઓ વચ્ચે રમુજી સ્પર્ધા થતી, તોપણ તે સાહિત્યને લાભકારકજ થતી.

કવિ દલપતરામે ગુજરાતી કાવ્યદોહન તૈયાર કર્યું તેમાં જે કવિઓનાં ગ્રંથોમાંથી પોતે કાવ્યો પસંદ કરેલાં, તેમનાં જીવનની હકીકત "બુદ્ધિપ્રકાશ" -સન ૧૮૬૨માં આપવા માંડેલી; અને તેની સરસાઇમાં કવિ નર્મદે કવિ ચરિત્રો લખવાનું શરૂ કર્યું હોય એ સંભવિત છે.* ગમે તેમ હો, પણ એટલું તો ખરૂંજ કે, એ બંનેએ લખેલાં કવિચરિત્રો ગુજરાતી સાહિત્યના અભ્યાસકને જોવાની જરૂર રહેશે જ; કેમકે તેમાં તે સમયે તેમના વિષે પ્રચલિત દંતકથાઓ અને મળી આવી તે માહિતી સંગ્રહેલી છે, અને તે જ એની ઉપયોગિતા અને મહત્તા છે, એમ કહી શકાય.

એનાથી વિશેષ મહત્વનું અને સંગીન કાર્ય કવિ નર્મદે કર્યું, તે એ કે, ચાંદોદનિવાસી કવિ દયારામની ગરબી-પદોનો સંગ્રહ કર્યો. દયારામની ગરબીઓ અને પદો અત્યારે પણ વાચકને, તેના પદલાલિત્ય, માધુર્ય, શબ્દોની સ્વાભિવકતા અને સુંદર પસંદગીથી મુગ્ધ કરે છે; તો પછી, તે વખતે એ

* નર્મગદ્ય-કવિચરિત્ર; વર્ષ ૧૮૬૫.

કવિતી લોકપ્રિયતા અને મોહિનીનું કહેવું જ શું ? ખરે, સમગ્ર ગુજરાતને કવિ દયારામે, તેમની ગરબી અને પદોથી ગાંડી કરી મૂકી હતી ! એ ગરબીઓની ધાટીએ કવિ દલપતરામે નવીન સુધારા વિષે અનેક ગરબીઓ રચ્યા અને પોતે ગરબી ભટ્ટ કહેવાયા; પણ કવિવર દયારામની કૃતિનો ઉદ્ધાર, પ્રકાશન અને પ્રચારનું કાર્ય તો કવિ નર્મદે જ કર્યું. દયારામ કાવ્યનો વાચક કવિ નર્મદનું એ ઋણ–સાહિત્યસેવા–સદા ઉપકાર સાથે સંભારશે.

એવું બીજું સાહિત્યનું સ્તુત્ય કાર્ય કવિ નર્મદે કર્યું, તે પ્રેમાનંદ રચિત દશમ સ્કંધને એડિટ કરવાનું હતું. એ કાવ્ય જનતામાં પુષ્કળ વંચાતું, પણ તે સારી રીતે છપાવીને સર્વલભ્ય કરવા માટે સાહિત્યરસિકો અને ભાવિક જનોએ એમનો આભાર માનવો ઘટે છે.

આવાં પ્રાચીન કાવ્યોનું કેવી રીતે સંશોધન કરી એડિટ કરવાં જોઇએ, તેનું સુંદર ઉદાહરણ તો, નવલરામે પોતે પ્રેમાનંદ કૃત 'મામેરૂં' એડિટ કરીને આપ્યું છે.

આમ આપણે જોઇ શકીએ છીએ કે, બીજા ક્ષેત્રોમાં જેમ કવિ નર્મદ અને દલપત વચ્ચે સ્પર્ધા થતી હતી, તેમ પ્રાચીન કાવ્યનાં સંશોધન અને પ્રકાશનમાં પણ જૂદી રીતે સાહિત્યોત્કર્ષક સ્પર્દ્ધાની છાયા દૃષ્ટિગોચર થાય છે.

(૩)

તે પછીના યુગમાં પ્રાચીન કાવ્યની પ્રસિદ્ધિ, પ્રચાર અને સંગ્રહ માટે, જો કોઇએ પણ સંગીન અને સતત કાર્ય કરી બતાવ્યું હોય અને સાહિત્યમાં તેની ભરતી કરી દીધી હોય, તો, તેમાં અગ્રસ્થાને રા. બા. રાજરત્ન હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળાને મૂકી શકાય. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક–જાત જવાબદારી અને પદરના ખર્ચથી, લગભગ સાત વર્ષ સુધી– આમતેમથી જુનું સાહિત્ય એકઠું કરીને અને તે માટે બની શકે તે માહિતી મેળવીને, તેમણે ચલાવ્યું હતું. તે પાછળ શ્રમ અને સમયનો વ્યય ઓછો થતો નહોતો, પણ એ કાર્ય પ્રતિ સ્વાભાવિક શોખ હોવાને લીધે, એ પ્રવૃત્તિ તેમણે આગળ ધપાવ્યે રાખી હતી. પાછળથી પ્રાચીન કાવ્યમાળાના ૩૫ ગ્રંથો વડોદરા નરેશ શ્રીમાન્ સર સયાજીરાવની કૃપા અને ઉદાર આશ્રયથી વડોદરા રાજ્ય તરફથી પ્રકટ થયા, તેના મુખ્ય સંચાલક અને કાર્યકર્તા એ ગૃહસ્થ–રા. બા. કાંટાવાળા જ હતા. ઘણું જૂનું સાહિત્ય, જે બીજી રીતે ખૂણેખોચરે અંધારામાં પડેલું અને અપ્રાપ્ય હતું, તે આમ પ્રકટ થઈ લોકને સુલભ થતાં, ગુજરાતી કાવ્ય સાહિત્ય કેટલું વિસ્તૃત અને ખેડાયલું હતું, તેનો યથાર્થ ખ્યાલ આવે છે.

એ ગ્રંથમાળાના પ્રકાશનથી, આપણે આભાર સહિત સ્વીકારવું જોઇએ કે, ગુજરાતી સાહિત્ય ખરેખર એથી સમૃદ્ધ થયું છે.

એ જ પ્રમાણે ખાનગી પ્રયાસથી અને એકલે હાથે પ્રાચીન ગુજરાતી કાવ્યસાહિત્યને એકસામટા સંગ્રહરૂપે (Omnibus book) આઠ વૉલ્યુમમાં પ્રસિદ્ધ કરવા માટે સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇને ધન્યવાદ ઘટે છે. એ કાર્યમાં સામાન્ય વેપારી બુદ્ધિ સાથે સાહિત્યની સેવાનો ગુણ—અંશ પ્રધાનપણે હતો, અને તેથી એ કાર્ય ઉપયોગી અને યશસ્વી નિવડયું છે; એટલે દરજ્જે કે કોઇ પણ સાર્વજનિક પુસ્તકભંડાર કે સાહિત્યના અભ્યાસીનો સંગ્રહ, તેના વિના સંપૂર્ણ કહેવાય નહિ.

આ દિશામાં લુણાવાડાના પેન્સનર મહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળે, અનેક સ્થળે ફરીને અને અસંત શ્રમ લઇને જે જુનું કાવ્યસાહિત્ય એકઠું કર્યું છે; અને જેમાંની ઉપયોગી કૃતિઓ, સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના ઉદાર આશ્રય અને મદદથી 'પ્રાચીન કાવ્યસુધા' નામથી પ્રાચીન કાવ્ય સાહિત્યરૂપે પ્રકટ થવા માંડી છે, એ સેવાની પણ આનંદસહ નોંધ લેવી ઘટે છે. એવા બે પાંચ છગનલાલ મહેતાજીઓ હોય તો, હજુ ખૂણે ખોચરે પડી રહેલું અને ઢંકાઇ રહેલું ઘણું જુનું સાહિત્ય—ધન પ્રકાશમાં આવે, એ વિષે શંકા નથી.*

## (૪)

પ્રાચીન કાવ્યનું પ્રકાશન અને સંશોધનનું કાર્ય આગળ વધ્યે જતું હતું, એ અરસામાં સાહિત્ય રસિકોમાં એક વાદ ઉપસ્થિત થયો હતો, તે એ કે–પ્રેમાનંદ અને સામળ, એ બે કવિઓમાં કોણું ચઢિયાતો છે? તે સમયમાં એ પ્રશ્ન ખૂબ ચર્ચાયો હતો; અને એક બીજા કવિના પ્રશંસકો પણ ઘણા નીકળ્યા હતા. તેમનાં તડાં બંધાઇ ગયાં હતાં, પણ તે વિષેની ચર્ચા અત્યારે વાંચતાં આપણને અજાયબી જ ઉપજે છે.

બીજો એક વાદ પણ મહત્ત્વનો, જે જુની ગુજરાતીના સ્વરૂપ વિષેનો હતો. ગુજરાતી ભાષાનું સ્વરૂપ ક્યારે બંધાયું? ભાષામાં શા શા અને કેવા

* નડિયાદના શ્રીયુત ચતુરભાઇ શંકરભાઇએ "અપ્રસિદ્ધ ગુજરાતી કવિતા" એ નામથી એક માસિક કાઢ્યું હતું, પણ તે કાર્ય વર્ષ બે વર્ષથી વધુ જીવવા પામ્યું ન હતું. હાલ તેના અંકો મેળવવાનું પણ કઠિન થઇ પડેલ છે.

વિકારો અને ફેરફારો થયા ? તેના નમુના વિષે લેખોદ્વારા ભિન્ન ભિન્ન વિચાર અને અભિપ્રાય પ્રદર્શિત થવા માંડયા હતા.

પાટણમાં વનરાજની મૂર્તિ પરના લેખ પર સંવત્ ૮૦૨ ની સાલ છે, તે પરથી ગુજરાતી ભાષાનો આરંભ એટલો પ્રાચીન હોય એમ એક મત આગળ ધરવામાં આવ્યો. પરંતુ પાછળથી સમજાયું હતું કે, એ ઉત્કીર્ણ લેખ તો આધુનિક છે. એના જેવી જ બીજી શોધ ગુજરાતી ભાષા ગ્રંથની સં. ૧૪૫૦ માં લખાયલા મુગ્ધાવબોધ ઔક્તિક વિષે જાહેર કરવામાં આવી હતી, પણ તે બરોબર તપાસતાં ખબર પડી કે, તે એક ગુજરાતી ભાષાનો વ્યાકરણ ગ્રંથ નથી, પણ મૂળ ગ્રંથ સંસ્કૃત છે અને તે પરની ટીકા માત્ર ગુજરાતીમાં લખવામાં આવેલી છે.

તે અગાઉ કવિ નર્મદે અને શાસ્ત્રી વ્રજલાલે જુની ગુજરાતીના નમુના જુની હાથપ્રતો પરથી ઉતારીને, તે ગ્રંથોનાં નામ, 'નર્મકોષ' અને 'ગુજરાતી ભાષાના ઇતિહાસ' માં રજુ કર્યાં હતાં. તે પછી ભાલણની કાદંબરી મળી આવતાં, જુની ગુજરાતીના સ્વરૂપ અને બંધારણ વિષેનો અભિપ્રાય કંઇક સ્પષ્ટ અને દૃઢ થયો; વસ્તુતઃ અંગ્રેજ આદ્યકવિ ચોસરની ભાષા અને અત્યારની ઇંગ્રેજી ભાષા વચ્ચે જેવો તફાવત માલુમ પડે છે, તેવો ભેદ આપણને ગુજરાતના આદિ કવિ નરસિંહના સમકાલીન ભાલણની કાદંબરીમાંની ભાષામાં અને અર્વાચીન ગુજરાતીમાં જણાશે.

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોની તપાસ કરતાં, ડૉ. બુહલરને જૈન ભંડારમાંથી 'કહાન્ડદે પ્રબંધ' નામનું જુની ગુજરાતી ભાષાનું એક કાવ્ય મળી આવ્યું હતું. તેનું ઐતિહાસિક મૂલ્ય અને મહત્ત્વ આંકીને તેમણે તે સ્વ. નવલરામને 'ગુજરાત શાળાપત્ર'માં પ્રકટ કરવા મોકલ્યું હતું.

'ગુજરાત શાળાપત્ર'માં તે પ્રકટ થતાં ગુજરાતી ભાષાના નિષ્ણાત અભ્યાસી અને પ્રખર વિદ્વાન દી. બા. કેશવલાલભાઇએ, એક રત્નપરીક્ષક ઝવેરી જેમ ધૂળથી ઢંકાયલું પણ કિંમતી રત્ન ઝટ પરખી કાઢે, તેમ ભાષાવિકાસની દૃષ્ટિએ તેનું મહત્ત્વ માપી લીધું.

અમે ભૂલતા ન હોઇએ તો એમની જ ભલામણ પરથી સદરહુ કાવ્ય મુંબાઇ યુનિવર્સિટીની એમ. એ., ની પરીક્ષા માટે નિયુક્ત થયું હતું; અને વિદ્યાર્થીઓને 'શાળાપત્ર'માંની છાપેલી પ્રત મેળવતાં પડતી મુશ્કેલી દૂર કરવાને, એમની સૂચના અને સહાયતાથી શ્રીયુત ડાહ્યાભાઇ પી. દેરાસરીએ

તે કાવ્યનું શાસ્ત્રીય રીતે સંશોધન કરી સટીક એડિટ કરવાનું હાથ ધર્યું હતું. એમનું એ કાર્ય અભ્યાસી તેમ ઇતર વર્ગમાં વખણાયું છે. એ શુદ્ધ પ્રતનો યશ તે કાવ્યના વિદ્વાન સંપાદકને પૂરેપૂરો ઘટે છે, પણ તેઓ પોતે જ કહેશે કે, તે યશમાં દી. બા. કેશવલાલભાઇ પણ કેટલેક દરજ્જે હિસ્સેદાર છે.

તે અરસામાં 'ગુજરાત શાળાપત્ર'માં અવારનવાર જુના ગુજરાતી ગદ્યના નમુનાઓ, જુનાં પુસ્તકોમાંથી આપીને ભાષાવિકાસ અને ઉત્તરોત્તર બદલાતાં તેનાં સ્વરૂપના પ્રશ્નને તેઓ છણી રહ્યા હતા. પછી પ્રાચીન કૃતિઓમાંની 'રણમલ છંદ' અને 'વસંત વિલાસ'ની પ્રતો પ્રાપ્ત થતાં, એમના જુની ભાષા વિષેના વિચાર અને અભિપ્રાય વધારે મક્કમ થયા; અને તે એ કે, ભાષામાં ધીમે ધીમે, કયા નિયમોથી વિકાર અને વિકાસ–ઉત્ક્રાંતિ ચાલી આવે છે, તે સમજવામાં આવ્યા.

એમના મ્હોટાભાઇ હરિલાલે, એમના ઉચ્ચગામી પણ કંઇક ઉતાવળા સ્વભાવથી જુની ગુજરાતીના–તેના આરંભ અને બંધારણના–પ્રશ્નને મોખરે આણેલો; પણ તે વિષે ગંભીર વિચારપૂર્વક બંધાયલો અને આધારવાળો અભિપ્રાય, જે વજનદાર તેમ વિશ્વસનીય કહેવાય તે તો દી. બા. કેશવલાલનો જ ગણાશે.

એ ક્ષેત્રમાં એમના જેવું અને જેટલું સુંદર અને ઉંચી કોટિનું પ્રાચીન ગુર્જર કાવ્યનું સંશોધન અને પ્રકાશનનું કાર્ય બીજા કોઇએ કર્યું નથી, તે એમના સંપાદિત ગ્રંથો–'કાદંબરી' અને 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યો', જેમાં વસંતવિલાસ, રણમલ છંદ, કર્મણનું સીતાહરણ, જનાર્દનનું ઉષાહરણ વગેરે કાવ્યો આવી જાય છે,–તે કહી આપશે.

એમણે તો ગુજરાતી ભાષાનું મૂળ છેક હેમચંદ્રના અપભ્રંશના સૂત્રોમાં લગભગ તેરમા સૈકા સુધી ખોળ્યું છે; અને એ અભિપ્રાય વજુદવાળો છે, એમ સ્વ. દલાલે, ચૌદમા સૈકાના પ્રાચીન ગુર્જર કાવ્યોનો સંગ્રહ ગાયકવાડ ઓરિયેંટલ ગ્રંથમાળામાં છપાવ્યો છે તે પરથી, તેમ જ "જૈન ગુર્જર કવિઓ" ભા. ૧ માં રા. મોહનલાલ દલીચંદ દેસાઇએ સં. ૧૨૪૧ ની 'બાહુબળી રાસ'ની હાથપ્રત નોંધી છે, તે આધારે–કહી શકાય.

ભાષાસાહિત્યની દૃષ્ટિએ એમના પછી પ્રાચીન કાવ્યના સંશોધન અને પ્રકાશનમાં એ જ નામો બીજાં રજુ કરી શકાય એવાં મળી આવે છેઃ એક

સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલનું અને બીજું સ્વ. મણિલાલ બકોરભાઇ વ્યાસનું. ભાઇ દલાલ વધારે આયુષ્ય ભોગવવા પામ્યા હોત તો જે કાંઇ તેઓ કરી શકયા છે તેથી પણ વધારે સંગીન અને સરસ કાર્ય કરી શકત, એટલું એમનું વાચન અને વિદ્વત્તા વિશાળ અને બહોળાં હતાં. તેની ખાત્રી, ગાયકવાડ ઓરિયેંટલ ગ્રંથમાળાની શરૂઆત કરવામાં તેમ તેમાંના આરંભના દશેક ગ્રંથો એડિટ કરીને સંગીન, સ્થાયી અને કિંમતી જે ફાળો તેમણે આપ્યો છે, તે જોયાથી થશે.

ભાઈ મણિલાલ વ્યાસે લાવણ્યમય સૂરિરચિત 'વિમલપ્રબંધ' એડિટ કરીને, કહાન્ડદે પ્રબંધ જેવું બીજું એક અગત્યનું ઐતિહાસિક કાવ્ય આપણને આપ્યુ છે. એ જ સમયનું માંડણરચિત 'પ્રબોધબત્રીશી' નામના કાવ્ય સંશુદ્ધિનું કાર્ય એમણે આરંભેલું પણ તે પૂરૂં થાય તે પૂર્વે સર્વતોમુખી કાળે તેમને ભક્ષી લીધા છેઃ ગુજરાતી પ્રાચીન કાવ્યસાહિત્ય માટે એ ખોટ ન્હાનીસુની નથી.

(૫)

ગુજરાતનો ઇતિહાસ–રાસમાળા–સ્વ. ફોર્બસ સાહેબે જૈન ગ્રંથો પરથી તૈયાર કરેલો છે, અને એ પુસ્તકનું નામ 'રાસમાળા' રાખવામાં આવેલું છે, તે પણ જૈન રાસો શબ્દનું સૂચન કરે છે.

કવિ દલપતરામે ગુજરાતી કાવ્યદોહનમાં જૈન કવિ કૃતિઓના નમુનાઓ આપ્યા હતા, અને પ્રાચીન કાવ્યમાળાના ૩૫ મા મણકામાં મુનિશ્રી નેમવિજયજી કૃત શીલવતીનો રાસ દાખલ થયેલો છે.

પરંતુ જૈન સાહિત્ય જોઇએ તેવું છપાયલું ન હોવાથી તેમ તેની હાથપ્રતો બહાર કાઢવામાં તે સંગ્રહોના રક્ષકોની વૃત્તિ બહુ સંકુચિત રહેતી હતી તેથી, તે મેળવવામાં બહુ મુશ્કેલી પડતી એટલુંજ નહિ, પરંતુ તેની વિશ્વસનીય માહિતી પણ ઉપલબ્ધ થતી નહિ. આવા સંજોગોમાં જૈન ગુજરાતી સાહિત્ય પ્રતિ પ્રાચીન સાહિત્યના અભ્યાસકો એક પ્રકારનો પ્રમાદ અને બેદરકારી સેવતા હતા.

પણ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી ગોવર્ધનરામે તે તરફ લક્ષ આપવા આગ્રહ કર્યો, અને બીજી સાહિત્ય પરિષદના પ્રમુખ દી. બા. કેશવલાલભાઇએ, જુની ગુજરાતીની પરંપરા છેક સિદ્ધરાજ જયસિંહના સમયના અપભ્રંશ સાહિત્યમાંથી કાઢી બતાવી, જેમાં જૈન સાહિત્ય

પુષ્કળ લખાયલું મળી આવે છે, તેના પદ્ધતિસર અભ્યાસની અગત્ય પર ભાર મૂકયો.

આપણે જાણીએ છીએ કે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ માટે ખસુસ કરીને, હિન્દુ સમયનો—ચાવડા, સોલંકી અને વાઘેલા વંશનો અભ્યાસ કરવા સારૂ જૈન ગ્રંથો જ કિંમતી સાધનો પૂરાં પાડે છે; અને તે કાળે જૈન ધર્મની પેઠે જૈન તેમ ઇતર વિદ્વાનોને અને એમનાં પુસ્તકોને રાજકર્તાઓ તરફથી સારો આશ્રય અને ઉત્તેજન મળતાં હતાં.

હૈમ વ્યાકરણ રચવામાં સિદ્ધરાજ જયસિંહે દેશપરદેશમાંથી જૂદા જૂદા અગત્યના અને કિંમતી વ્યાકરણ ગ્રંથોની પ્રતો, શ્રી હેમચંદ્રાચાર્યના ઉપયોગ માટે મંગાવી આપી હતી; એટલું જ નહિ પણ તે વ્યાકરણ ગ્રંથ પૂરો લખાઇ રહ્યો ત્યારે તેને પાલખીમાં પધરાવી, આખા શહેરમાં ફેરવીને રાજસભામાં તેનો ભારે દબદબાથી સત્કાર કર્યો હતો.

મંત્રીશ્વરો વસ્તુપાળ અને તેજપાળ પોતે સાહિત્યકો હોવા ઉપરાંત અન્ય વિદ્વાનોને પોતાની પાસે રાખીને આશ્રય અને ઉત્તેજન આપતા હતા; અને ઉજ્જયિની—માળવાના પરમારો મુંજ અને ભોજ વગેરે તેમની સરસ્વતીની ઉપાસના માટે જાણીતા છે.

આ બધું બતાવે છે કે, એ સમયે આપણા સાહિત્યનું અને સાહિત્યકારોનું કેવું અને કેટલું બધું સંમાન થતું હતું અને તેમને ઉત્તેજન પણ કેવું ઉદાર અપાતું હતું.

બીજી રીતે આપણે પ્રાચીન સાહિત્યભંડાર સંગ્રહી તેમજ તેને સાચવી રાખવાની કાળજી અને યશ જૈન બંધુઓને છે. એ જૈન ભંડારોમાંની સાહિત્યસમૃદ્ધિ કેટલી બધી મૂલ્યવાન અને ઉપયોગી છે, તેનો ખ્યાલ ગાયકવાડ ઓરિયેંટલ ગ્રંથમાળાના ગ્રંથો જોવાથી આવે છે. એમાંના ઘણાખરા ગ્રંથો પાટણમાંના જૈન ભંડારોમાંથી સ્વર્ગસ્થ ચીમનલાલ દલાલે મેળવ્યા હતા; તેમનાં નામો માત્ર અગાઉ જાણવામાં હતાં પણ ખરેખરી ભાળ મળતી નહિ. એ પ્રતો સદરહુ જૈન ભંડારોમાંથી હાલ મળી આવી છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સાહિત્ય પરિષદની શરૂઆતની બેઠકોમાં જૈન સાહિત્યનો પ્રશ્ન ચર્ચાતાં, જૈન સાહિત્યના પ્રકાશન માટે ઘટતાં પગલાં લેવાવા માંડયાં. તે સાહિત્યની મહત્તા, વિવિધતા અને પ્રગટ કરવાની જરૂર ઉપર સ્વ. પોપટલાલ કેવળચંદ, સ્વ. મનસુખલાલ કિરતચંદ અને સ્વ. મનસુખલાલ

રવજીભાઇ વગેરે ગૃહસ્થોએ ખૂબ ઊહાપોહ કર્યો હતો. છેલ્લા ગૃહસ્થે તોઃ બૃહત્કાવ્યદોહનની ધાટીએ જૈન કાવ્યદોહન ભા. ૧ છપાવ્યો પણ હતો.

વળી જૈન કૉન્ફરન્સોએ જૈન ભંડારોની સુવ્યવસ્થા અને સંરક્ષણ માટે તેમ તેમાંની હાથપ્રતોની ફેરિસ્ત કરવાના ઠરાવો પસાર કર્યા હતા.

આ બધાનું પરિણામ એ આવ્યું કે જૈન સાહિત્ય સારા પ્રમાણમાં પ્રકટ થવા માંડ્યું; તેમાં રા. જીવણચંદ સાકરચંદ ઝવેરીના સ્તુત્ય પ્રયાસથી આનંદકાવ્ય મહોદધિના આઠ ભાગો—જૈન કાવ્ય સાહિત્યના—બહાર પડેલ છે; તે ઉપયોગી નિવડી વિશેષ ધ્યાન ખેંચે છે.

અદ્યાપિ અન્યત્ર વિશાળ સાહિત્ય જૈન ભંડારોમાં સુરક્ષિત પડેલું હશે. તે કેટલું સમૃદ્ધ, વિસ્તૃત, બહોળું ખેડાયલું, અને એવું વિવિધ જાતનું છે, કે જેનો કંઇક ખ્યાલ આવવા અમે વાચકબંધુને શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇ સંપાદિત ' જૈન ગુર્જર કવિઓ—ભા. ૧ ' એ નામની હાથપ્રતોની યાદી જોવાની ભલામણ કરીશું.

જૈન સાહિત્ય અને બ્રાહ્મણ સાહિત્ય, એ સંજોગવશાત્ પડેલા કૃત્રિમ ભેદો છે. ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ, એ બંને સાહિત્યોનો પદ્ધતિસર અને ઐતિહાસિક રીતે અભ્યાસ થવાની જરૂર છે; તે પરથી બને સાહિત્યની વિવિધતા અને સમૃદ્ધિનો, પરસ્પર સંબંધ, એક બીજા ઉપર થયેલી અસર, દરેકની વિશિષ્ટતા અને પ્રજાના ઉત્કર્ષમાં દરેકે શો હિસ્સો આપેલો છે, તે બધાની સરખામણી અને તુલના કરવાનું અને તપાસવાનું, બની આવશે. તેથી એ કૃત્રિમ ભેદને હવે વિશેષ અવકાશ કે ઉત્તેજન ન આપતાં, સઘળું સાહિત્ય એક જ ભાષા સાહિત્યની દૃષ્ટિએ અવલોકાય અને તેનો યોજનાપૂર્વક અભ્યાસ થાય, એ ઇચ્છવાયોગ્ય અને ઈષ્ટ છે.

( ૬ )

પ્રાચીન કાવ્ય ગ્રંથો—કાવ્યદોહન, પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, બૃહત્કાવ્યદોહન વગેરે–પ્રસિદ્ધ થયાં ત્યારે તેમના સંપાદક અને પ્રકાશકનો મુખ્ય હેતુ જુના કવિઓ અને તેમની કૃતિઓનો પ્રજાને પરિચય કરાવવો અને તે લખાણ, વાચન અને અભ્યાસ માટે સર્વોપલબ્ધ થાય, એ હતો.

તે સમયે જનસમૂહ એટલો બધો અજ્ઞાન અને શંકાશીલ હતો કે તેમની પાસેની હાથપ્રતો તે કોઇને બતાવતો નહિ, તો પછી તે બહાર આપવાની વા તેની નકલ કોઇને કરવા દેવાની હા પાડવાની તો વાતજ શી કરવી ? જુની

હાથપ્રતો જુના કાગળની પસ્તીમાં જાય અગર જળમાં પધરાવી દેવામાં આવે, પણ તેનો બહોળો ઉપયોગ થવા માટે પ્રકટ કરવા બહાર અપાય એવી લોકમતિ તે વખતે નહોતી. આ સંજોગોમા એકાદ કાવ્યગ્રંથની એકથી વધુ પ્રતો મેળવવી એ કેટલું બધું મુશ્કેલ અને વિષમ કાર્ય હતું, તેનો ખ્યાલ, જેવો એ સંપ્રાપ્તિના ક્ષેત્રના અનુભવીને આવશે તેવો બહારનાને નહિ આવે.

આ જાતની જનતાની મનોદશાના સ્પષ્ટીકરણમાં એક તાજોજ દાખલો અહિં નોંધીશું:

"બાબી વિલાસ" નામનું એક જાણીતું ઐતિહાસિક હિંદી પુસ્તક છે. તેની બહુ થોડી પ્રતો બહાર મળી આવે છે. ગુજરાતના ઇતિહાસ માટે તે એક ઉપયોગી ગ્રથ છે; તેના લેખક અમદાવાદના વતની અને જાતે વિસનગરા નાગર હતા. મૂળ લેખકના વંશજ પાસે સદરહુ બાબી વિલાસની એક પ્રત હતી; શ્રીયુત ડાહ્યાભાઇ પી. દેરાસરીએ તે મેળવવાને ઘણો શ્રમ લીધેલો—અને તે લાંબી મુદતથી; તે માટે તેમણે તેમને સારૂં ઇનામ અપાવવાની આશા પણ આપેલી—પરંતુ તે ગ્રંથની પ્રત તેઓ મેળવી શકેલા નહિં. સુભાગ્યે એ પુસ્તક લગભગ આખું અમદાવાદની ગુજરીમાંથી, મૂળ લેખકની વારસ એક બાઇએ જુના કાગળોની પસ્તીમાં કાઢી નાખ્યાથી હાલ હાથ આવ્યું છે. આ બનાવ સન ૧૯૩૦ ના જુલાઈ માસમાં બને છે, તે ઉપરથી સન ૧૮૬૨ માં કાવ્યદોહન, પ્રથમ કવિ દલપતરામે પ્રકટ કર્યું ત્યારે હાથપ્રતો મેળવતાં શું શું વિતતું હશે, તે સ્થિતિ કંઇક સમજાશે. સ્વ. ઇચ્છારામે તેને ધૂળધોયાનો ધંધો કહ્યો છે, એ શબ્દસઃ યથાર્થ છે.

જ્યાં કાવ્યની એક પ્રત આખી મેળવવાના વાંધાસાંસા હોય—ત્યાં એકથી વધારે પ્રતો મેળવી તે કાવ્યની શુદ્ધિ, સળંગતા અને ચોકસાઇ નક્કી કરવાનું ભાગ્યેજ બની આવે, એ સ્પષ્ટ છે.

તે કાળે પ્રાચીન સાહિત્ય તો શું પણ સામાન્ય જ્ઞાનનો પ્રચાર અને વિસ્તાર પણ, અમુક વર્તુળમાં જ મર્યાદિત હતો. તેનો ચાલુ અભ્યાસ રાખનાર ગણતરીના જ પંડિતો અને કથાકારો મળતા હતા.

અત્યારની જેમ છાપખાનાનો અભાવ તેથી કોઇ કાવ્યની નકલો મહા મુશ્કેલીથી થતી. લહીઆ પાસે નકલ કરાવતા તેને સારૂં મહેનતાણું આપવું પડતું. લહીઆઓ અભણ, માત્ર મરોડદાર અક્ષરે નકલ કરી જાણનારા, એટલે પ્રતમાં અશુદ્ધિઓ પણ વિશેષ આવી જતી; અને ઘણી પ્રતો

દોષવાળી થતી. કેટલીક વાર કવિ વા કથાકાર, પ્રસંગોપાત્ પોતાની કૃતિમાં ફેરફાર, સુધારા કે ઉમેરા કરતા રહેતા; તેમજ કેટલાંક કાવ્યો મુખપાઠથી ઉતારી લેવામાં પણ આવતાં. આ બધાં કારણો ભેગાં થતાં, જે કાવ્યો આપણને અત્યારે મળી આવે છે તેમાં, પુરતાં સાધનોના અભાવે, તેમ સમયાનુસાર અને સંજોગવશાત્ બહોળી અશુદ્ધિ, અપૂર્ણતા, પાડફેર, કાવ્યની પંક્તિઓમાં વધારો–ઘટાડો, ક્ષેપક ભાગ, વિપર્યાંતર અને એવા એવા બીજા ઘણા દોષ મળી આવે છે.

આ સ્થિતિ પ્રતિ અભ્યાસીવર્ગનું લક્ષ લાંબી મુદતથી ગયું છે; યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન મળ્યા પછી, સદરહુ કાવ્યગ્રંથોનો પદ્ધતિસર અભ્યાસ અને વિવેચના માટે તેની શુદ્ધ ટેક્સ્ટ, મૂળ ભાષાના શબ્દો માટે અગત્ય દર્શાવી, સારા કાવ્ય માટે વસ્તુની સળંગતા અને ચોકસાઇ ઉપર ખાસ ભાર મુકાય છે, અને તે માટે તેના પ્રકટ કરનારાઓને આગ્રહ કરવામાં આવે છે.

આ સિવાય મદરહુ કાવ્યગ્રંથોનો તુલનાત્મક અભ્યાસ અને સરખામણી થવાની અગત્ય છે. એક જ વિષય વા પ્રસંગ પર એકથી વધુ કવિઓએ પોતાની શક્તિ અજમાવેલી–પ્રયત્ન કરેલો ઘણીવાર જોવામાં આવે છે, એટલું જ નહિ, પણ સમયસમયના કવિઓએ એક સરખી વસ્તુ ને વિષયપર લખેલાં કાવ્યો ઉપલબ્ધ થયાં છેઃ જેમકે, નળાખ્યાન, ઓખાહરણ, સગાળશા આખ્યાન વગેરે. પાછળ ઉલ્લેખ કર્યા પ્રમાણે તુલનાત્મક દૃષ્ટિએ જૈન સાહિત્ય ખાસ વંચાવાની જરૂર છે. એ રીતિએ કાર્ય કરવાથી પ્રાચીન કાવ્ય સાહિત્યને બરોબર સમજવામાં અને તેમાંની ગુંચો ઉકેલવામાં ઘણી સુગમતા થશે. દાખલા તરીક રા. રામલાલ મોદીએ જાલંધર આખ્યાન. ભાલણ, શિવદાસ અને વિષ્ણુદાસ કૃત ભેગું એડિટ કર્યું છે, તેમાં શિવદાસના કાવ્યમાંથી કેટલીક પંક્તિઓ–જેમાં અમુક ત્રણ વૃક્ષોમાં–આંબળાનો ઉલ્લેખ મળે છે, તે પરથી તેમણે એમ બતાવવાનો યત્ન કર્યો છે કે, તે મરાઠીપરથી લેવાયું હોય. શિવદાસ દક્ષિણમાં ઔરંગાબાદમાં રહી આવ્યો હતો, એ બહુ જાણીતી બીના છે. રા. મજમુદારે પણ પ્રેમાનંદના એક કાવ્યમાં મહારાષ્ટ્ર કવિ વામનની અસર બતાવી છે. જાણીતા સગાળશાના આખ્યાનમાં જૈન અને બ્રાહ્મણ સંસ્કૃતિઓનું સંમિશ્રણ થયેલું છે. આ ઉપરાંત સ્વર્ગસ્થ દલાલે, ચંદ્રહાસ આખ્યાન, માધવ કામકુંડલા વગેરે આખ્યાનોમાં અને લોકકથામાં એ બંનેમાંથી પ્રાચીન અંશો પરંપરાએ કેવી રીતે ઉતરી આવ્યા છે,

તે બતાવ્યું છે. વાસ્તવિક રીતે આપણા પ્રાચીન સાહિત્યનો આ વિવેચનાત્મક ટીકાના ધોરણે અભ્યાસ થાય, તે આદરણીય અને ઉપકારક છે.

અભ્યાસ માટે જે તે કાવ્યોની પ્રતો-શુદ્ધ, સળંગ અને ક્ષેપક ભાગ રહિત, હોવાની જરૂરિયાત દર્શાવી તે સાથે બીજી એક દૃષ્ટિએ તે પ્રતોની પાઠ શુદ્ધિ નક્કી થવાની પણ અગત્ય છે.

આપણે સારો અને સંપૂર્ણ કોષ તૈયાર કરવો હોય તો, જુનાં કાવ્યોની શુદ્ધ હાથપ્રતો મેળવી તેમાં જે શબ્દો વપરાયા હોય, તે તેના અર્થ નોંધી ઉતારાસહિત જૂદા સંઘરવાની આવશ્યકતા છે. તેમજ તે કાવ્યોમાં, વ્યાકરણનાં જે જુનાં રૂપો, શબ્દ પ્રયોગો અને વિભક્તિ પ્રત્યયો આવ્યા હોય તે પરથી ગુજરાતી ભાષાનું એક સ્વતંત્ર વ્યાકરણ, તેની ઉત્પત્તિ genesis લક્ષમાં લઇને તૈયાર થાય તો, તે બહુ ઉપયોગી અને મદદગાર થઈ પડે. જુનાં કાવ્યના પદ્ધતિસર અને તુલનાત્મક અભ્યાસ માટે, ગુજરાતી કોષનો શબ્દસંગ્રહ, સંપૂર્ણ અને ચોક્કસ કરવા સારૂ અને ગુજરાતી ભાષાનું વ્યાકરણ તેના પ્રાકૃતિક સ્વરૂપમાં આલેખાય, તે અર્થે પ્રાચીન કાવ્ય સાહિત્ય જે હાલમાં ઉપલબ્ધ છે, તેનું નવેસર સંસ્કરણ થવું જોઇએ, એમ અમારૂં મંતવ્ય છે.

આના સમર્થનમાં બીજી એક દલીલ પણ રજુ થઇ શકે.

પૂર્વે જે કાવ્ય ગ્રંથો-સંગ્રહો પ્રકટ થયલા છે, તેમાં કાંઇ ધોરણ, વ્યવસ્થા કે ક્રમ નજરે પડતો નથી. નથી તે સૈકાવાર કે કવિવાર, કે વિષયવાર. પરંતુ જેમ કાવ્ય ગ્રંથો મળતા ગયા તેમ તેનો સંગ્રહ અને પ્રકાશનનું કાર્ય થયલું છે.

આ પરિસ્થિતિમાં પ્રત્યેક સૈકાવાર અથવા તો જૂદા જૂદા કવિવાર તેમનો સંપૂર્ણ કાવ્યસંગ્રહ તુલનાત્મક અભ્યાસની નજરે, એક જ વિષય કે પ્રસંગપર લખાયલાં જૂદા જૂદા કવિઓનાં કાવ્યોનો એકસાથે સંગ્રહ, જેમ રા. મંજુલાલે 'સુદામા ચરિત્ર' માં કરી બતાવ્યો છે તેમ, થવાની જરૂર છે.

આને માટે પહેલાંની પેઠે આપણને સાધનની મુશ્કેલી ઝાઝી નહિ નડે; જો કે કેટલીક અડચણ તો હજીએ રહેવાની.

સારા નસીબે અત્યારે આપણી પાસે છએક જુની હાથપ્રતોના સંગ્રહ સુરક્ષિત મળી આવે છે,—જૈન ભંડારો સિવાયના,—ફાર્બસ સભાના સંગ્રહની યાદી ભા. ૨ જો, હમણાં જ બહાર પડી છે. ડાહીલક્ષ્મી લાઇબ્રેરી

—નડિયાદ અને સેન્ટ્રલ લાઇબ્રેરી–વડોદરા, એ સ્થળોના સંગ્રહો પણ સારા અને મોટા છે. ગુજરાતી પ્રેસનો સંગ્રહ પણ કિંમતી લેખાય; મહેતાજી છગનલાલનો સંગ્રહ, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં છે તે.

આ બધા સંગ્રહોમાંથી અગાઉ છપાઇ ગયલાં ઘણાંખરાં કાવ્યો–ગ્રંથોની એકથી વધુ પ્રતો અચૂક મળી આવશે. કેટલીક તો તેમાંની નવી તેમ અપ્રસિદ્ધ પણ હશે. આપણા પ્રાચીન કાવ્યોનું નવેસર સંસ્કરણ, શાસ્ત્રીય અને ઐતિહાસિક રીતે સંશોધન અને એડિટ થવાની જેમ જરૂર છે, તેમ અપ્રસિદ્ધ કાવ્યો–જેનું પુર ઘણું મોટું છે, તે જે તે કવિને, પૂરો સમજવાની સાથે તેને ન્યાય આપવાની ખાતર, તેના બધા ગ્રંથો ભેગા છપાવવાની જરૂર સૌ કોઇ સ્વીકારશે.

આ ક્ષેત્રમાં કાર્યકર્તાઓ પણ સારી સંખ્યામાં, અનુભવી, ઉંડા અભ્યાસી તેમ સંસ્કારી મળી આવશે. મંજુલાલ મજમુદાર, અંબાલાલ જાની, રામલાલ મોદી વગેરે સિદ્ધહસ્તો છે. એમણે સુદામા ચરિત્ર, સુભદ્રા હરણ, અને બે નળાખ્યાન એડિટ કરીને સારી આબરૂ મેળવેલી છે; તેમ નટવરલાલ ઇચ્છારામ, શંકરપ્રસાદ રાવળ, ગજેન્દ્રશંકર પંડયા, હિંમતલાલ અંજારિયા, ભાનુસુખરામ મહેતા, રામનારાયણ પાઠક, પ્રો. બળવંતરાય ઠાકોર, રસિકલાલ, મોહનલાલ દલીચંદ દેસાઇ, લાલચંદ ગાંધી, ડોલરરાય માંકડ, ભરતરામ મહેતા, જેઠાલાલ શાહ, નવલરામ ત્રિવેદી, જ્યોતીન્દ્ર દવે, વગેરે અનેક જાણીતા પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓનાં નામો આગળ ધરી શકાય એમ છે.

પરંતુ સદરહુ કાર્ય એટલું વિશાળ, શ્રમસાધ્ય, ખર્ચાળ અને પંડિતાઇનું છે કે કોઇ એક વ્યક્તિ વા સંસ્થાથી એકલું તે ઉપાડી લઇ શકાય એમ નથી.

ખરી રીતે જૂદી જૂદી સંસ્થાઓ અને આગેવાન વિદ્વાનો એકત્ર થઇને, સાથે મળીને—જો એકાદ ચોક્કસ ઉપક્રમ યોજે તો તેમાં સફળતા મળે. સંયુક્ત સંઘ બળ, એકત્રિત સાધન અને સહકાર વિના આ જમાનામાં આવાં મોટાં કાર્યો સાધ્ય થાય નહિ. નવીન શાસ્ત્રીય અને ઐતિહાસિક પદ્ધતિએ સંશોધન કરવાનું કામ પરસ્પર સહકાર અને મદદ માગી લે છે. જીવનમાં તેમ જ્ઞાનમાં સહકાર એજ પ્રગતિનો મંત્ર છે.

ઉપલી દૃષ્ટિએ સોસાઇટીનો દલપતરામ સંગ્રહ કેવી અને શી શી સાધન સામગ્રી ધરાવે છે, તે હવે તપાસીએ.

૭

ગુજરાતી સાહિત્યનો આરંભ એક સીમા ચિહ્ન તરીકે નરસિંહ મહેતાથી થાય છે અને તેમને આદિ ભકત કવિ તરીકે ઓળખવામાં આવે છે.

આપણે જોઇ ગયા છીએ કે ગુજરાતી ભાષાનું મૂળ છેક વિક્રમના બારમા સૈકા સુધી ગયેલું છે, અને તેરમા સૈકાની કેટલીક જૈન કૃતિઓ મોજુદ છે, એમ રા. મોહનલાલ સંપાદિત જૈન ગુર્જર કવિઓ — ભાગ ૧ માંની યાદી વાંચતાં જણાય છે.

પ્રસ્તુત સંગ્રહમાંની હાથપ્રતોમા પણ નરસિંહ મહેતા પૂર્વેના જૈન ગ્રંથો નોંધાયલા જણાશે. સં. ૧૪૧૨નો વિજયભદ્રસૂરિ રચિત 'ગૌતમ રાસ' એક પ્રસિદ્ધ કાવ્યગ્રંથ છે અને તેની સંખ્યાબંધ પ્રતો મળી આવે છે.

મુગ્ધાવબોધ ઔક્તિક તો સ્વ. હરિલાલ ધ્રુવે સંપાદિત કરી, 'પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાળા'ના પહેલા રત્ન તરીકે પ્રગટ પણ કર્યું હતું, અને તે પર દી. બા. કેશવલાલભાઈનું વિવેચન અત્યારે પણ જુની ગુજરાતીનો અભ્યાસ કરનારને માર્ગદર્શક થાય એમ છે. એ જાતના વ્યાકરણ ગ્રંથો તે પછી બીજા પણ મળી આવેલા છે.

આ સંગ્રહમાં નવી જૈન કૃતિઓ સંખ્યામાં જૂજ છે અને તેમાંથી બે ત્રણ તો સંસ્કૃતના અનુવાદરૂપે છે. પણ એ આખોય વિષય સ્વતંત્ર ચર્ચા-વિવેચન માગી લે છે.

જૈન ગ્રંથકારોની પેઠે નરસૈંના પુરોગામિ કવિઓ, લેખકો હોવા જોઈએજ. જુદા જુદા સંગ્રહોની હાથપ્રતોની યાદી તપાસતાં એવાં નામો સંખ્યાબંધ મળી આવે છે, જેમાં અનેકવિધ વિષયોનું: જેમકે, સાહિત્ય ઇતિહાસ, કથાવાર્તા, શૃંગારાદિરસના ગ્રંથો, રામાયણ, મહાભારત, ભાગવત વગેરેનું નિરૂપણ થયલું છે.* ખસુસ કરીને નરસૈંએ જે વિષ્ણુ ભક્તિનું પ્રતિપાદન કરેલું છે તે વિચાર અને ભાવના તેમને નવીન સ્વતઃ સ્ફૂરી આવેલા નથી; તેને સિંચન અને પોષણ ક્યાંથી અને કેવી રીતે મળ્યાં, એ પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. પણ એ તો ચોક્કસ છે કે તે વસ્તુ

× જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૩૮ મું, અંક ૮ મો પૃ. ૧૬૯

* જુઓ હરિલીલાનો ઉપોદ્ઘાત, શ્રીયુત અંબાલાલ જાનીનો, પૃ. ૧૦-૧૧

ક્ષની પેઠે એકદમ ફૂલે ફાલે નહિ. ભાવા સાહિત્યનો વિકાસ અને પ્રચાર
મે ક્રમે જ સંભવે, અને કોઈ ચોક્કસ ભાવના અને વિચારની જડ બંધાતાં
અમુક સમય જરૂર વીતે.

તેથી એ વિષે વધુ ચર્ચામાં નહિ ઉતરતાં સવડ ખાતર નરસૈં
મહેતાને અંગ્રેજ કવિ ચોસરની પેઠે, પ્રાચીન ગુજરાતી સાહિત્યના આદિ
વિ ગણીને પ્રસ્તુત યાદીનું વિવેચન તેમનાથી શરૂ કર્યું છે.

નરસૈંના પુરોગામિ અને સમકાલીન કવિઓ અને લેખકોની
વિ. સં. પંદરમા અને સોળમા સૈકામાં લખાયલી હાથપ્રતો ઠીક ઠીક મળી
આવે છે; પણ આશ્ચર્યજનક એ છે કે તેમાં નરસૈંના કાવ્યગ્રંથોની એક
પણ પ્રત હજુ સુધી વિ. સં. સત્તરમા સૈકાના ઉત્તરાર્ધ પહેલાં ઉતારેલી
ઉપલબ્ધ થઇ નથી.

✓ તેનું એક કારણ એ હોય કે સં. ૧૫૧૨ માં જુનાગઢના માંડલિક
રાજા સાથે નરસૈંને હાર સંબંધી વાદ થયલો; તે પછી થોડા સમયમાં તે
રાજા માંડલિક ગુજરાતના સુલતાન મહમદ બેગડાના હાથે હાર પામી,
જુનાગઢ–ગીરનો મૂલ્ક મુસ્લિમ–ઇસ્લામી સત્તા નીચે આવ્યો હતો અને
તેના પરિણામે તે વખતે જે ભય, ત્રાસ, મારફાડ, લુંટફાટ અને અંધાધુની
વ્યાપી રહેલાં, તેમાં હસ્તલિખિત ગ્રંથ–સાહિત્યનો–નરસૈં અને બીજા લેખ-
કોનો–નાશ થયો હોય એ સંભવિત છે.

બીજું કારણ એ પણ સંભવે છે કે નરસૈં જે નવા ભક્તિ વિચારનો
પ્રવર્તક હતો તે નવાસવા હોઇ, પ્રચલિત ધર્મ વિચાર–સંપ્રદાયમાં એમનું
વખાણ વખતે ઝાઝું પ્રસર્યું ન હોય; હારમાળામાં જૂદા જૂદા ધર્મ સંપ્ર-
દાયના અનુયાયીઓ સ્વપક્ષનું સમર્થન કરી, નરસૈંને ઉતારી પાડવા જે
રીતે એમને નિંદે છે, તે પરથી જોઇ શકાય છે કે ચાલુ પ્રવાહના સામાં બળે
એ વિચાર–ભાવનાને આગળ વધવાનું હતું.

વસ્તુતઃ એમ બન્યું જણાય છે કે ગુજરાતમાં સત્તરમા સૈકામાં શ્રીમદ્
વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાય પગભર થયા પછી નરસૈંની
વિષ્ણુભક્તિ–વિચાર તેમાં આમેજ થઇ જઇ, સંપ્રદાય કવિ તરીકે એમને
મહત્વ અપાઇ, એમનાં પદ, કાવ્ય વગેરે પ્રતિ વિશેષ લક્ષ અપાવા લાગ્યું;
અને એ અનુમાનના સમર્થનમાં એવી દલીલ રજુ કરી શકાય કે વૈષ્ણવ
મંદિરોમાં એમના હારનાં પદો, કીર્તનો વગેરે અદ્યાપિ ગવાય છે.

તે પછી એમની ખ્યાતિ વધતાં, એમનાં પદો, કીર્તન, કાવ્ય વગેરે જનતામાં વિશેષ આદર અને પ્રચાર પામતાં ગયાં; અને તેથી મૂળ પદ-કાવ્યની ભાષા અને શબ્દોમાં અનેક રૂપાંતર થતાં ચાલ્યાં, અને તે એટલેથી અટક્યું નહિ પણ અન્ય ભક્ત કવિઓએ તેમનાં રચેલાં પદો નરસૈંને નામે ચઢાવી દીધાં છે. તેનો પુરાવો એમની હારમાળાની સંખ્યાબંધ પ્રતો હેરફેર અને ઓછાંવત્તાં પદોની મળી આવે છે, તે જોવાથી મળશે.

( ૭ )

આનું પરિણામ એ થયું કે, જેમને ગુજરાતી સાહિત્યના આદિ કવિનું સ્થાન અને માન અપાય છે, એમના કાવ્યગ્રંથોની મૂળ અને શુદ્ધ પ્રત-ટેક્ષ્ટ મળી આવતી નથી. પણ બીજા સમકાલીન લેખકો, ભીમ અને ભાલણના ગ્રંથોની પ્રતો મળેલી છે, તેની સરખામણી નરસૈંના ગ્રંથો સાથે કરીશું તો બંનેની ભાષામાં મોટું અંતર નજરે પડશે. તે પુરવાર કરે છે કે, નરસૈંના ઉપલબ્ધ ગ્રંથો આધુનિક છે; ફક્ત જો કોઇ પ્રત પંદરમા સોળમા સૈકામાં ઉતારેલી મળી આવે તેજ વિશ્વસનીય થઇ પડે.

પ્રસ્તુત સંગ્રહમાં નરસૈંના પદની એકજ પ્રત છે ( નં, ૧૮૯ ) જે સં. ૧૬૭૫ માં લખાયલી છે. તેમાં હારનાં માત્ર ૭ પદો મળી આવે છે. બીજી પ્રતો સં. ૧૭૬૨ ( નં. ૧૬૮ ), સં. ૧૭૬૪ ( નં. ૧૬૭ ), સં. ૧૭૬૫ ( નં. ૧૭૬ ), સં. ૧૭૯૭ ( નં. ૧૮૪ ) માં લખાયલી છે. તેમાં હારમાળાનાં પદો ૬૫ થી ૯૦ ની ફરતી સંખ્યામાં લખેલાં મળે છે. વળી એક પ્રત ( નં. ૧૬૫ ) ત્રુટક મળેલી છે; તેમાં હારનાં પદોની સંખ્યા પચાસ શબ્દોમાં જણાવેલી છે. પણ અરાઢમા સૈકામાં પ્રેમાનંદ કે અન્ય કોઈ સંપાદકે ગુંથેલી હારમાળામાં ૧૪૦ પદો બહુધા મળી આવે છે.

આ હકીકત પરથી એમ તો સ્પષ્ટ થાય છે કે નરસૈંએ જાતે ૫૦ કે ૬૫ પદોમાં મૂળ હારનો પ્રસંગ વર્ણવેલો; પણ પાછળથી એ પ્રસંગ આકર્ષક અને લોકપ્રિય થઇ પડતાં, જેમ એમના જીવન પ્રસંગો પર ભિન્ન ભિન્ન કાવ્યો—હુંડી, મોસાળુ, શ્રાદ્ધ, વિવાહ—જૂદા જૂદા કવિઓએ—કૃષ્ણદાસ, વિશ્વનાથ જાની, પ્રેમાનંદ, ગોવિંદ, હરિદાસ, મૂળજી, વગેરેએ—રચેલાં મળી આવે છે, તેમ તેમાં જૂદા જૂદા હાથે ઉમેરા, સુધારા વધારા અને ફેરફાર થયલા, એ વાસ્તવિક લાગે છે.

એમણે એમના જીવન પ્રસંગો જાતે આત્મકથન રૂપે વર્ણવેલા છે, તેનું પ્રમાણ એમનું કાવ્ય સામળશાનો વિવાહ પૂરૂં પાડે છે; અને થોડાક સયમ

પર એમના "હુંડી" કાવ્યની જૂદી જૂદી પાંચ પ્રતો પ્રાપ્ત થતાં (જુઓ, "ગુજરાતી"નો દિવાળી અંક, સન ૧૯૨૨) એ માન્યતા દૃઢ થાય છે; સં. ૧૭૯૯ માં ઉતારેલી, એમનાં પદોની એક પ્રતમાં (નં. ૪૨૨) "મોસાળું" એ પ્રસંગના બે છૂટક પદ મળી આવેલાં છે, તે ઉપલી દલીલનું વધુ સમર્થન કરે છે; અને હારમાળા વિષે અગાડી ઉલ્લેખ કરેલો છે.જ.

આમ એમનું જીવન પ્રસંગ વર્ણવતા છૂટક છૂટક કાવ્યગ્રંથો એમના મળી આવે છે; તે જેમ કવિના જીવન પર પ્રકાશ પાડે છે તેમ આત્મકથન રૂપે, તેનું મૂલ્ય વધે છે.

તેથી એ ભક્ત કવિના ગ્રંથોનું નવેસર સંસ્કરણ મૂળ ટેક્સ્ટ અને તે શુદ્ધ–બને તેટલી–મેળવવાને, અને તેને યથાર્થ રીતે સમજવા સારૂં તેમ ભાષા સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ, આવશ્યક છે.

તેજ પ્રમાણે એવો બીજો મહત્વનો પ્રશ્ન, જે પ્રથમ સ્વ. ગોવર્ધનરામે પહેલી સાહિત્ય પરિષદમાં પ્રમુખસ્થાનેથી આપેલાં ભાષણમાં ઉપસ્થિત કર્યો હતો, અને તે પર પછી પુષ્કળ ચર્ચા થયલી છે, તે, ભક્ત કવિ નરસિંહ મીરાંમાં વિષ્ણુભક્તિની જ્વાળા ક્યાંથી પ્રકટી? તે સ્વયંભૂ સ્ફુરી હતી કે તેમાં બહારની અસર હતી, તે ગુજરાતમાં ક્યારે અને કેવા સંજોગમાં ઉદ્ભવી? એ સર્વ ઐતિહાસિક રીતે વિચારાવું અને ચર્ચાવું ઘટે છે. કેમકે તે અરસામાં લખાયલાં વિષ્ણુ ભક્તિને પોષક અને તેના પરિણામ–ફળરૂપ પુસ્તકો–કાવ્યો સારી સંખ્યામાં ગુજરાતીમાં મળી આવે છે.

ભાલણનો દશમ સ્કંધ (નં. ૧૫૭), ભીમની હરિલીલા–સં. ૧૫૪૧ (નં. ૭૪૬), કેશવરામનો દશમ–સં. ૧૫૨૯ (ફૉર્બસ સભા સંગ્રહ) વગેરે પ્રસ્તુત પ્રવાહના પાકરૂપ ગ્રંથો છે. એ ભક્તિ પ્રવાહ જેમ સમગ્ર દેશમાં ફરી વળતો અને પ્રસરતો જણાય છે તેમ તેને અનુરૂપ, તે પ્રવૃત્તિને વેગ, બળ અને પોષણ અર્પનારૂં સાહિત્ય, રામાયણ, મહાભારત અને પુરાણ ગ્રંથો–આર્ય સંસ્કૃતિનો જ્વલંત સમુચ્ચય–નાં ભાષાંતર, એ અરસામાં લગભગ બધી પ્રાંતિક ભાષાઓમાં થયલાં જણાય છે, અને તેમાંથી લીધેલી વસ્તુ, પ્રસંગો પર લખાયલાં આખ્યાનો અને કાવ્યો, પદો વગેરે અનેક અને મોટી સંખ્યામાં મળે છે.

જનાર્દનનું ઉષાહરણ સં. ૧૫૪૮ (નં. ૨૯૧અ) ઉદ્ધવકૃત બભ્રુવાહન આખ્યાન, (નં. ૨૦), શ્રીધરનું સપ્તશતિ કાવ્ય સં. ૧૫૬૫ (નં. ૪૮૮ અને ૫૮૩અ), માંડણની રૂકમાંગદ કથા–સં. ૧૫૭૪ (નં. ૫૫૨અ), ભાલણસુત–વિષ્ણુદાસનું ઓખાહરણ–સં. ૧૫૮૦ (નં. ૨૭૯), ભગવદ્‌ગીતા

( ગદ્યમાં ટીકા ) સં. ૧૫૮૩ ( નં. ૪૨૧ ), ધ્રુસરદાસનું હરિરસ સં. ૧૬૦૦ (નં. ૪૪૨), સેહેદેવની ભ્રમરગીતા સં. ૧૬૦૯ (નં. ૧૬૭ ચ), સુરદાસનું પ્રહ્‌લાદ આખ્યાન–સં. ૧૬૧૧ ( નં. ૧૮૯ અ ), શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ (નં. ૧૭૯અ), સં. ૧૬૩૪ નું વિષ્ણુદાસકૃત રૂકમાંગદ આખ્યાન (નં. ૩૭૭અ), સં. ૧૬૩૭ મેગલનું ધ્રુવાખ્યાન, (નં. ૨૦૦અ), સં. ૧૬૩૯ લક્ષ્મીદાસનો ગજેન્દ્ર મોક્ષ (નં. ૩૩૬),–જેમનો દશમ પણ ઉપલબ્ધ છે; (નં. ૪૭૦), હનુમાન ચરિત્ર કાસીસુતનું–સં. ૧૬૪૭ (નં. ૫૩ ), વાસણદાસનો રાધાવિલાસ–સં. ૧૬૫૮ ( નં. ૭૩૮અ), સં. ૧૬૪૯ રામદાસસુત મન્યનું અંબરિષ આખ્યાન (નં, ૬૯), સં. ૧૬૫૭ વિષ્ણુદાસનું હરિશ્ચંદ્રાખ્યાન (નં. ૨૦૦), સં. ૧૬૬૦ દેવીદાસનું રૂકિમણી હરણ (નં. ૧૯ચ) અને રામભક્તની ભગવદ્‌ગીતા સં. ૧૬૬૭; (નં. ૬૨) એકાદશી મહાત્મ્ય સં. ૧૬૭૦ અને ડાંગવ આખ્યાન સં. ૧૬૭૨ શિવદાસનું (નં. ૨૭ અને નં. ૩૮), સં. ૧૬૭૨ નરહરિની ભગવદ્‌ગીતા (નં. ૬૧૦), સં. ૧૬૭૩ કૃષ્ણદાસનો સુદામો ( નં. ૩૨ ), અને મચ્છવેધ શિવદાસનો (નં. ૬૦૨), સં. ૧૬૭૭ રાજધરનું ચંદ્રહાસ આખ્યાન (નં. ૧૮૯ બ), ને ચંડી આખ્યાન શિવદાસનું (નં. ૪૭૮); સં. ૧૬૮૮ અવિચલદાસનું ભાગવત–છઠ્ઠો સ્કંધ (નં. ૪૭૭), સં. ૧૬૮૯ પરમાનંદદાસનો હરિરસ ( નં. ૪૫૪ ); સં. ૧૬૯૪ વૈકુંઠનું ધ્રુવાખ્યાન (નં. ૪૩૦); સં. ૧૬૯૬ હરિરામકૃત બભ્રુવાહન આખ્યાન (નં. ૨૦૦બ); સં. ૧૭૦૪ કલિયુગનો મહિમા અને સ્વર્ગારોહિણી સુરભટ્ટ (નં. ૩૯૫ બ અને નં. ૨૧૧) વગેરે.

આ યાદી હજુ બહુ લાંબી વધારી શકાય એમ છે; અને બીજા સંગ્રહોમાંથી નામો ઉતારી લેતાં તેની સંખ્યા બહુ મોટી થવા જાય છે.

પરિશિષ્ટ નં. ૧ માંના ગ્રંથોની કક્કાવારી પરથી માલુમ પડશે કે રત્નેશ્વરના ભાગવતના ૧, ૨, ૧૧, ૧૨ એમ ચાર સ્કંધો; અવિચળદાસકૃત છઠ્ઠો સ્કંધ, સંત મહારાજ અને વલ્લભનાં ભાગવત સમગ્ર અને એક ગદ્યમાં મળેલાં છે; તેમજ દશમ સ્કંધ ભાલણ, લક્ષ્મીદાસ, સંત, રઘુનાથ, પ્રેમાનંદ–સુંદર, સુંદર, તુલજારામ, માધવદાસનો અને એક ગદ્યમાં પણ પ્રાપ્ત થયેલો છે.

તેના પરથી એની વિવિધતાનો તેમ એ ભક્તિ ગ્રંથની લોકપ્રિયતાનો અને તેની ચાલુ માગણીનો ખ્યાલ આવશે. વળી દરેક પ્રત અને લેખકનું નામઠામ બરોબર મેળવાય અને તપાસાય તો તેનો પ્રચાર અને વિસ્તાર, કયાં કયાં અને કેટલો હતો, તેની રેખા–મર્યાદા પણ દોરી શકાય.

પ્રેમાનંદનું દશમ અને ભાલણનું દશમ એ બે ગ્રંથો બીજા કરતાં વધુ પ્રચલિત છે. પણ તેનાં નવાં સંસ્કરણ, જૂદી જૂદી પ્રતો પરથી, ખાસ કરીને ભાષા અને સાહિત્યની દષ્ટિએ થવાં જરૂરનાં છે; અને તેના પરિશિષ્ટરૂપે, તુલના અને સરખામણી થવા અન્ય ગ્રંથોમાંથી parallal passages સમાન ભાગના ઉતારા અપાય તે વધુ ઉપયોગી થઇ પડશે.

(૮)

ભાલણ સુત ઉદ્ધવે રામાયણનો અનુવાદ સં. ૧૫૫૫ના અરસામાં કરેલો અને તેનો અધુરો રહેલો ભાગ–ઉત્તર રામાયણ એમના ન્હાના ભાઇ વિષ્ણુદાસે સં. ૧૫૭૫માં પૂરો કર્યો હતો. સદરહુ કાવ્ય સોસાઇટી તરફથી પ્રકટ થયલું છે. માંડણ રચિત રામાયણની (સં. ૧૫૭૪) તૂટક પ્રત મળેલી છે, તેની સંપૂર્ણ પ્રત મેળવવા તજવીજ થવી જોઇએ છીએ, તે પછી સં. ૧૬૫૬માં રચાયલું ખંભાતના કવિ વિષ્ણુદાસનું મળે છે; ત્રીજું એક લિંબજીનું આરંભ અને અંત વિનાનું જડયું છે; પણ તેના વિષે કોઈ જાતની માહિતી મળતી નથી.

આ સિવાય રાઘોદાસનું અધ્યાત્મ રામાયણ સં. ૧૭૭૦માં લખાયલું, તેની બે પ્રતો છે.

મહાભારતની સરખામણીમાં રામાયણનું વાચન અને અભ્યાસ ઝાઝો થતો હોય એમ જણાતું નથી; પણ પ્રાચીન સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ થવા સારૂ ઉદ્ધવકૃત રામાયણની પેઠે માંડણના રામાયણની આખી પ્રત મેળવીને તેમ વિષ્ણુદાસનું રામાયણ એ બંનેનું સારી રીતે સંશોધન અને પ્રકાશન થાય તે ઇચ્છવાયોગ્ય છે.

મહાભારત પાંચ છ કવિઓનું, છૂટક છૂટક પર્વોમાં, લખેલું મળે છે. નાકર, વિષ્ણુદાસ, કાશીસુત મેઘજી, હરિદાસ, ભાઉ, અવિચલદાસ, માધવદાસ અને અજ્ઞાત કવિ; પણ કોઇ એકનું તે સંપૂર્ણ મળતું નથી. વળી જૂદા જૂદા કવિઓનાં પર્વો એકઠાં કરીએ તોપણ આખું મહાભારત સંકલિત થાય કે કેમ એ પણ સંશયપડતું છે.

એક માન્યતા એવી છે કે સંપૂર્ણ મહાભારતનો અનુવાદ કરનાર મૃત્યુ પામે છે, તેથી કોઇ તે પૂરૂં કરતું નથી. બીજી મુશ્કેલી એ છે કે એ કાવ્યોમાંનાં ઘણાંખરાં છપાયલાં ન હોવાથી તે બહુ જાણવામાં નથી અને તે કારણે તેનું વાચન, પ્રચાર અને અભ્યાસ નહિ જેવાં હોય છે.

બંગાળીમાં કૃતિદાસ અને કાશીદાસના રામાયણ, અને મહાભારત, મહારાષ્ટ્રમાં મુક્તેશ્વરનું મહાભારત, એ ગ્રંથો જેટલી લોકપ્રિયતા અને પ્રસિદ્ધિ

પામ્યાં છે, તેટલાં આપણે અહિં એ કાવ્યો પ્રચાર કે ખ્યાતિ પામ્યાં જણાતાં નથી.

અત્યારે જનતામાં વલ્લભરામ અને રેવાશંકરના ગ્રંથો–મહાભારત મોટે ભાગે વંચાય છે; અને રા. રામલાલ મોદીએ વિષ્ણુદાસનું અને રેવાશંકરનું જાલંધર આખ્યાન એ બંને સરખાવી જોયાં તો જણાયું કે રેવાશંકર વિષ્ણુદાસને ઘણે ભાગે અનુસરે છે; એટલે આધુનિક કર્તાઓએ પાછલા કવિઓમાંથી શું શું અને કેટકેટલું ગ્રહણ કર્યું છે, તે જાણવા સમજવા સારૂ પ્રાચીન કૃતિઓનું પ્રકાશન તેમજ મૂળ લેખકની ખૂબીઓ પિછાનવાને અને પ્રાચીન ગુજરાતી સાહિત્યનો શાસ્ત્રીય રીતે અભ્યાસ કરવાને અગત્ય ધરાવે છે.

આની સાથે અશ્વમેધનો વિચાર કરી લઇશું. તે ૭ લેખકોનાં મળેલાં છે; રત્નેશ્વરનું, તુલસીનું અને રઘુરામનું, એ ત્રણે છપાયલાં છે; માત્ર વિષ્ણુદાસ અને ધીરાનાં અપ્રસિદ્ધ છે. છેલ્લું કોઇ અજ્ઞાત લેખકનું છે; ધીરાનું અધુરૂં છે; અને તે પ્રત પણ જોઇએ તેવી સારી અને સંપૂર્ણ નથી. ખાસ કરીને વિષ્ણુદાસનું અશ્વમેધ છપાય તો જે જૂદા જૂદા આખ્યાનો તે પરથી પાછળથી અન્ય લેખક–કવિઓએ લખ્યાં છે, તે મેળવવા તપાસવામાં તેમ તેની ભાષાશૈલી અને છંદ રચનાની દૃષ્ટિએ કસોટી કરવામાં મદદગાર થાય.

(૯)

વિષ્ણુભક્તિ પ્રવાહે શૈવ–અદ્વૈતવાદને તાત્કાલિક કાંઇક પછાત પાડયો, તેનું પ્રાબલ્ય શિથિલ કર્યું પણ તે ઝરણું સતત વહેતું રહ્યું હતું એમ તેને લગતું સાહિત્ય તે પછીના સૈકામાં લખાયલું મળી આવે છે, તે પરથી કહી શકાય. દાખલા તરીકે નરહરિની જ્ઞાનગીતા સં. ૧૬૭૨ (નં, ૩૯) વસિષ્ટ સારગીતા સં. ૧૬૭૭ (નં. ૪૨૭), અખેગીતા સં. ૧૭૦૫ (નં. ૭૫૩) જ્ઞાનપ્રકાશ ગોપાળદાસનો સં. ૧૭૦૫ (નં. ૭૨૨), શિવપુરાણ, મહાદેવસુત હરદેવકૃત સં. ૧૭૪૦ (નં. ૪૪૭) હસ્તામલક ભાણદાસનું સં. ૧૭૧૬ અને જગદીશનું (નં. ૭૩૬, અને નં. ૧૩૪), જગજીવનની મણિરત્નમાળા સં. ૧૭૭૨ માં (નં. ૧૯૩), જ્ઞાનગીતા અને નરબોધ, જગજીવનકૃત સં. ૧૭૭૩ (નં. ૫૯૯), અધ્યાત્મ રામાયણ, રાઘોદાસ સં. ૧૭૭૮ (નં. ૫૩) અને અનુભવાનંદની શિવગીતા સં. ૧૭૭૦ (નં. ૭૩૧) વગેરે ગ્રંથો ઉપલબ્ધ છે.

ભક્તિ સાહિત્ય પોષક ગ્રંથો ભાગવત, રામાયણ અને મહાભારતના પ્રચારમાં, જે કવિઓ અને લેખકોએ જે સ્તુત્ય કાર્ય કર્યું છે, તેમાં જાણવા જેવું

અને મહત્વનું એ છે કે જેમ ભકતોમાં બધી જાતિના ભકતો મળી આવે છે તેમ લેખકો-કવિઓમાં બધારો (કાસીસુત), વૈશ્ય (નાકર), બ્રહ્મક્ષત્રિય (પરમાનંદદાસ), મોઢ બ્રાહ્મણ (ભાલણ), વાળંદ (હરિદાસ), લુણીનો ખડાયતો (કૃષ્ણદાસ, સુદામાનો કર્તા), કાયસ્થ (માધવદાસ), ઔદિચ્ય (ભાઉ), નાગર (વિષ્ણુદાસ), રાયકવાળ (હરિદાસ) ચારણ (ઇસરદાસ), ગાંધર્વ (દેવીદાસ) અને સોની (અખો) વગેરે નામો આપી શકાય. અને તે સિદ્ધ કરે છે કે જ્ઞાનનો ઇજારો એકહથ્થુ ન હતો પણ સૌ કોઇ સંસ્કાર અને આવડ પ્રમાણે પોતાની બુદ્ધિશક્તિનો લાભ-જ્ઞાન જનતાને આપતા હતા.

અહિં એક બિનાનો ઉલ્લેખ કરવો ઘટે છે કે આ સંગ્રહમાં ચારણી સાહિત્યનો ગ્રંથ એક જ છે અને તે હરિરસ, ઇસરદાસ રચિત સં. ૧૬૦૦ ના આશરે ( નં. ૪૪૨ ), જે લીંબડી રાજ્ય તરફથી ત્રીજે વર્ષે છપાયો છે.

મધ્ય યુગમાં બ્રાહ્મણ સંસ્કૃતિનું પ્રાબલ્ય કંઇક નરમ પડેલું જણાય છે અને રાજદરબારમાં અને પ્રજામાં ભાટચારણોનો આદરસત્કાર અને માન વિશેષ હતાં. તેમનું વેણ કોઇ ઉઠાવી શકતું નહિ અને તેમની બાંહેધરી જેમ પાકી ખાત્રીભરી તેમ પવિત્ર લેખાતી. દરબાર અને ઠાકોરો તેમની અવગણના કરતાં બ્હીતા. શ્રીયુત મેઘાણી રચિત 'રસધાર'ના પાંચ ભાગ અને 'કચ્છજે' નૂર એ પુસ્તકો વાંચનાર જોઇ શકશે કે એ સમયે એક ભાટચારણનો શો મોટો મોભો, દરજ્જો અને ગૌરવ હતાં.

ચારણી સાહિત્ય પુષ્કળ અપ્રસિદ્ધ પડેલું છે; એટલું જ નહિ પણ તે પ્રતિ અત્યંત બેદરકારી અને અભાવ સાહિત્યના અભ્યાસીઓમાં નજરે પડે છે, એ ખેદજનક છે.

જુનું ગુજરાત પ્રથમ રાજસ્થાનમાં ગણાતું અને તેનું પાયતખ્ત શ્રીમાળ, જ્યાંથી શ્રીમાળી, ઓસવાળ, પોરવાડ વગેરે જાતિઓ નીચે સંકટ ને હાડમારીના સમયમાં દક્ષિણમાં ઉતરી આવીને વેરણખેરણ વસેલી છે.

આપણું પ્રાચીન સાહિત્ય પદ્ધતિસર અવલોકવું-વિચારવું હોય તો એ રાજસ્થાની અને ચારણી બંને ભાષા સાહિત્યનો ખાસ અભ્યાસ થવો જરૂરનો છે. રાજસ્થાનીમાં લખાયલો એક ગ્રંથ પાબુજીના દુહા ( નં. ૨૪૭ ) સાંપડેલો છે; પણ એવા ગ્રંથોનો ટોટો નથી. જોધપુર અને બિકાનેર દરબારના સંગ્રહોમાં જે ચારણી-રાજસ્થાની-હિંદી સાહિત્ય સંગ્રહી રાખેલું છે, તેની યાદી સ્વ. ટેસિટોરીએ કરેલી છે, તે વાંચતાં આપણને

જણાય છે કે તે કેટલું બધું સમૃદ્ધ અને આપણા પ્રાચીન ઇતિહાસ અને પ્રજા જીવન પર પ્રકાશ પાડનારૂં છે.

(૧૦)

વળી આપણું સાહિત્ય, કથા વાર્તા અને આખ્યાનોનું મૂળ-વસ્તુ, સંકલના વગેરેનો કંઇક આધાર-સાર એ ભાષામાંના સાહિત્યમાંથી મળી આવવા સંભવ છે, ઉપરાંત આપણા કેટલાક રીતરિવાજો, આચાર વિચાર, રૂઢિ, વ્રત, તહેવાર વગેરે સમજવાને અને તેની ગુંચો ઉકેલવાને એ સાહિત્ય, -બંનેનું ઉગમ સ્થાન એક હોવાથી,-વધુ ઉપયોગી થવા વકી છે.

પ્રસ્તુત મુદ્દા વિષે વધુ વિચાર કરતાં આપણી કથા વાર્તાનું સાહિત્ય ખાસ ધ્યાન ખેંચે છે. સામાન્ય રીતે કથાવાર્તાનું સાહિત્ય એવું મળે છે કે મૂળ વસ્તુમાં સમયાનુસાર, પ્રસંગાનુસાર અથવા કોઇ હેતુ નિમિત્ત, પુષ્કળ ફેરફાર કે સુધારાવધારા પાછળથી થયેલા માલુમ પડશે. મૂળની સહજ વસ્તુ પરથી તેને મ્હોટું રૂપક આપી દીધેલું અથવા તેમાં કોઇ સિદ્ધાંત પ્રતિપાદન કરેલો મળી આવશે, એટલુંજ નહિ પણ એક બીજામાંથી અનુકરણ થયલું, નહિ તો મૂળ વાર્તાની સુધારાવર્ધિત આવૃત્તિ જ, ફક્ત નામોનાં ફેરફારવાળી તે થયલી હશે.

તેનું સ્પષ્ટીકરણ થવા શિવદાસ રચિત કામાવતીની વાર્તા વિચારીશું. એ વાર્તાની એક પ્રત એવી મળી આવેલી છે ( નં. ૮ અ), જેમાં એના પ્રથમ બે ભવની કથા આપેલી છે. બીજી બધી પ્રતોમાં માત્ર ત્રીજા ભવની કથા આપેલી છે; જ્યારે પહેલા ભવની વાર્તા તેની જ રચેલી હંસાવલીના નામે પ્રસિદ્ધ થયલી છે. પણ તે વાર્તાને એ જ નામની બીજી સં. ૧૭૨૫ માં મધુસૂદને રચેલી ( નં. ૧૯૦ ડ) વચ્ચે એ વાર્તાઓના કરવતના પ્રસંગ વિના બીજું કશું સામ્ય નથી. પ્રેમાનંદના શિષ્ય વીરજીએ કામાવતીનું આખ્યાન લખ્યું છે, તે તો શિવદાસનું માત્ર અનુકરણ કરે છે. શરૂઆતમાં પહેલા બે ભવનો સંક્ષેપમાં સાર આપી, ત્રીજા ભવની આખી વાર્તા તે ઉતારી લે છે.

વળી શિવદાસની વાર્તામાં કામાવતી પુરૂષવેશ ધરી, સ્થળે સ્થળે પરાક્રમ કરી અનેક કુંવરીને પરણે છે અને અંતમાં, ચિત્રપટની યોજના કરી અથવા જેમકે, સદાવ્રત માંડી, પોતાના ખરા સ્વામિને શોધી કાઢવા યુક્તિ રચે છે, એનું સામ્ય બીજી ઘણી લોકવાર્તાઓમાં-સામળની મદનમોહ-

-નામાં, સેવંતીબાઇની કથામાં ( Old Deccan Tales ) વગેરેમાં મળી આવશે.

એવું મળતાપણું સામળની વિદ્યાવિલાસિની અને બે જૈન બંધુઓ -રચિત વિનેચટની વાર્તા વચ્ચે (નં. ૪૫૭) મળી આવશે.

એ જ પ્રમાણે બીજું એવું અનુકરણ રાજધર રચિત વિક્રમ પ્રબંધ પરથી થયલું, સામળની-પંચદંડની વાર્તામાં દષ્ટિગોચર થાય છે. વળી નરપત -રચિત પંચદંડનું કાવ્ય ઉપલબ્ધ છે (નં. ૪૮૯ अ), પણ તે સરખાવી જોવાનું બની શક્યું નથી. એ જ પ્રમાણે નંદબત્રીસીની જુની પ્રતો -ચુંપાઇમાં લખાયલી મળી આવે છે (નં. ૨૯૭), એ પણ સામળના કાવ્ય સાથે સરખાવવી જોઇએ છીએ.

(૧૧)

સામાન્ય માન્યતા એવી છે કે સામળે એના સિંહાસન બત્રીસી નામક ગ્રંથમાં મૂળ સંસ્કૃત ગ્રંથનો અનુવાદ કર્યો છે; પણ ક્ષેમકંર રચિત સિંહાસન બત્રીસીમાંની ૩૨ વાર્તાઓ સાથે સામળની બત્રીસ વાર્તાઓ સરખાવી જોતાં, લગભગ અડધા ઉપરની વાર્તાઓની વસ્તુ જૂદી પડી જાય છે; અને તે અભ્યાસપૂર્વક તપાસાતાં તેનાં મૂળ-બીજ લોકકથામાંથી જ લીધેલાં મળી આવશે. સદરહુ ક્ષેમકંરના ગ્રંથનું જૈન સંસ્કરણ રામચદ્રનું લખેલું ગુજરાતીમાં 'વિક્રમ પ્રબંધ' નામથી વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી પ્રકટ થયલું છે, તેની સાથે એ સરખાવી જોવાથી બંને વચ્ચે કેટલો બધો તફાવત છે, તે તુરત લક્ષમાં આવશે.

તા. ૧૦ મી ઑગષ્ટ ૧૯૩૦ ના રોજ ગુ. વ. સોસાયટી તરફથી 'ચંદ્રહાસ આખ્યાન' વિષે જાહેર વ્યાખ્યાન આપતાં દી. બા. કેશવલાલ ભાઇએ, દાખલા દલીલો રજુ કરી સમજાવ્યું હતું કે, સદરહુ કાવ્યમાં વિષ્ણુભક્તિનું માહાત્મ્ય છે; અને તેને અનુસરતું બીજું એક આખ્યાન "કુમારપાલ પ્રતિબોધ"માં નોંધેલું છે, તેમાં અહિંસા તત્વ પ્રતિપાદન કરેલું છે. આ ભક્તિ અને અહિંસાનાં તત્વો પાછળથી એ કાવ્યમાં તે પક્ષના વિચાર-સિદ્ધાંતનું સમર્થન કરવાને જૂદી જૂદી રીતે ઉમેરાયલાં જણાય છે; પણ તે પૂર્વે એ આખ્યાન કેવળ ભક્તિના માહાત્મ્યનું એક મહા રૂપક જ હતું; તે તેમાંના પાત્રોના નામો-જેવા કે, સુધાર્મિક, ધૃષ્ટબુદ્ધિ, -મદન (કામ, ભગવદિ) પરથી સ્પષ્ટ થાય છે; અને તેથી પણ પાછળ જઇ

પ્રાકૃત-સાહિત્યમાં તેને તપાસીએ છીએ. તો એ કથાનો મુદ્દો દૈવેચ્છાપર અવલંબી રહેલો મળે છે. મૂળ વાત એમ છે કે એક રઝળતો,- નિરાધાર- અનાથ બાળક એક ગોવાળને ત્યાં દહીમાં ઉછરે છે. એ ગોવાળની દહીએ તેના ધણીનો માલિક એકવાર તપાસ અર્થે આવે છે. વાતચિતમાં એક નવો સાંઢ ખરીદેલો છે તેને લઇ આવવા શેઠ ઉત્સુકતા દર્શાવે છે. તે પરથી ગોવાળીઓ 'તે કામ-સાંઢ લઈ આવવાનું-પોતાના પાલક બાળકને સોંપવાનું શેઠને કહી તેની પાસે ચિટ્ઠી લખાવે છે. શેઠ ચિટ્ઠીમાં સાંઢ (प्रा. विस, सं. वृष) આપવાનું લખે છે; પણ તેનો અર્થ શેઠાણી (प्रा. विस, सं. विश) દીકરી દેવી એમ સમજે છે. આમ દૈવયોગે અનાથનું ભાગ્ય ઉઘડી જાય છે. આ વાર્તા દૈવી સત્તા બળવાન છે એજ લૌકિક તત્ત્વજ્ઞાન રજુ કરે છે. તે પછી એ પ્રસંગને ભક્તિ માહાત્મ્યના સ્વરૂપમાં એક મહારૂપક તરીકે આલેખી વર્ણવવામાં આવે છે;અને તેમાં ઉપર કહ્યું તેમ વિષ્ણુ-શાલગ્રામ ભક્તિનું તત્ત્વ અને જૈન કથામાં અહિંસાનું તત્વ દાખલ થાય છે. એ પાછળની કથાઓમાં ઉપર ઉલ્લેખેલ પ્રા. विसं देहि ને સ્થાને સં. विषं देहि (ઝેર આપવું) લખાય છે અને તેમાં પછી ફેરફાર—ઉમેરો થતાં સં. विषां देहि અને विषयां देहि (વિષા કે વિષયા) નામની પુત્રી દેવી એમ બેસાડી દેવામાં આવે છે. સ્વર્ગસ્થ ચીમનલાલ દલાલે એ વિષય-પર-ચંદ્રહાસ આખ્યાનનું પર્યાલોચન કરતાં (જુઓ. બુદ્ધિપ્રકાશ-વર્ષ ૫૮; અંક ૧૦ મો, પૃ. ૩૧૦) બતાવ્યું હતું તેમ એ લોકકથામાંનું તત્વ-અંશ અન્ય દેશોનાં વાર્તા સાહિત્યમાં પણ મળી આવે છે.

ખરી રીતે લોકકથા અને વાર્તાના અંશો દેશ પરદેશમાં પ્રસરતા અને વિસ્તાર પામતા રહે છે અને તેમાં જનતાના સ્વભાવાનુસાર અને રૂઢિ અને સ્થળ પરત્વે ફેરફાર અને ઉમેરા થયા કરે છે જ; અને તે દ્વારા કોઇ નીતિનો—અર્થનો બોધ કરવા અથવા તો ધર્મોપદેશ કરવા એ વાર્તાનું મૂળ સ્વરૂપ જાણીબુજીને ફેરવવામાં આવે છે અને તે નવું રૂપાંતર પામે છે.

આવી વાર્તાઓ—જેમકે, કથાસરિત્સાગર, પંચોપાખ્યાન, સિંહાસન બત્રીસી, જૈન લોકકથાઓ વગેરેમાં પુષ્કળ મળી આવશે.

આપણું એ સાહિત્ય કેવી જાતનું છે, એમાં શું શું આવે છે; એ કેવું વિકસેલું-ખેડાયલું છે, તેનો કંઇક પરિચય અને ખ્યાલ, સાહિત્ય સંસદ તરફથી પ્રકટ થયેલ 'મધ્યકાલીન સાહિત્ય પ્રવાહ'-ખંડ ૫ એ નામના પુસ્તકમાંથી શ્રીયુત મંજુલાલનું "લોક વાર્તાનું સાહિત્ય" એ પ્રકરણ વાંચ્યાથી આવશે.

અને તેમાં ઉંડા ઉતરવું હોય તો તો મી. પેન્ઝરે કથાસરિત્સાગરનું પુસ્તક મોટા દશ વોલ્યુમમાં નોટ્સ, ટીપ્પણ, પરિશિષ્ટો અને જૂદા જૂદા વિદ્વાનોએ લખેલી કિંમતી પ્રસ્તાવનાઓ સહિત બહાર પાડ્યું છે, એવા શાસ્ત્રીય ધોરણે આપણી કથાવાર્તા સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ કરવો ઘટે છે.

(૧૨)

આપણે હવે સમગ્ર યાદીમાંથી નવીન, અપ્રસિદ્ધ અને અપ્રાપ્ય કૃતિઓ તપાસીશું; પણ તેમ કરવામાં એકેક કવિ છૂટો લઇ, તેનાં કાવ્યોનો સળંગપણે વિચાર કરવાનું વધારે અનુકૂળ તેમ સહાયકર્તા થશે.

નરસૈં વિષે અગાઉ કહી ચૂક્યા છીએ કે તેનાં કાવ્યોની જેમ બને તેમ પ્રાચીન, સોળમા સત્તરમા સૈકાની અંદર લખાયલી સારી પ્રતો મેળવવાની ખાસ અગત્ય છે; ત્યારે જ તેના ગ્રંથોમાં-પદો અને કાવ્યોમાં જે સેળભેળ ખીચડો માલુમ પડે છે, તે ચાળી-સાફ કરાઇ, મૂળ શુદ્ધ પ્રત પ્રાપ્ત થવાની સાથે તેનું કર્તૃત્વ પણ પારખી કાઢી શકાશે.

ભાલણની કાદંબરી અને દશમ પ્રકટ થયલાં છે. ભાષાની દૃષ્ટિએ દશમની નવી આવૃત્તિ તૈયાર થવાની જરૂર જણાય છે; પણ તે પહેલાં એનાં બધાં કાવ્યો અપ્રકટ, એકસામટાં પુસ્તકરૂપે છપાય તે એનો અભ્યાસ થવા સારૂ વધુ પ્રચ્છનીય છે; અને તેનું કદ પણ બહુ મોટું નહિ થાય.

ભીમનું હરિલીલા* ષોડશ કાવ્ય ગુ. વ. સોસાયટી તરફથી હમણાં જ સારી રીતે એડિટ થઇને બહાર પડેલું છે; પણ તેનું પ્રબોધ ચંદ્રોદય (નં. ૫૫૨) નાટક, સત્વર પ્રકટ થવાની જરૂર છે. પ્રસ્તુત પ્રત તૂટક છે; પણ સ્વ. તનસુખરામભાઇ પાસે તેની બીજી પ્રત હતી તે અને આ પ્રત બે પરથી આખો ગ્રંથ તૈયાર થઈ શકે એમ છે, એવું સાંભળવામાં છે.

ભાલણસુત ઉદ્ધવનું રામાયણ ઘણાં વર્ષો પર સોસાઈટીએ રા. બાકાંટાવાળા પાસે સંશોધન કરાવી છપાવ્યું હતું; તેનું બભ્રુવાહન આખ્યાન (નં. ૨૦), એના જ ન્હાના ભાઇ વિષ્ણુદાસનું ઓખાહરણ, જેણે એનું અધુરૂં રહેલું ઉત્તર રામાયણ-પૂરૂં કર્યું છે (નં. ૪૮૫) અને તે તેનું છે એમ માનવાનું કારણ એ છે કે સદરહુ આખ્યાનમાં એક પદ વચ્ચે ભાલણનું ને તે બધી

* સંપાદક રા. અંબાલાલ જાની.

પ્રતમાં મળી આવે છે–અને શ્રીધરનું (સં. ૧૫૬૫;) સપ્તશતિ (નં. ૫૮૩ અ). માંડણનું રૂકમાંગદ આખ્યાન (નં. ૫૫૨ અ) (એનું પ્રબોધબત્રીસી ટુંક સમયમાં ફાર્બસ સભા તરફથી રા. શંકરપ્રસાદે સંપાદિત કરેલું બહાર પડનાર છે)– બ્રહ્મદેવની ભ્રમર ગીતા (નં. ૧૬૭ અ), નાકરનું નળાખ્યાન અને ઓખાહરણ (નં. ૬૩૪,૧૯૪); વસ્તાનું શુકદેવ આખ્યાન (નં. ૧૭૯ અ); સુરદાસનું પ્રહ્લાદ આખ્યાન (નં. ૧૮૯ અ), મેગલનું ધ્રુવાખ્યાન (નં. ૩૬૨ અ), ભીમની રસિક ગીતા ( ન. ૧૮૪ ચ ), વાસણદાસનું રાધા વિલાસ (નં. ૭૩૮ એફ) રામદાસસુત મન્યનું અંબરિષ આખ્યાન ( નં. ૬૯), એ સઘળાં ' સોળમા સૈકાનાં ગુર્જર કાવ્ય સંગ્રહ ' નામે એકત્ર પ્રકટ થાય તો એ સૈકાની સાહિત્ય પ્રવૃત્તિનો સ્પષ્ટ ખ્યાલ બંધાવાની સાથે, તે કાવ્યોની વિવિધતા, નવિનતા અને દરેક કવિની વિશિષ્ટતા શેમાં રહેલી છે, તે સમજવાનું સુગમ થઈ પડે. સોસાઈટી તરફથી પંદરમા સૈકાનો સં. ૧૪૫૬ થી સં. ૧૫૫૬ સુધીનો એક typical–નમુનારૂપ સંગ્રહ દી. બા. કેશવલાલભાઈએ એડિટ કરેલો થોડાક સમયપર પ્રકટ થયલો છે; અને સોળમા સૈકાનાં કાવ્ય સંગ્રહની એજ ધોરણે સંકલના થાય તો ગુજરાતી સાહિત્યનો ક્રમસર અને વિવેચનાત્મક અભ્યાસ કરવામાં વિશેષ સવડ અને તક સાંપડે.

પાછળ ઉલ્લેખ કર્યા પ્રમાણે આપણી પાસે મહાભારત અને રામાયણ આખું એકક કવિનું નથી; પણ વિષ્ણુદાસ (નં. ૨૪૮ અ), કાશીસુત (ન. ૧૮,૨૬), હરિદાસ (નં. ૩૪૫), અવિચળદાસ (નં. ૪૭૭ ક), માધવદાસ (નં. ૩૦), ભાઉ (નં, ૬૫૫, નં. ૨૭૮ અ) અને નાકરનાં પર્વો (નં. ૨૫, ૧૯) છૂટાં છૂટાં મળી આવે છે, તેને વ્યવસ્થિત રીતે ગુંથવામાં આવે તો આખું મહાભારત તૈયાર થાય એમ છે. ઉપરોક્ત ખંભાતનિવાસી વિષ્ણુદાસનું રામાયણ પણ ઉપલબ્ધ છે (નં. ૨૫૭, ૨૭૬); તેની પ્રસિદ્ધિ પણ પ્રાચીન સાહિત્યની દૃષ્ટિએ, એટલીજ ઉપકારક નિવડે.

ઉપર સૂચવ્યા પ્રમાણે સત્તરમા સૈકાનો સંગ્રહ પણ એવી રીતે ગોઠવી શકાય એમ છે. તેમાં નીચેનાં કાવ્યો, અને આખ્યાનોનો સમાવેશ થઇ શકે: દેવીદાસનું રૂક્મિણી હરણ (નં.૧૮ ચ),શિવદાસનું બાળલીલા,એકાદશી માહાત્મ્ય અને ચંડીઆખ્યાન (નં. ૩૬, ૩૭, ૪૭૮), કૃષ્ણદાસનો સુદામો (નં. ૩૨), રાણાસુતનું મહેરામણ આખ્યાન (નં. ૫૮), વૈકુંઠનું ધ્રુવાખ્યાન (નં. ૪૩૦), રાજધરનું ચંદ્રહાસ આખ્યાન (નં. ૧૮૯ ચ), હરિદાસનું બભ્રુવાહન આખ્યાન (નં. ૧૭૯ ચ), વિશ્વનાથનું મામેરૂં (નં. ૬૩૯) અને પ્રેમ પચીસી

(નં. ૬૦૯), સુરભટ્ટનો કલિયુગ મહિમા અને સ્વર્ગારોહણ (નં. ૭૯૫ ઘ, ૨૧૨), સુરદાસનું ધ્રુવાખ્યાન (નં. ૧૮૯ અ), ગોવિંદસુતનું સુધન્વા આખ્યાન (નં. ૭૦૬), વજીઆનું સીતાવેલ (નં. ૧૯૪ ય), વિશ્વનાથનું રસિકરાજ, (નં. ૨૦૯), કૃષ્ણદાસની હુંડી અને મામેરૂં (નં. ૨૬૭, ૩૪૪ અ), સુખાનંદનો વહાલ વિનોદ (નં ૬૬૯), જગનાથનો સુદામો (નં. ૨૮૮) હીરાનો કલિયુગ મહિમા (નં. ૩૨૮), રત્નેશ્વરનું સ્વર્ગારોહણ (નં. ૩૩૯), કાહાનનું એકાદશી માહાત્મ્ય (નં. ૩૨૮ અ) ગોવિંદનું મામેરૂં (નં. ૩૨૮ ય), અને નરસિંહનું ઓખાહરણ (નં. ૬૫૫ ઈ) વગેરે કાવ્યો સંપાદિત થાય તો સત્તરમા સૈકાનાં કાવ્યોનો એક representative–જૂદા જૂદા કવિઓની કૃતિઓ મુક્તાવલારૂપે રજુ કરતો તે સંગ્રહ થઇ પડે.

એ બે સૈકામાં વાર્તા સાહિત્ય પણ કવિતારૂપે સારૂં લખાયલું મળી આવે છે, તેનો જૂદો સંગ્રહ પણ આખ્યાનો અને કાવ્યોની પેઠે ઉપયોગી નિવડે. એ સંગ્રહમાં નરપતનું પંચદંડ (નં. ૪૮૯ અ), સુંદર શેઠની વાર્તા (નં. ૬૫૦), કામાવતીની વાર્તા (નં. ૮ અ), ચંપકસેનની ચઉપઇ (નં, ૭૨૧), મધુસુદન રચિત હંસાવતીની વાર્તા (નં. ૧૯૦ ઙ), માધવાનળની કથા (નં. ૭૯૪ ઙ), વિનેચટની વાર્તા નં. ૬૧) અને પંચદંડ –ગદ્યમાં–સંવત ૧૭૩૮ (નં. ૩૦૦) વગેરે લઇ શકાય એવાં છે.

કુશળલાભનું માધવ કામકુંડલા (નં. ૭૭૭), જ્ઞાનાચાર્યનું બિલ્હણ પંચાશિકા કાવ્ય (નં. ૪૮૮ અ), અને જયવિજયનો શકુન ચોપાઇ ગ્રંથ (નં. ૬૦૬) વગેરે સારી રીતે સંપાદિત થયલા ગ્રંથો છે; એટલે તેનો જુદો ઉલ્લેખ કર્યો નથી.

(૧૩)

અરાઢમા સૈકાને ઝળઝળ આખો ભરી દેતી વ્યક્તિ તે મહાકવિ પ્રેમાનંદ છે. એમનું પ્રથમ કાવ્ય સં. ૧૭૨૦ માં લક્ષ્મણાહરણ લખાયું હતું; અને એમનું આયુષ્ય પણ બહુ લાંબું, છેક અરાઢમાં શતકના અંત સુધી, સં. ૧૭૯૦ ની આસપાસ મનાય છે. એમના ગ્રંથો પણ અનેક, ન્હાનાં મોટાં ત્રીસેક થવા જાય છે; અને તેનો પ્રચાર અને વિસ્તાર બહોળો જણાય છે. ન્હાના મોટા ગામડામાં તેમજ શહેરોમાં, સ્ત્રીઓમાં અને અને પુરૂષોમાં, અભણ અને શિક્ષિતમાં, શાળા અને પાઠશાળામાં એમનું કોઇને કોઇ કાવ્ય ગવાતું–વંચાતું કે સંભળાતું માલુમ પડશે. ઓખાહરણ

અને મોસાળું સ્ત્રીઓમાં, દશમ, હુંડી અને શ્રાદ્ધ ભાવિકજનોમાં, સુદામાચરિત્ર અને નળાખ્યાન વિદ્યાર્થીઓમાં હોંશે હોંશે જિજ્ઞાસાપૂર્વક વંચાતું જણાશે.' તેથી તેની હાથપ્રતો પણ પુષ્કળ મળે છે. એમના જેટલી કીર્તિ અને લોકપ્રિયતા બીજા થોડા જ ગુજરાતી કવિઓએ પ્રાપ્ત કરેલી હશે. ગુજરાતી ભાષાનાં ગૌરવ અને અભિવૃદ્ધિ અર્થે એમના અભિલાષ અને મહત્વાકાંક્ષા અને તદર્થે પ્રયાસ, જેમ પ્રશસ્ય અને અનુકરણીય છે, તેમ તે એમની નામના, પ્રતિષ્ઠા અને કીર્તિને વધારનારાં છે.

આવા એક મહાન્ કવિની કૃતિઓનો સંગ્રહ એમના નામ અને મહત્તાને જેબ આપે એવો શુદ્ધ અને સંપૂર્ણ સારી રીતે છપાવો ઘટે છે; જે અભ્યાસીને ઉપયોગી થઈ પડે; લાઇબ્રેરીને શૃંગારરૂપ થાય અને જનતા તે મેળવવાને ઉત્સુક રહે. તે માટે સાધન સામગ્રી અત્યારે પહેલાં કરતાં પુષ્કળ મ્હોટા પ્રમાણમાં પ્રાપ્ત થયલાં છે અને તેના બારીક અભ્યાસકોની સંખ્યા પણ હવે ન્હાની નથી.

એ કવિના ખાસ અભ્યાસી, તેમાં ઝીણા અને ઉંડા ઉતરેલા, ગુજરાતી સાહિત્યના પ્રખર વિદ્વાન દિ. બા. કેશવલાલભાઇ અન્ય કાર્યકર્તાઓનો સહકાર મેળવી, સદરહુ કાર્ય હાથ ધરે તો તે જેમ એમને તેમ કવિને અને ગુજરાતી વિદ્વતાને ખરે જ શોભારપદ થઈ પડે.

એમના ગ્રંથોનો અભ્યાસ કરવામાં પ્રેમાનંદ એમના પુરોગામિને કેટલે અંશે અનુસરેલા છે અને કોનામાંથી શું શું, કેટકેટલું લીધું છે અને તેને વિકસાવી ને ખીલવીને કેવું બહેલાવ્યું-દિપાવ્યું છે, અને તે પર પોતાના વ્યક્તિત્વની મહોર પાડી છે, એ જાણવાની જરૂર છે; અને તે અગાડી સૂચવ્યાં પ્રમાણે સોળમા સત્તરમા સૈકાનાં કાવ્યોનો સંગ્રહ એકત્ર પ્રકટ થાય તો તે બહુ ઉપયોગી અને મદદગાર થઇ પડે.

એવો બીજો લોકાદર પામેલો વાર્તાલેખક કવિ સામળ છે. એમની સિંહાસન બત્રીસી, નંદબત્રીસી, મદન મોહના, પદ્માવતી, શુડા બહોતેરી વગેરે વાર્તાઓ ગુજરાતી જનતાના છેક છેવટના નીચેના થર સુધી પહોંચેલી-પ્રસરેલી મળી આવશે. એમનામાં કવિ પ્રેમાનંદ જેવી બહોળી વિદ્વત્તા કે ઉંચુ કળાકૌશલ્ય માલુમ નહિ પડે; પણ લોકના મનરંજનાર્થે જે તત્વો, વાર્તામાં આવવાં જોઇએ, તેનાથી તે પૂરેપૂરા પરિચિત છે, અને તેની ગુંથણીમાં હથોટી પણ એમના હાથે એવી બેસી ગઇ છે કે જાણે કે એ બધી

કૃતિઓ સ્વતંત્ર રચાયેલી ન હોય; પણ આપણે અગાડી જોઇ ગયાં છીએ કે એમના પુરોગામિ લેખકોમાંથી, અને પ્રચલિત લોકસાહિત્યમાંથી ઘણું ઘણું એમણે લીધું છે; પણ તેમની બુદ્ધિ-તેજ વડે, અને કલ્પના અને તર્કભર્યા ચાતુર્યથી તેને શણગારી, તેની ખૂબી અને સુંદરતા ઓર વધાર્યાં છે અને ખીલવ્યાં છે.

એ કવિ એટલો બધો વંચાતો અને લોકપ્રિય હતો કે એમના મૃત્યુ બાદ ઘણા વર્ષે કોઇ અજ્ઞાત લેખકે સિંહાસન બત્રીસીની નકલ કરી 'ભોજ-કથા' એ નામની એક વાર્તા સામળના જ નામે લખેલી મળી આવેલી છે ( નં. ૧૯૬ ); પણ તે વાંચતાં જ પકડાઇ આવે છે કે એ સામળની કૃતિ જ હોય નહિ; કેમકે તેમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક સહેજાનંદ વિષે ઉલ્લેખ છે, જેઓ સામળ પછી કેટલેક વર્ષે ગુજરાતમાં પહેલવહેલા આવ્યા હતા.

આ તો એ સૈકાના મુખ્ય કવિઓનાં નામો ગણાવ્યાં; પણ બીજા નોંધવા જેવા કવિઓ ઘણાં છે. તેમાં પ્રથમ સ્થાન અમદાવાદના વતની અખાને આપવું ઘટે છે. વેદાન્ત વિચાર, મત પ્રતિપાદક અને પ્રવર્તક ગુજરાતી લેખકોમાં એમના જેવું વિચારશીલ, ગંભીર અને ગૂઢ તાત્વિક લખાણ-સમગ્ર વિષયને ઉંડાણથી ચર્ચતું અને તેની સાથે તે વિષયને પૂરો ન્યાય આપતું, બીજું ઓછું જ મળી આવશે. વેદાન્તી કવિઓમાં અખો માળાના મેરરૂપ સર્વોપરિ શોભે છે.

ગોપાળદાસ, જ્ઞાનપ્રકાશ અને ગોપાળગીતાનો કર્તા ( નં.૫૬૧, નં.૭૨૨) જાતે અડાલજો મોઢ હતો અને જ્ઞાનપ્રકાશ ગ્રંથ એમણે સં. ૧૭૦૫ માં અમદાવાદમાં ફુરવાન વાડીમાં રચ્યો હતો. અનુભવાનંદ, જેમની શિવગીતા (નં. ૭૩૧) અને બ્રહ્મગીતા, જે છપાયલી છે : એમનો અંબાજીનો ગરબો અને રાધાકૃષ્ણનો ગરબો ( નં. ૭૩૧ ચ ), ચાતુરીઓ ( નં. ૫૫૮ ), વિષ્ણુપદ (નં. ૫૭૨) અને ભગવદ્‌ગીતા મળેલાં છે; તેમાંનો છેલ્લો ગ્રંથ આ જુલાઇ માસથી 'સાહિત્ય'માં પ્રકટ થવા માંડયો છે અને એ કવિ વિષે કેટલીક માહિતી એમના વંશજ રા. મોતીલાલ રવિશંકર ઘોડા વકીલે 'બુદ્ધિપ્રકાશ'માં હમણાં જ લખી મોકલી હતી ( જુઓ, બુદ્ધિપ્રકાશ વર્ષ ૭૭ મું, અંક ૬ ઠ્ઠો; પૃ, ૧૭૨). જગજીવન કવિ એકજ નામના બે મળી આવે છે; બંને સમકાલીન હતા. એકનું મણિરત્નમાળા પુસ્તક (નં. ૧૩૧) છે, જે છપાયું છે; બીજાનાં કાવ્યો જ્ઞાનમૂળ, નરબોધ, જ્ઞાનગીતા, શિવવિવાદ વગેરે છે ( નં. ૫૯૯), જે 'સાહિત્ય'માં આગળ આવી ગયાં છે. આ જ વિચાર પરંપરા-

પ્રણાલિકા પછીના લેખકો–ભાણદાસ ( નં. ૭૩૬ ), ધીરો (નં. ૭૧૪ ઘ), ( નં ૬૪ ), છોટમ, પ્રીતમ ( નં ૭૫૧ ), હરજીવન ( નં. ૧૩૨ ), નિરાંત, બાપુસાહેબ વગેરેમાં જૂદી જૂદી રીતે વર્ણવાતી અને ઉપદેશ કરતી નજરે ચઢે છે.

ઉપરના વિવેચનમાં અંબાની આરાધના વિષે–શાક્ત મત વિષે કશું કહેવાયું નથી, પણ વલ્લભના ગરબા (નં ૪૧૮, નં.૬૦૦) સુધી આવી પહોંચતાં તે પ્રતિ ધ્યાન ખેંચાય છે. ' વિમલ પ્રબંધ 'માં અંબાજીની સ્તુતિનો ઉલ્લેખ મળે છે અને તે પૂર્વે તારંગા પાસે બુદ્ધ કાળની તારાદેવીની મૂર્તિ મળી આવે છે. શાક્તમત અહિં ક્યારે સ્થાપિત થયો એ ચોક્કસ કહી શકાતું નથી, પણ તે નાગરો સાથે આ તરફ આવ્યો હોય એ સંભવિત છે. પણ એ ઐતિહાસિક ચર્ચામાં અહિં નહિ પડતાં, બારમા સૈકાથી તેનો ઉલ્લેખ–ભાગ મળી આવે છે. શ્રીધરની સપ્તશતિ ( નં. ૪૩૮ અ ) અને ભાલણની સપ્તશતિ ( નં, ૪૭૮ ), આપણી ખાત્રી કરી આપે છે કે અન્ય ભકિત સંપ્રદાયની પેઠે આદ્યદેવી –શક્તિના પણ પૂજકો હતા; નહિ તો આ જાતનું સાહિત્ય ગુજરાતીમાં શા માટે ઉતારવામાં આવે ? પછીથી વલ્લભે જીજીનો, આશાસુરિનો, ધનુષ્યધારીનો વગેરે પુષ્કળ ગરબાઓ રચી ગુજરાતમાં માતાજીની ભકિતપ્રતિ આસ્થા અને પ્રેમ વધાર્યા છે.

સામાન્ય કવિઓમાં રત્નેશ્વર, જેનો એકાદશ અને દ્વાદશ સ્કંધ મળી આવેલાં છે ( નં. ૭૪૧ ) અને તે ભાલણની પેઠે ઉંચ કોટિ-પંક્તિનો કવિ છે. ભાણદાસના ગરબા ( નં ૨૪૦ ), વિશ્વનાથ–રસિકરાજનો કર્તા–(નં ૨૦૯ ), રાજેનાં પદો, ગરબા ( નં, ૭૫૦ ), વલ્લભ, ભાગવત (નં ૨૧ ) અને અનાવિલ પુરાણનો કર્તા ( નં ૨૨૯ ), મહાદેવ સુત હરદેવ, શિવ પુરાણનો લેખક (નં. ૪૪૭), તુલસી, અશ્વમેધવાળો, હરિદાસ શામળશાનો વિવાહ રચનાર વગેરે જાણીતા નામો અત્ર નિર્દેશ પુરતા નોંધ્યા છે, નહિ તો એવા એકેક બબ્બે કૃતિઓનાં લેખકોની યાદી અતિશય લાંબી થાય.

ઓગણીસમા સૈકામાં દયારામ અગ્રસ્થાન લે છે; અને તે નામ ભેગાં રણછોડજી દિવાન (નં. ૬૭), કાલિદાસ વસાવડનો (નં. ૪૯૩), કેવળપુરી ઉમરેઠનો (નં. ૯), રઘુનાથ ઓલપાડનો (નં. ૭૧૮), રામકૃષ્ણ (નં. ૪૨૯), લલ્લુરામ (નં. ૬૬), અને કૃષ્ણારામ (નં. ૬૨૪), બંને અમદાવાદના, શાસ્ત્રી વ્રજલાલ મલાતજના, (નં. ૩૫૭), નિષ્કુલાનંદ (નં, ૬૫), મુક્તાનંદ (નં. ૭૫૯), રઘુનાથ ગોમતીપુરનો (નં. ૭૯૯ ), નરભેરામ પીજનો (નં. ૩૪) વગેરે મુખ્ય અને જાણીતાં નામોનો ઉલ્લેખ કરી સંતોષ માનીશું.

સ્ત્રી કવિઓમાં બેની જ કૃતિઓ મળેલી છે; એક બાઇ નાની, જેનો વણઝારો પંક્તિબદ્ધ છે; તે મોતાળા બ્રાહ્મણ જ્ઞાતિની અને ઓલપાડની વતની હતી; અને બીજી ગવરીબાઇ, જેમનાં પદો મળેલાં છે, (નં ૪૭) તે અહિંના જાણીતા માજી હજુર ડેપ્યુટી કલેક્ટર શ્રીયુત ગોપાળશંકર વેણીશંકર ભચેચના કુટુંબના છે.

જુનાં ગદ્ય લેખોમાં ઘણીખરી ટીકાઓ અથવા મૂળ સંસ્કૃતના સાર-રૂપ અર્થ લખેલા મળે છે; અને તે બહુધા જાણીતા ધાર્મિક ગ્રંથો ભગવદ્ગીતા–સં. ૧૫૮૩ (નં. ૪૨૧), દશમ સં. ૧૬૦૫ (નં. ૪૪૪), આહ્નિક કર્મ (નં. ૪૪૪), ભાગવત ( નં. ૭૩૯), ભારત (નં. ૬૩૨), પાંડવગીતા (નં. ૬૮૭), યોગ વાસિષ્ટ સાર (નં. ૪૫૮), ગીત ગોવિંદ–સં. ૧૬૬૫ (નં. ૨૧૯) તેમ નીતિ અને બોધના કથા ગ્રંથો, વૃદ્ધ ચાણક્ય નીતિ (નં. ૬૨૨ત્ર) પંચાખ્યાન વાર્તિક (નં. ૬૮૧), પંચદંડ (નં. ૩૦૦), પંચદંડની કથા–નરપતની (નં. ૫૮૯) વગેરે છે.

પાછળ આપણે વિચાર્યું છે કે નરસૈંના સમયમાં વિષ્ણુભક્તિનો પ્રવાહ સમગ્ર દેશમાં પ્રસરી વળ્યો હતો અને તેને બળ–પોષણ આપનારાં ઉપરોક્ત પુસ્તકો છે. ખાસ સૂચક પુસ્તક ગીત ગોવિંદની ટીકા ગણાશે. એ બંગાળાનો વતની હતો પણ એનું ગીત ગોવિંદ બહુ જલદી આ તરફ પ્રચાર પામ્યું હતું. એ કાવ્યમાંની એક કડી ચૌદમા સૈકામાં સારંગદેવના એક શિલાલેખમાં કોતરેલી મળી આવે છે અને નરસૈં પર એની અસર થઇ હતી, એ હકીકત એમના 'સુરત સંગ્રામ' પરથી સમજાય છે.

પરંતુ એક નવા વિષય તરીકે તેમ જુના ગુજરાતી ગદ્યના નમુના તરીકે 'રત્ન પરીક્ષા' અને 'રત્નપરીક્ષા સમુચ્ચય' (નં. ૭૪૭ અને ૭૪૭ अ) સં. ૧૫૯૮ માં લખાયલાં એ બે ગદ્ય ગ્રંથો ખાસ વિચારવા લાયક છે અને તે વળી કિંમતી જણાશે. દિલ્હીનો પાદશાહ ખરૂં જ કહેતો હતો કે ગુજરાતમાં-વેપાર અને દરિયાકાંઠો હોઇને ત્યાં મોતી અને રત્નો પાકે છે, તે કથનની પુષ્ટિમાં સદરહુ પુસ્તક એક પ્રમાણ તરીકે આગળ ધરી શકાશે.

પ્રકીર્ણ હાથપ્રતોમાં મહીના–પ્રેમાનંદ (નં. ૨૫૨), શેલણ (નં. ૪૫૨ બ). જીવણ ( નં. ૮૨૭ अ ), રામૈયા ( નં. ૬૩૭ अ ) અને પ્રીતમ ( નં. ૭૫૬) વગેરેનાં; તીથીઓ, ખીમો ( નં. ૫૬૩ ), પ્રાગજી ( નં. ૭૫૬ પલ ) વગેરેની છે અને એ આખોય સંગ્રહ, બારમાસી, કક્કો ( જુઓ

પ્રીતમ, નં. ૭૫૬ પી, અખો, નં. ૭૫૬ આદ ), વાર, તીથીઓ, ઋતુ વર્ણન વગેરેનો સમાવેશ કરીને જૂદો છપાવવાની જરૂર સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ વિશેષ છે.

એવી જરૂર પ્રસ્તુત સંગ્રહમાં લગભગ પચીસેક હાથપ્રતો પ્રકીર્ણ—ગરબા, પદ, ભજન, ગીત, કીર્તન વગેરેની છે; તેમાંથી જેમ જૂદા જૂદા કાવ્ય સમુચ્ચય અત્યારે પ્રકટ થાય છે, તેમ કિંમતી કાવ્ય રત્નો તારવી કાઢીને અને પસંદ કરીને, તેનો એક સ્વતંત્ર સંગ્રહ તૈયાર થાય તે ઉપયોગી થઈ પડે.

છેક પ્રાચીન સમયથી આ પ્રમાણે સુભાષિતો, મુક્તાવલિ, પદ સંગ્રહ વગેરે સંગ્રહાતું અને લખાતું ચાલ્યું આવે છે, તેને અનુસરતાં આધુનિક કાવ્ય માધુર્ય, કાવ્ય સમુચ્ચય વગેરે પુસ્તકો છે; ઉપર દર્શાવ્યા પ્રમાણે જુની હાથપ્રતોમાંથી પદ, ગરબા, કીર્તનોનો સ્વતંત્ર સંગ્રહ યોજાય તો તે ભાવિકોને તેમ સાહિત્યના વાચકોને ખચિત આવકારદાયક થશે.

(૧૪)

અમદાવાદ હાઇસ્કુલમાં સાતમા ધોરણમાં શિખતો હતો તે વખતે હેડમાસ્તર સ્વ. એદલજી દોરાબજી તલાટીએ ઉપદેશ કરેલો કે, દરેકે ચાલુ વ્યવસાય—અભ્યાસની સાથે બીજો એકાદ શોખનો વિષય પસંદ—ગ્રહણ કરવો, તેને ખીલવવો; અને તેમાંથી આનંદ અને જ્ઞાન પ્રાપ્ત કરવાં. એ સૂચનાથી પ્રેરાઇને મેં જુના શિક્કાઓનો સંગ્રહ કરવા માંડયો હતો. એ કાર્યમાં સદ્ગત રેવ. ડૉ. જ્યોર્જ પી. ટેલરે મને બહુ પ્રોત્સાહન આપ્યું હતું, પણ ગુજરાત સલ્તનતના શિક્કાઓનો મોટો સંગ્રહ અને તે ઘણોખરો સંપૂર્ણ એમની પાસે એકઠો થયલો હતો, એટલે શુક્રવારની ગુજરીમાં જતાં, કોઇ નવો શિક્કો અને તે પણ તાંબાનો કોઈ કોઇ વખત, ક્વચિત્ મળી આવતો. પણ તે પછી સોસાઇટીની નોકરીમાં જોડાતાં, જુના શિક્કાની તપાસ ભેગું જુની લખેલી હાથપ્રતો ( manuscripts ) પ્રતિ લક્ષ જવા માંડયું; અને ચાર પાંચ હાથપ્રતો, ભાલણ ભીમના ગ્રંથોની ત્રણસેં ચારસેં વર્ષ પર લખાયલી, પ્રાચીન, શરૂઆતમાં મળી આવતાં, મને અત્યંત આનંદ થયો અને એ કાર્યમાં મારો ઉત્સાહ પણ ખૂબ વધ્યો. સોસાઇટીના માજી પ્રમુખ સ્વ. દિ. બ. અંબાલાલભાઈ તે સમયમાં ઑફીસમાં સાંજે કલાક—અડધો કલાક ગુજરાતી કેળવણી મંડળના કામ સારૂ આવીને બેસતા, તેમને એ

પ્રતો બતાવતાં અને તે વિષે વાત કરતાં, એઓએ મને તેનો સારો સંગ્રહ થવા દઇ, પછી તે આખો સોસાઇટીને સોંપવાનું સૂચવ્યું. તે સૂચના પ્રમાણે વર્તતાં સન ૧૯૨૪ સુધીમાં લગભગ ૪૫૦ પ્રતો ભેગી કરવાને હું શક્તિમાન થયો; પછી તે સાચવવા સંગ્રહવાનું પણ અઘરૂં થઇ પડતું. તેથી એ વર્ષમાં સોસાઇટીને સદરહુ હાથપ્રતનો આખો સંગ્રહ સોંપી દેવાની વ્યવસ્થા કરી. તે સંબંધી કમિટીને પત્ર લખ્યો તેમાં એક શરત એ મૂકી હતી કે તે સંગ્રહની સાથે કવીશ્વર દલપતરામનું નામ જોડવું. એ મહાપુરૂષના સ્થાને બેસવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયલું છે, એ મારા માટે ગૌરવનું કારણ છે; પણ એમના જેવું બુદ્ધિસામર્થ્ય અને એમના જેવી કાર્યશક્તિ મારામાં નથી એનું મને સતત ભાન રહે છે જ. તેથી જે કાર્યની–હસ્તલિખિત પુસ્તકસંગ્રહની–શરૂઆત એમના હસ્તક થઇ હતી તેની સાથે એમનું નામ કાયમ અંકિત થઇ રહે એ સર્વથા ઉચિત અને માનાસ્પદ છે; તેમ તે મને સંતોષ અને આશ્વાસન આપનારૂં છે.

સન ૧૯૨૧ માં દિ. બ. કેશવલાલ ધ્રુવ સોસાઇટીના પ્રમુખ નિમાયા ત્યારથી એ સંગ્રહનો ઉપયોગ વધુને વધુ કેમ થઇ શકે, તેની તજવીજ ચાલુ થતી રહી છે, અને પ્રાચીન કાવ્યનાં જે પાંચ સાત પુસ્તકો હમણાં હમણાં પ્રસિદ્ધ થયાં છે, તે એમના જાતપરિશ્રમ, યોગ્ય નિયમન અને સુવ્યવસ્થાનું સંગીન પરિણામ છે.

પ્રસ્તુત યાદીનાં શરૂઆતના ત્રણ ચાર ફારમો એઓએ, તેની સંકલના, ગોઠવણી અને લખાણ જોવા, કામના ભારે રોકાણમાંથી સમય કાઢી, તપાસી આપ્યા હતા અને તે સંબંધી કેટલીક વ્યવહારૂ અને મહત્વની સૂચનાઓ પણ કરી હતી. એ રીતે એમના મારા ઉપરના અનેક ઉપકારોમાં ઉમેરો કરી એઓએ મને વિશેષ ઋણી કર્યો છે.

આશરે પોણી પાંચસેં હાથપ્રતોની ઉપલક નોંધ 'બુદ્ધિપ્રકાશ'માં કટકે કટકે પ્રથમ પ્રકટ થઇ હતી. પાછળથી સાહિત્ય પરિષદ મંડળ માટે આ સંગ્રહની યાદી રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ પાસે તૈયાર કરાવવામાં આવી હતી, એ કાચી નોંધમાંથી છેવટની બસેં અઢીસો પ્રતોની તપાસણી અને નોંધ કરવામાં તેમણે ઉતારેલા જે તે કાવ્યના આદિ અને અંત ભાગનો મેં ઉપયોગ કર્યો છે, તેની હું અહિં ઉપકારસહ નોંધ લઉં છું.

ગયે વર્ષે સોસાઇટીએ ગુજરાતી સાહિત્યનો પ્રાચીન ઇતિહાસ, આપણા આગેવાન અને જાણીતા અભ્યાસકો અને વિદ્વાનોની મદદ અને સહકાર મેળવીને તયાર કરાવવાનો નિર્ણય કર્યો હતો; તે કાર્યમાં આ યાદીનું પ્રકાશન કંઇક અંશે મદદગાર–માર્ગદર્શક થાય, એ આશયથી તે લંબાવ્યું હતું; આવા મહત્વના અને કિંમતી કાર્યમાં થોડે અંશે પણ આ યાદી ઉપકારક થાય એથી વિશેષ સંતોષ લેખકને બીજો શો હોઇ શકે! એજ તેની સાચી સાર્થકતા છે.

અમદાવાદ.
તા. ૧૯–૮–૧૯૩૦

હીરાલાલ ત્રિ. પારેખ.

---

# કવેશ્વર દલપતરામ ડાહ્યાભાઈ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ.

| નંબર. | પુસ્તકનું નામ. | કર્તા. | રચ્યા સાલ. | ઉતાર્યા સાલ | પૃ. સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | દશમ સ્કંધ | પ્રેમાનંદ અને સુંદર | સં. ૧૭૯૬ | | ૪૦૬ |

જ્યાંથી પ્રેમાનંદનું કાવ્ય અધુરૂં રહ્યું તે કડવાં ૧૬૧ ની અંતની લીટીઓ:—

વલણ.

ભીમક કેહે હો મુર્ખ, થઈ શું દુરમતી
પ્રેમાનંદ પ્રભુ પરબ્રહ્મ, હું તેને જાણતો નથી.

× × × × × ×

અધુરો રહેલો ભાગ સુંદરે પૂરો કર્યો તેની છેવટની કડીઓ:—

" સંવત ૧૭૯૬ છનેઉ, વસંત પંચમી દીન;
અધ્યાય બાવનથી અધુરો તે, હરી કૃપાથી થઓ સંપૂર્ણ
રાઅપોર પ્રગણાં મધે, ધાએતામાં વાસ;
સુંદર હરીનો દાસ કેહે, પ્રભુ થર્ણ નીવાસ;

× × × × × × ×

ભજીએ શ્રી અવીનાશ એ, સુક કેહે સાંભળ રાએરે
ધનદાસના સુત કેહે, સુંદર નેવુમો અધ્યાય રે.

× × × × × × ×

સોસાઈટીના સંગ્રહમાંની લખેલી બંને પ્રતોમાં સુંદરના ગામનું નામ રાઅપોર પ્રગણામાં ધાએતા આપેલું છે. પણ છાપેલી બંને પ્રતો, –ગુજરાતી પ્રેસની અને કવિ નર્મદાશંકરની–માં તે લીટી નીચે મુજબ આપી છે, જે અશુદ્ધ લખાણનું પરિણામ છે.

" દશમસ્કંધ પૂરણ થયો છે, ધાઓ તમો હરિજંન."

ગયે વર્ષે સોસાઇટીએ ગુજરાતી સાહિત્યનો પ્રાચીન ઇતિહાસ, આપણા આગેવાન અને જાણીતા અભ્યાસકો અને વિદ્વાનોની મદદ અને સહકાર મેળવીને તૈયાર કરાવવાનો નિર્ણય કર્યો હતો; તે કાર્યમાં આ યાદીનું પ્રકાશન કંઇક અંશે મદદગાર–માર્ગદર્શક થાય, એ આશયથી તે સંઘર્યું હતું; આવા મહત્વના અને કિંમતી કાર્યમાં થોડે અંશે પણ આ યાદી ઉપકારક થાય એથી વિશેષ સંતોષ લેખકને બીજો શો હોઇ શકે ! એજ તેની સાચી સાર્થકતા છે.

અમદાવાદ.<br>તા. ૧૯–૮–૧૯૩૦

હીરાલાલ ત્રિ. પારેખ.



# કવેશ્વર દલપતરામ ડાહ્યાભાઈ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ.

| નંબર. | પુસ્તકનું નામ. | કર્ત્તા. | રચ્યા સાલ. | ઉતાર્યા સાલ | પૃ. સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | દશમ સ્કંધ | પ્રેમાનંદ અને સુંદર | સં. ૧૭૯૬ | | ૪૦૬ |

જ્યાંથી પ્રેમાનંદનું કાવ્ય અધુરૂં રહ્યું તે કડવાં ૧૬૧ ની અંતની લીટીઓ—

વલણ.

ભીમક કેહે હો મુર્ખ, થઈ શું દુરમતી
પ્રેમાનંદ પ્રભુ પરબ્રહ્મ, તું તેને જાણતો નથી.

× × × × × ×

અધુરો રહેલો ભાગ સુંદરે પૂરો કર્યો તેની છેવટની કડીઓઃ—

" સંવત ૧૭૯૬ છનેઉ, વસંત પંચમી દીન;
અધ્યાય બાવનથી અધુરો તે, હરી કૃપાથી થઓ સંપૂર્ણ
રાઅપોર પ્રગણાં મધે, ધાઓતામાં વાસ;
સુંદર હરીનો દાસ કેહે, પ્રભુ ચર્ણ નીવાસ;

× × × × × × ×

ભક્ત્યો શ્રી અવીનાશ એ, સુક કેહે સાંભળ રાએરે
ધનદાસના સુત કેહે, સુંદર નેવુમો અધ્યાય રે.

× × × × × × ×

સોસાઈટીના સંગ્રહમાંની લખેલી બંને પ્રતોમાં સુંદરના ગામનું નામ રાઅપોર પ્રગણામાં ધાઓતા આપેલું છે. પણ છાપેલી બંને પ્રતો, –ગુજરાતી પ્રેસની અને કવિ નર્મદાશંકરની–માં તે લીટી નીચે મુજબ આપી છે, જે અશુદ્ધ લખાણનું પરિણામ છે.

" દશમસ્કંધ પૂરણ થયો છે, ધાઓ તમો હરિજન."

[નોંધઃ—ગુજરાતી ભાષામાં પ્રેમાનંદે રચેલું દશમ સ્કંધ એક ઉંચી પંક્તિનું સુંદર કાવ્ય છે; પણ દુર્ભાગ્યે તે પૂરૂં રચાયલું નહિ. તેથી બાવન અધ્યાય પછીનો અધુરો રહેલો ભાગ તેમના શિષ્ય સુંદરે પૂરો કરેલો.

પ્રસ્તુત કાવ્ય પ્રથમ કવિ નર્મદાશંકરે સારી રીતે એડિટ કરીને બહાર પાડેલું; તે પછી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ વધુ પ્રતો મેળવી તે છપાવેલું, જેની હાલમાં ચોથી આવૃત્તિ નિકળી છે. એ ચોથી આવૃત્તિની પ્રસ્તાવનામાં રા. નટવરલાલે એક મુદ્દો એવો ઉપસ્થિત કર્યો છે કે પ્રેમાનંદે એ કાવ્ય પ્રથમ લખેલું તેની એક તુટક પ્રત તેમને ઉપલબ્ધ થઇ છે અને બીજી એક લિખિત પ્રત સોસાઇટીના સંગ્રહમાં છે, તેમાં પ્રસ્તુત કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૭૩ આપેલી છે. (જુઓ,બુદ્ધિપ્રકાશ, પૃ. ૩૪૪, વર્ષ ૧૯૨૭.) વળી એ કાવ્યની ઉતાર્યા સાલ સં.૧૯૦૫ છે, જ્યારે આ પ્રતમાં ઉતાર્યા સાલ આપી નથી. માત્ર એટલી નોંધ મળી આવે છે કે એ હસ્તલિખિત પુસ્તક રાવ સાહેબ મયારામ શંભુનાથની મારફતે ધોલેરાના મહેતાજી મોહનલાલ નથુરામ તરફથી જીલ્લે સુરત, તાલુકે બારડોલી, કસ્બે મોતાથી આવ્યું, તા. ૧ નવેમ્બર ૧૮૭૧.

વળી પ્રેમાનંદે એ કાવ્ય ક્યાંથી અધુરૂં મૂક્યું એ પણ એક વિચારવા જેવો પ્રશ્ન છે; એ બધી મુશ્કેલીના નિવારણ અર્થે, એ કાવ્યની જેમ બને તેમ જુની ઉતારેલી પ્રત મળે એ જરૂરનું છે. તે પરથી કોઇ ચોક્કસ અનુમાન પર આવવું વધારે સુગમ થશે; તેમજ એ કાવ્ય સારી રીતે સંશોધિત થઇ તેની નવી આવૃત્તિ બહાર પડે, એ પણ ઇચ્છવાયોગ્ય છે.]

**૨ વામનકથા પ્રેમાનંદ** **૨૧**

**શરૂઆત**

શ્રી ગુરૂ ગણપતી સારદા, સમરતાં સુખ દે સરવદા
છે મનહરી કથા વીસ્તારવા, બાંધુ પ્રબંધ વીચીત્ર.
× × × ×
**વરણવુ કથા વામનજી તણી, અષ્ટમે સ્કંદ જેહ**
પરીક્ષતને કહે શુકજી, ચઉદમે ( ૧૫ ? ) અધાએ.

છેવટ.

પ્રેમાનંદ પ્રભુ ભકિત આપો, મુખે ભજો શ્રી ભગવાન;
ગુરૂ ગોવિંદનું સ્દેમાં રાખું ધ્યાન, વામનજી ભાખું આક્ષાંન.

[ નોંધઃ—બૃહત્ કાવ્ય દોહન ભા, ૨માં, ' અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક' વર્ષ ૧ લું ( નડિયાદ ) અને પ્રાચીન કાવ્ય ત્રિમાસિક ( વર્ષ ૧ લું અંક

૧ લો. સન. ૧૮૮૭ ) માં આ કાવ્ય પ્રકટ થયેલું છે. પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાંની પ્રત તૈયાર કરવામાં આ પ્રત પણ જોવામાં આવી હતી, એવી નોંધ તેની પ્રસ્તાવનામાં છે.–બૃહત્ કાવ્ય દોહન ભા. ૨ માં છાપેલા કાવ્યમાં જે શરૂઆતનું કડવું મળી આવે છે તે આ લખેલી પ્રતમાં નથી. એવા બીજા પાઠફેર પણ અનેક છે.

આઠમા સ્કંધની વામનકથા અને છઠ્ઠા સ્કંધમાંનું પ્રહલાદ ચરિત્ર એ બે આખ્યાનો પ્રેમાનંદના કરેલાં મળી આવે છે, તે પરથી એવું અનુમાન કરવામાં આવે છે કે પ્રેમાનંદે આખું ભાગવત ગુજરાતીમાં ઉતારવા પ્રયત્ન કર્યો હોય. આ બે આખ્યાનોની રચ્યા સાલ મળી આવે તો તે દશમની રચના સાલ નક્કી કરવામાં મદદગાર થાય. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ વામનકથાની રચના સાલ સં. ૧૭૩૦ આપી છે, પણ તે શા આધારે તે જણાવ્યું નથી અને પ્રહલાદ આખ્યાનની નોંધ પ્રેમાનંદના સાલ વગરના કાવ્યોમાં કરી છે. સાહિત્યના અભ્યાસીએ આ પ્રશ્ન ચર્ચવા જેવો છે. ]

૨ (અ.) પ્રસ્તુત પ્રતના છેલા પાને રઘુનાથ કૃત રૂક્મિણુ વિવાહ ઉતારેલો છે.

૩ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૭૬ ૮૧

છેવટ—

આરણીક પર્વની મૂળ કથા માંહિ, નૈસદ લીલા ભાખીજી
મુહુરત કીધું સુરતમાં, થયું પૂરણુ નંદરબારજી.
સંવત સતર છોતેરના, જેઠ વદ છઠ મંગલવારજી
તે દીવસે પરીપુરણુ કીધો, ગ્રંથ પુનીત પદબંધજી.

[ નોંધઃ—બૃહત્ કાવ્યદોહન ભા. ૧ લામાં આ આખુંય કાવ્ય છપાયું છે; તેમાં રચ્યા સાલ નીચે મુજબ આપેલી છેઃ—

સંવત સત્તર બેતાલો વર્ષે, પોષ શુદી ગુરૂવારજી;
દ્વિતીયા ચંદ્ર દર્શનની વેળા, થઇ કથા પૂર્ણ વિસ્તારજી.

અને એજ સાલ બીજી કેટલીક પ્રતોમાં પણ મળી આવે છે. પણ નવાઇ જેવું એ છે કે એ જ નળાખ્યાનની બીજી બે ત્રણ ત્રુટક પ્રતો સોસાઇટીના સંગ્રહમાં છે, તેમાં તેની રચ્યા સાલ સં. ૧૭૩૯ આપેલી છેઃ જેમકે,

" સંવત ૧૭૩૩ ના વર્ષે ફાગણ વદ ૧૫ મી દીનજી
પરી પુરણ કીધું નળ કથા આખ્યાનજી.

આ બધી પ્રતો ત્રુટક છે પણ તેની રચના સાલવાળો ભાગ સચવાઈ રહેલો છે. વળી એક બીજી પ્રતમાં તેની રચ્યા સાલ સંવત ૧૭૬૨ વરખે, જેઠ વદ દશમી મંગલવારજી નોંધેલી છે. આ પ્રમાણે નળાખ્યાનની રચ્યા સાલ સં. ૧૭૩૩, સં. ૧૭૪૨, સં. ૧૭૬૨ અને સં. ૧૭૭૬ એમ જૂદી જૂદી હાથપ્રતોમાં મળી આવે છે. નળાખ્યાન જેવું ઉત્તમ કાવ્ય આખું આજ સુધી શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધિત થઇ, સટીક છપાયું નથી એ નવાઇ પામવા જેવું છે.

૪ કુંવરબાઇનું મામેરું પ્રેમાનંદ સં. ૧૭૩૯ ૨૮

છેવટ:—

" સંવત સત્તર ઓગણચાલો, આશો શુદિ નવમી રવીવારજી
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધ વીસ્તારજી.

[નોંધ. પ્રેમાનંદનું આ કાવ્ય બહુ પ્રચલિત અને લોકપ્રિય છે અને તેની અનેક પ્રતો મળી આવે છે. પ્રસ્તુત કાવ્ય બૃહત્ કાવ્યદોહન ભા. ૧માં છપાયું છે. ]

૫ કુંવરબાઈનું મામેરું. પ્રેમાનંદ સં. ૧૭૩૯ ૩૨

[ નોંધઃ—સોસાઇટી તરફથી શરૂઆતમાં જુના કાવ્યોની નકલ કરાવવામાં આવતી, તેમાંની આ પ્રત છે. ]

૬ સુદામા ચરિત્ર. પ્રેમાનંદ. સં. ૧૭૩૮ ૧૪

છેવટ:—

" છે વીરક્ષેત્ર વડોદરું ગુજરાત મધ્યે ગામ
ચતુરવંસી ન્યાત કવિ પ્રેમાનંદ નામ
સંવત ૧૭૩૮ વરખે શ્રાવણ શુદ નીધાન
તથી ત્રતીયા ભ્રગુવાસરે પદ બંધ કીધું આક્ષાં
ઉદર, નીમીત્યે પરદેશ કીધો, સેવું નંદરબાર
નંદપુરમાં કથા કરી, જથા બુધી વિસ્તાર "

[ નોંધ. રા. મંજુલાલ ર. મજમુદારે આ કાવ્યનું શાસ્ત્રીય પદ્ધતિએ સંશોધન કરી, એક સારી આવૃત્તિ, વિદ્વતાપૂર્ણ ઉપોદ્ઘાત અને ટીકા સાથે બહાર પાડી છે, જે જુના કાવ્યો સંપાદિત કરનારે જોવા જેવી છે.]

૭ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ ૧૨

છેવટ

"સંવત ૧૭૩૩ વરખે, ઉત્તમ માસ વસાખજી
વદ પ્રતીપદાએ પદબંધ કીધો, અંતરનો અભિલાખજી
ઉત્તમ નગર ગુજરાત મધ્યે વડોદરું વીરક્ષેત્રજી

જ્યાંહાં કવી(તા) મોહોટા ઉપનો, તેહની કૃપાએ ખુલ્યાં નેત્રજી
રંક વીપ્ર ચતુરવંશી કૃષ્ણ સુત પ્રેમાનંદજી"

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બૃહત્ કાવ્યદોહન ભા. ૨ માં છપાયું છે. તેમાં તેની રચ્યા સાલ સં. ૧૭૩૦ આપેલી છેઃ–

" સંવત સત્તરત્રીસના વરસે, ઉત્તમ માસ વઇસાખજી
વદ સાતમે પદબંધ કીધો અંતરમાં ઉલ્લાસજી; '

જ્યારે પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૩ જું અંક૧માં એ વર્ષ નીચે મુજબ છેઃ—

" હુંડી ભણે તેને હરિ મળે કહે ભટ પ્રેમાનંદ.
સંવત સત્તર ચોપન વર્ષે, ઉત્તમ માસ વૈશાખ .
પ્રતિપદાએ (આ) પદ બાંધ્યું, પૂર્યા અંતરના અભિલાખ"

તેની નોંધમાં (૫) ૧–૨ પ્રતમાં સાલના આંકડા ૩૪ અને ૪૪ એમ આપેલા છે.

આમ આ કાવ્યની રચના સાલ ઉપરાંત નરસિંહ મહેતાએ પોતે રચેલાં હુંડીના પદો (જુઓ, ગુજરાતીનો દિવાળી અંક, સન ૧૯૨૨ અને કૃષ્ણદાસની હુંડી; બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી સન ૧૯૨૧) એ સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ જોવા જેવા છે ).

૮ નળાખ્યાન પ્રેમાનંદ. સં. ૧૭૪૨ સં. ૧૮૭૭ ૬૯

[ નોંધ. શરૂઆતના ત્રણ પાનાં ફાટી ગયેલાં છે; ત્રીજા કડવાંથી લખાણ મળી આવે છે. અક્ષર વાણીયાશાઇ મરોડ અને દમના પણ વાંચી શકાય એવા છે. આગળ એક પ્રત નોંધાઇ ગઈ છે; જુઓ યાદી નં. ૩ ]

૮अ કામાવતીનું આખ્યાન (?) સં. ૧૮૯૦ ૧૮

શરૂઆતઃ—

પરથમ ગણપતીને પરણુમું; કરજોડી કહુ વેણ
સુદમતી આપા દાશને; કરો રશનાએ પલાણ
માહા પાપીજન હોધારીઆ; લેતાં તાહારૂં નામ
માટે શમરૂ શરસતી, કીરપા કરી દોઓ હામ
મુજમાં નથી એટલી ગતી, જે વીનતી કરૂ કરજોડ
દયા કરો દાનેશરી, હરજો.................. ..
સુતા જાણુ સરવણો ધરે, કયા કહુઉ એક નેટ .
કામાવતી રશ સુણો શત, નહી આવે પાછો માને પેટ
ચીત ધરીને સાંભળો; કામવતી આખાંણુ

અવીચલ પદ પામી સઉ, સાખી સારંગપાણુ
કથા સુણે અધર પરલે, ને ટલે કંથ વિજોગ
એક મને જે સાંભળે, ભોગવશે રસ ભોગ.
કામાવતી નારે શું કહઉ; કો રસિલજ શા વાદ.

છેવટ:— દોહરો.

અંગની દેવ તમે સાંભળો; વાચક ધરજો મંન
કરજોડી પાએ નમું કહઉ છુ મુખ વચંન ૩૨૯
તન તનાઆએ નારી બલાં, રહો ચારમાં હું એક
તે મારે તમને નમી શખરપુ કાઆ છેક ૩૩૦
મુજ નારી હાં જે બલી; તે જો ધરે અવતાર
પસુ ખખી માંનશમાં, તે નારી હુ ભરથાર ૩૩૧
નરનારી બેઉ અવતરૂ, જંનમ જંનમ નીરધાર
દુખ કસુ નહી દેહેને, નવનીધ મળજો દુવાર ૩૩૨
શહનેરે બહઉને અતી ગણો, કંથ કાંમની માંહાંએ
એવું કહીને જંપલાવીઉ: અગની માંહાં એ ખગરાએ ૩૨૩
અગની બલ વાધુ ગણું બલાં નરને નાર
ગવંનપતની એ કથા થોડા માંહાં વીસતાર ૩૩૪
નરનારી તો બેહુ બલાં: તેહે તણો વીશતાર
કાણ જાત એ અવતરાં કાણ દેશ મોઝાર ૩૩૫
તે કથા માંડી કહઉ: જો કરો સુતા આશ
સુખ સૌને ઉતપત્તિ સુણતાં, નહી આવે ગરભવાસ ૩૩૬
કથા સુણી સુખ પાંમશો સાંભલો બોલય શામ
વઇકુંઠ પદવી પાંમશો સાખી સી ગોપાલ ૩૩૭
હવે કથા કહઉ રૂડી: સાંભળજો નરનાર
શોભાવતીને વીપરને: થઓ તીજો અવતાર ૩૩૮
તે તણી કથા કહઉ વીશતારીને આજ
એકવાર બોલો તમો શ્રોતા શ્રી હરી
જે થાઓ કુશળ કલ્યાણ ૩૩૯

ચોપાઈ—આગલ તીજો અવતાર લખો છે. એ અખેર તયા કંનો. માતર વતોઓછા હોએ તે સંભાળીને વાંચજો .....................

[ નોંધ. કામવતીની કથા ખંભાતનો કવિ શિવદાસ અને સુરેખા હરણનો કર્તા વીરજીએ લખેલી છપાએલી છે. શિવદાસની કથા-કામાવતી-

એક સુંદર પદ્યાત્મક વાર્તા એ નામથી રા. મગનલાલ દલપતરામ જોશીએ; સંવત ૧૯૫૯માં બહાર પાડી હતી અને એ કાવ્યની હસ્તલિખિત પ્રતો પણ મળી આવે છે; તેમાં કામાવતીના માત્ર ત્રીજા અવતારની કથા આપેલી છે; તેના આગલા બે ભવની કથા વિષે કાંઇ ઉલ્લેખ કે વર્ણન તેમાં આપ્યું નથી; જ્યારે વીરજી રચિત કામાવતી કથામાં પહેલા બે ભવનું વર્ણન સંક્ષેપમાં આપ્યું છે અને ત્રીજો ભવ શિવદાસની પેઠે આખો વર્ણવેલો છે. પરંતુ અચંબો પામવા જેવું એ છે કે પ્રસ્તુત નોંધાએલા કાવ્યમાં તેના પ્રથમ બે ભવનું વર્ણન સવિસ્તર આપ્યું છે. પણ તે ત્રીજા ભવથી અટકે છે અને વળી જે હકીકત આપણને વીરજીમાં મળતી નથી તે આમાં આપેલી છે; એ રીતે એ કાવ્ય જો કે ખંડિત છે છતાં વાંચવા વિચારવા જેવું છે; અને સાહિત્યના અભ્યાસીને એ કાવ્યનો તુલનાત્મક અભ્યાસ કરવા સારૂ ઉપયોગી થઇ પડે એવું છે. દિલગીરી માત્ર એ છે કે કવિએ તેમાં પોતાનું નામ દર્શાવ્યું નથી.]

**૮બ ભીષ્મ પર્વ વિષ્ણુદાસ સં. ૧૬૨૬ સં. ૧૮૯૦ (?) ૨૬૨**

શરૂઆત—

રામ રામગરી

પરથમ પરણમું શ્રી ગુણધીશજી, સુરી નર સઉંકો નામે શીશજી
એક દંતો ગુરૂઓ રાએજી, પ્રેમ ધરીને લાગુ પાએજી

ઢાલ

પાયે લાગુ પરણુ તાંહારે, આપો બુધી વીશાળ
ગજાનન કરૂણા કરે, હું મંદમતી છઉ બાલ

× × × ×

છેવટઃ—

કડવાં ૯૪ છે વીસ્તાર, પુરણ કયા એ કીધી સાર;
ચરણા સાત શહેતર ઉપર જાણુ, સાતશેહે બાવન પરમાણુ.
હરીજન ને કવીજનની શાંહાવદા, કરી કથા ચીત્ત માંહાં આનદે;
બાળપણે કીધો અભ્યાસ, સદા કરશન મુને તાહારી આશ.
સાગર તરઠ તાંબાવેટી વાસ સદા સરવદા લીલા વઇલાસ;
કવીજન ગનાત મકર કુલ હોએ, વાસ બાવાના પુતર મધે સોએ.
ગંગાજીનો સુત વીશનુદાસઃ સદા કરશન તાહારી મુને આશ;
હાવે સંવત (?) તેરના માસ પરમાણુ, માગશર પાવન જાણુ.
શુક્લપક્ષ પંચમી સોમવાર, એ કયાનો મેહે કીધો વીશતાર;

× × × × ×

શ્રી કરશન ચરણની છે મુજને આશ, બેહુ કરજોડી કેહે **વીશનુદાશ.**

[ નોંધ. પ્રાચીન કાવ્યો પ્રસિદ્ધ કરતું એક માસિક આગળ નડિયાદમાંથી બહાર પડતું હતું, તેના શરૂઆતના અંકોમાં આ ભિષ્મપર્વનો થોડોક ભાગ છપાયો છે અને તે આ હાથપ્રતને અનુસરતો માલમ પડે છે. લખેલી પ્રત પેઠે એ છાપેલી પ્રતમાં તેની રચના સાલ સંવત ૧૨ (?) દર્શાવ્યો છે અને તેના આધારે તેના પ્રકાશકે એનો સમય સંવત ૧૩૦૦ નો નોંધ્યો છે પણ એજ કવિના બીજાં કાવ્યો, જેમકે રૂકમાંગદની કથાની રચના સાલ ૧૬૨૪ લક્ષમાં લેતાં, તે કાવ્ય સં. ૧૬૧૩ માં રચાયું હોય એવી માનવું વધુ બંધબેસતુ થઇ પડે છે; વળી એજ કવિએ રામાયણ રચ્યું છે, એમ તેની મળી આવેલી પ્રતો પરથી પ્રતીતિ થાય છે; તેની નોંધ કરતી વખતે, આ વિષય ફરી ચર્ચીશું. ]

૯ કેવળનાં પદો કેવળપુરી. ૭

આ પ્રતમાં કેવળપુરીનાં માત્ર ૧૧ પદો ઉતારલાં છે; તે ઉપરાંત પ્રેમાનંદનું સુદામાચરિત્ર અને દારકાંના બે ત્રણ પદો લખેલાં છે. પણ એ સઘળું લખાણ કાચા અક્ષરનું અને ઘણું અશુદ્ધ છે.

[ નોંધ. કેવળપુરીકૃત કવિતાનો સંગ્રહ રા. બ. હરગોવિંદદાસભાઇએ જુદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરેલો છે. અને તેનો સમય સં. ૧૮૦૫ થી ૧૯૦૫ નો ગાળો બતાવ્યો છે. વધુ માટે એ પુસ્તકની પ્રસ્તાવના જોવી. ]

૧૦ નૌકાની વાર્તા સામળ સં. ૧૯૮૩ ૩૬

શરૂઆત — દુહો.

સીપતી ગણુપતી સરસવતી મતી દે અણુ તું માત;
રીધપતી સીધપતી નીધપતી, વાણી હો વીક્ષાત.
શુધબુધ અરૂી લખ્ખ લાભ સૂત્ર, રીધવીધ પુત્રી શુભ પાત્ર;
સાંમી કારતીગ સાહોદર સ્વએ એમકલ્યાણ જત્ન.
ઊમીઆ સીવ અંગે ઉતપત હવો પરબુ પેહેલો પૂજાય,
ગણુપત ગુણનીધી ગુણ ઘણો, રીધ સકલનો રાએ.
કરજોડી કવી સામળ કેહે, મોહોટા છો સીવ માહારાજ;
વીકંમાજીતતણું વરણુન કરૂ, લખમીવર રાખે લાજ
સૂત્રધારા વસ્લસ પુતલી, વાયુતણે વસ તરણુ.
લખવું ભણવું કવી કલપના, એ સરવે અસંરણુ સરંણુ

ઇસટવરની ઇછા ચીના, બોલી ના સકે બોલ;
જગત અંબા જશ દેનાર છે, ત્રીલોક માંહે તતત તેમ.

× × × ×

છેવટ:— ચોપાઈ.—

"રાજ હાથ આપો તો કાલ, નારીઓ ના બોલી સકી બોલ,
છે ગ્રંથ પણ સંક્ષેપે કહ્યુ, વીકરમનું જે પરાક્રમ લહ્યુ,
જુદો તે જુદુ જાણશે, મોટા જન મનમાં માણશે,
રામ કથા રસ પુરણ પવીત જેહેવુ વારૂ વીક્રમ ચરીત્ર.
કલીજુગમાં ઊત્તમ એ કાંમ: સાંભલે પુન ગંગોદક અસંનાન,
દાન કરે અંન વસ્ત્રતણું, વાધ પુન તે લક્ષતણું.

[ નોંધ. પરિષદ ભંડોળ કમિટી તરફથી સિંહાસન બત્રીસીનું પુસ્તક રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ ખૂબ શ્રમપૂર્વક તૈયાર કર્યું છે, તેના બીજા ભાગમાં આ વાર્તા આવી જાય છે. સામળની વાર્તાઓમાં ઘણા ફેરફાર અને સુધારાવધારા મળી આવે છે તેમ આ વાર્તામાં પણ ફેરફાર નજરે પડે છે. રા. જાનીવાળી છાપેલી પ્રતમાં આનો શરૂઆતનો ભાગ નથી તેમજ છેવટનો ભાગ જે તેમાં છે તે આમાં આપેલો નથી. ]

**૧૦ અ. સ્ત્રી ચરિત્ર. સામળભટ્ટ. સં. ૧૮૮૩ ૫૩**

[ નોંધ. આ વાર્તા છાપેલી બત્રીસ પુતળીની વાર્તા–પ્રકાશક–પટેલ મગનલાલ મનસુખરામ બુકસેલર–અમદાવાદ–સને ૧૯૧૧–સાથે મળતી આવે છે. છેવટની કડીઓમાં કવિએ પ્રસ્તુત વાર્તાઓ સિંહુજના પટેલ રખીદાસ માટે લખી હતી એવી નોંધ કરેલી છે. ]

**૧૦ બ. હારમાળા નરસૈં સં. ૧૮૮૫ ૩૭**

[ નોંધ. હારમાળાનો આખોય પ્રશ્ન ચર્ચાસ્પદ છે. અને તેની સંખ્યાબંધ પ્રતો પદોની ઓછીવતી સંખ્યાવાળી અને ફેરફારવાળી મળી આવે છે; આમાં શરૂઆતના પદમાં નરસૈંનો મામો તેને શિખ દે છે અને બીજા પદમાં સત્તર સન્યાસીઓને તેડાવી ચર્ચા થાય છે, એ પદ આપેલું છે; તે પછી નરસૈંનું પદ; "ભાઈ મુને હરી જોઆની ટેવ પડી" એ આવે છે.

"મન સુ પરસન થઇને સેવક, મેહેતા કંઠ આરોપે હાર,
તે ચરચા ચાલિ ચાચર માંહાં, સૂણી મામો મન સોચે એહ,
સેવક તેડી શીખ દીધી, આજ પછી ના કરીશ તેહ.

× × × ×

[ વળી એ બનાવ સંવત ૧૫૧૨માં બન્યો એવું જે પદ ઘણી પ્રતોમાં મળી આવે છે, તે આમાં આપેલું નથી. ]

૧૦ ક સુધન્વાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૨૪ (?) સં. ૧૮૮૫ ૨૯

છેવટ:—

ઉદર નીમીત્તે પ્રદેશ કીધો સેવું નાંદરબાર,
નંદીપુરમાં કથા કવી, જ્યાં શુધી અનુસાર;
સંવત સતર ચોત્રીસ વરખે, કારતગ સુદી નવમી ભ્રગુવાર,
આક્ષાન એ પુરણ હવું લીલા તે જુગદાધાર.

[ નોંધ. બૃહત્ કાવ્યદોહન ભા. ૩ અને પ્રાચીન કાવ્યમાળા પુસ્તક ૩૩ માં આ કાવ્ય છપાએલું છે. તે બંનેમાં તેની રચના સાલ સંવત ૧૭૪૦ નોંધેલી છે, જ્યારે આમાં તે સં. ૧૭૨૪ આપી છે; વખતે તે લહીયાનો દોષ હોય. પણ પ્રાચીન કાવ્યમાળામાં જે ક્ષેપક ભાગ છેવટની કડી ૨૦ થી ૪૪ છે, તે આમાં પણ બૃહત્કાવ્ય દોહનવાળી પ્રતની પેઠે, નથી. ]

૧૦ ૪ વિવેક વણઝારો પ્રેમાનંદ સં ૧૮૮૫ (?) ૮

[ નોંધ. બૃહત્ કાવ્યદોહન ભા. ૨ માં આ કાવ્ય છપાએલું છે; તેમાંની છેલ્લી ચાર લીટીઓ આ પ્રતમાં લખેલી નથી. કવિતા નામ સાથે તે કાવ્ય પૂરૂં થાય છે. ]

૧૧ નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ મૂળજીભાઇ ભટ્ટ સંવત ૧૭૧૧ (?) ૧૧

છેવટ:—

સંવત સત્તર સોહે પરીપુરણ ઉપર તે અગીઆરજી
ચૈત્રવદિ ત્રીયોદસીએ, ચંદ્રસુત બુધવારજી,
× × × ×
રૈકવ જ્ઞાતી અવતરો, રાજ્ય નગરમાં વાસજી
ભાઇભટ ઉચરે, મૂળજી તેહેનો દાસજી.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બહત્ કાવ્યદોહન ભાગ ૮ માં છપાયું છે; તેમાં તેની રચના સાલ સં. ૧૮૧૧ આપેલી છે; બીજી બે પ્રતો સોસાઇટીના સંગ્રહમાં છે, તેમાંની એક પ્રતમાં ૧૭૧૧ છે, જ્યારે બીજીમાં સં. ૧૮૧૧ લખી છે; આમ સંદેહ પડતી હકીકત મળે છે. એ વિષે આગળ વિવેચન કરીશું. તે સં. ૧૮૧૧ રચાયું હોય એ વધુ સંભવિત છે. ]

૧૨ નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ દેવીદાસસુત હરિભક્ત સં. ૧૭૨૬ ૨૭

છેવટઃ—

પદ સાતસેંહે ને ચોવીસ; કડવાં છે બાવીસજી;

\+ × × ×

દેવીદાસ સુત હરિભકત કહે હવે હરીજન બોલો શ્રી હરી.

[ નોંધ. પ્રાચીન કાવ્યમાળા પુસ્તક ૯ માં આ કાવ્ય છપાયું છે; તેમાં રચ્યા સાલ, પદ અને કડવાંની સંખ્યા નીચે મુજબ છેઃ

"પદ પાંચસે પંચાણું પૂરાં, કડવાં છે બાવીશજી

× × × ×

સંવત સત્તર પંચવીસો પૂરણ, છવીસો તે દિનજીઃ

આ પ્રમાણે બંને પ્રતમાં ફેર પડે છે. તે ઉપરાંત કર્ત્તા તરીકે દેવીદાસ સુત હરિભક્ત એવું નામ આપ્યું છે; પણ એ કાવ્યની બીજી પ્રતો મળેલી છે, તેમાં છાપેલી પ્રત મુજબ ઉલ્લેખ છે. એટલે અન્ય કાવ્યોની પ્રતોમાં જોવામાં આવે છે તેમ આમાં પણ પાછળથી ફેરફાર અને સુધારા થયા હોય એમ માલુમ પડે છે.]

૧૩ અશ્વમેધ વિષ્ણુદાસ ૧૭૨

[ નોંધઃ જૈમુનિકૃત અશ્વમેધનું ભાષાંતર વિષ્ણુદાસે કરેલું તેમાંનો કેટલોક ભાગ આમાં આપેલો છે. પ્રથમ યૌવનાશ્વનું આખ્યાન આપ્યું છે પણ તેના શરૂઆતના ૨૨ કડવાં લખેલાં નથી. એ આખ્યાનનો છેવટનો ભાગ નીચે પ્રમાણે છેઃ—

હરિહર ભટે આપ્યો ઉપદેશ, અંતરયામી વશ નરેશ
જૈમુન્ય રૂષિએ વિસ્તરયુ, તે પદબંધ મે પ્રાકૃત કહ્યું
ગાતાં મન ઉપજે આનંદ, અવિચલ પદ આપે ગોવિંદ
એ અજાણે કીધો અભ્યાસ, બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ

બીજું આખ્યાન દ્વારકાં વિલાસ છે; તેની છેલ્લી કડી નીચે પ્રમાણે છેઃ—

રાગ સાતને નવજ કડવાં, પદ બસેને સોળજી
અશ્વમેધનું આખ્યાંન બિજું, દ્વારકાંવિલાસ કલોલજી
એક મનાયે ગાય સાંભળે તેહની પોહોચે મનની આશજી
તેહને કૃષ્ણદેવ કૃપા કરે, કર જોડી કહે વિષ્ણુદાસજી

તે પછી અનુશાલવનું, નિલધ્વજનું, ચંડીનું, લવકુશનું, બભ્રુવાહનનું અને મોરધ્વજનું આખ્યાન લખેલું છે; છેલ્લું મોરધ્વજનું આખ્યાન અધુરૂં છે અને ચંડી અને લવકુશ આખ્યાનની વચ્ચે સુધન્વા આખ્યાન નાકર કવિનું

રચેલું દાખલ કરેલું છે. એ પરથી એવો ભાસ થાય છે કે વિષ્ણુદાસે સુધન્વા આખ્યાન નહિ રચ્યું હોય અને તેણે કે અન્ય કોઇ સંપાદકે એ ઉણપ નાકરની કૃતિ ઉમેરી પૂરી કરી હોય એ સંભવિત છે.

નાકરરચિત સુધન્વા આખ્યાનની છેવટની પંક્તિઓ નીચે મુજબ છે·

વીરક્ષેત્રમાં વાણીયો દીસાવંશે એહ
હરિહર ભટની કૃપાએ, પદબંધ કીધો એહ
કડવાં ઓગણત્રીસ પૂરયાં મેં મતીમાન
પદ સાતસેહે પચાસ પૂરયાં સુધનવા આક્ષાંન.
એક મનાયે કો સાંભળે, તેહ તણી પોચે આસ
કરજોડીને વિનવે, નાકર હરિનો દાસ.

પ્રસ્તુત પ્રતના કાગળો જીર્ણ થવાથી તેના પાનાં ફેરવતાં તુટી જાય છે; એટલે એ વિષે વિશેષ અને લંબાણથી ઉતારા આપવાનું બની શક્યું નથી; તેમજ વિષ્ણુદાસ અને નાકરના સમય અને કૃતિઓ વિષે વધુ વિવેચન આગળ ઉપર બીજી પ્રતો નોંધતી વખતે કરીશું.]

૧૪ જાલંધરનું આખ્યાન વિષ્ણુદાસ સં. ૧૯૨૧ ૬૨૩

શરૂઆતઃ—

શ્રી શંકર સુતને પ્રણમુ રે, માગુ મતી મનોહર સાર
મુજ મંદને કરૂણા કરો, ગણપતી બુધ દાતાર·
બુધ તણો દાતાર ગણપતી, સુધ બુધ સ્વામી સુજાણ
લક્ષ લાભ કુમાર બે, મનકામના વધુ પ્રમાણ
મુષક વાહન આહાર મોદક, વીઘનહર વીવેક
ગજાનન ગુણવંત પૂરણ, દંત ઉજ્જ્વલ એક
બ્રહ્મતનયા સરસ્વતી, કરજોડી કરૂં પ્રણામ
રૂડે તણી જડ કાપ્ય માતા, ગાઉં હરી ગુણ ગ્રામ
શ્રી ગુરૂ ચરણે પ્રણમું, કરજોડી નામું સીસ
પાકૃતબંધ ઇછા કરૂં પત રાખો શ્રી જુગદીશ.
મતીમંદ મુરખ કાંઇ ન જાણું, ધરૂં મોહોટી હામ
શક્તિ શીવ કરૂણા કરો તો, થાએ માહારૂં કામ
કથા પદમ પુરાણ માંહે, જાલંધર આક્ષાંન
શક્તીમાને કહુ કથા, જે હણે શ્રી ભગવાન.

\+ \+ \+ \+

છેવટઃ—

જાલંધર મારો માહાદેવે, વીષ્ણુ છલી સતી નારજી
શ્રાપ થયો કેશવને મુસ્તક સરવ કહો વીસ્તારજી
એ કથા અંહી થઇ પરીપુરણ, જાલંધર આક્ષાંનજી

\+ + + +

[ નોંધ: પ્રતમાંના કેટલાક પૃષ્ઠ ખૂટે છે; એના કર્તા વિષે કાવ્યમાં કંઇ કશો ઉલ્લેખ મળતો નથી; પણ પ્રત પર વિષ્ણુદાસનું નામ નોંધેલું છે, એટલે તેજ નામ કાયમ રાખ્યું છે. ભાલણ અને શિવદાસના પણ જાલંધર આખ્યાન ઉપલબ્ધ છે અને તેની નોંધ કરતી વખતે આ પ્રશ્નને ફરિ વિચારીશું. ]

૧૫ રૂકમાંગદનું આખ્યાન વિષ્ણુદાસ સં. ૧૬૩૪ ૨૧

છેવટઃ—

અપુત્રવંતી પુત્ર પામે, નીરધન પામે ધન
ક્ષત્રી હોય તે સુરને પામે બ્રહ્મ તેજ બ્રાહ્મણ. "

ઇતિ શ્રી વિષ્ણુદાસકૃત રુકમાંગદનું આખ્યાન.

[ નોંધ. આ કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાયું છે, તેમાં તેની રચ્યા સાલ નીચે પ્રમાણે આપી છેઃ-

" પદ ચારસેં ઉપર વીસ, સુણતાં પાપ હરે જુગદીશ
સંવત સોળ ચોત્રીસો સાર, જ્યેષ્ટ શુદ દશમ ગુરૂવાર
અણજાણે કીધો અભ્યાસ, બેઉ કરજોડી કહે વિષ્ણુદાસ

લખેલી અને છાપેલી પ્રતમાં બહોળો ફેર છે. બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ માં પણ એ કાવ્ય પ્રગટ થયેલું છે.

૧૬ રૂકમાંગદ કથા વા એકાદશી મહાત્મ્ય (?) ૧૦

શરૂઆતઃ—

ચોપાઇ

સરસ્વતિ ગુણપતિ લાગુ પાય રે અવિચલ વાણિ આપો માયરે.
માતંગી તમે મનમાં ધરો, એકાદસિ મહાતમ પુરૂં કરો.
માત માહરી પુરો આસ, શર્ણે આવ્યો તાહરો દાસ
સકલ દેવને કરિ નમસ્કાર કિધો કથા તણો વિસ્તાર
સુણિયો રાય નવખંડ નરેશ, અયોધ્યા નગરિને પુરવ દેશ
રાજ્ય કરે રુકમાંગદ રાંઅ, એકછત્ર વરતાયે આંણ્ય
તે નગરિ રુકમાંગદ તણિ, હરી લીલા કૃષ્ણ ચરચા ઘણિ

વળી 'મહાકાવ્ય' નામથી છપાએલા કૃષ્ણરામ મહારાજના કાવ્ય સંગ્રહના પહેલા ખંડમાં કવિનું જીવનચરિત્ર આપેલું છે; તે પરથી માલુમ પડે છે કે મહારાજશ્રીને કવિ દયારામ સાથે સારો પરિચય હતો. એટલે સુધી કે તેઓ એકબીજાને પોતાના લખેલા કાવ્યો વાંચવા સારૂ મોકલી આપતા હતા. ]

૧૮ ચ રૂકિમણિ હરણ દેવીદાસ સં. ૧૬૬૦ — ૨૩

છેવટ:—

સંવત ૧૬ સંવત્સર અઠાર, માધવદિ પખવાડેજી;
ગુરૂવારે ગ્રંથ જસો થયો, ત્રયોદશીનો દહાડોજી.
પદ પાંચસેંહે ચોપન પૂરા, ચૌદ રાગની જાતજી
કડવાં અઠાવીસ ધોળ બે, કૃષ્ણચરીત્ર વિક્ષાતજી.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બૃહત્ કાવ્યદોહન ભા. ૬ માં પ્રસિદ્ધ થયું છે; આ લખેલી પ્રતમાં રચ્યા સાલ સં. ૧૧૧૮ છે, તે સં. ૧૬૬૦ જોઇએ; તે લહિયાની ભૂલ જણાય છે; બીજી પ્રતો, જેની નોંધ આગળ કરવામાં આવશે તે બધામાં સં. ૧૬૬૦ નું વર્ષ લખેલું છે. કવિ પ્રેમાનંદે પણ એજ વિષય પર જાદું કાવ્ય રચેલું છે; અને એ લેખો-કાવ્યોનો તુલનાત્મક અભ્યાસ થાય એ જરૂરનું છે. આ કાવ્ય પૂરું થયા પછી તેમાં કેટલાક છૂટક પદો ઉતારેલાં છે,]

૧૯ બભ્રુવાહન આખ્યાન (?) — ७૪

શરૂઆત:—

રાગ મારૂણી.

" જૈમુની કહે સુણ્ય રાજન, અગ્ર કથા હયની પાવન,
વળતો ત્યાંથી ચાલ્યો તુરી, જૈઇ પોતો બભ્રવાહન પુરી
મણીપુર નામે નગરી સાર, પ્રકલ આરસનો આકાર
સાત ભૂયાં માલીઆં, સોના રૂપાના જાલીઆ,

છેવટ:—

રણશૃંગા વાજે અત્ય ઘણા ચાલતે સંચર કરી
ઉગમ તે મણીપુર થકી મુકયો હેય આદર કરી. "

[ નોંધ. જૈમુનિકૃત અશ્વમેધમાંથી બભ્રુવાહન આખ્યાનવાળો ભાગ કોઇ અજ્ઞાત કવિએ ઉતાર્યો છે. આ કાવ્ય અપ્રસિદ્ધ છે. પ્રેમાનંદરચિત બભ્રુવાહન આખ્યાન વધારે જાણીતું છે.]

૨૦ બભ્રુવાહનનું આખ્યાન  ઉદ્ધવ ભાલણસુત  ૨૩

શરૂઆતઃ—

ઉધવ જન અતિ અલ્પ મતિ છે કૃપા કરો ગોવિંદ
જનમે જે રા પૂછે છે જોડીને બે પાણ્ય.

છેવટઃ—

કરજોડીને કેહે આનદે ભાલણસુત ઓધવદાસ.

[ નોંધ. ભાલણના પુત્ર ઉદ્ધવકૃત રામાયણ સોસાઇટી તરફથી બહાર પડેલું છે, એજ કવિનું રચેલું આ કાવ્ય છે. પણ તે અપ્રસિદ્ધ છે. બભ્રુવાહન આખ્યાન જૂદા જૂદા કવિઓએ લખેલું, એ બધાની એકસામટી આવૃત્તિ તૈયાર કરવામાં આવે તો તેનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવાનું બહુ સુગમ થાય.]

૨૧ હરિલીલા ભીમ. સં. ૧૫૪૦  સં ૧૬૮૫.  ૯૬

છેવટઃ—

ભીમ ભણી ભાગવત વિચારી ,અનુક્રમણી રમણી અપાર
બ્રાહ્મણ તણી પ્રસાદિ કરી, કીધી કથા સંતોષ્યા હરી.

× × × ×

[ નોંધ. આ પ્રત સિવાય બીજી ચાર પાંચ પ્રતો સોસાઇટીના સંગ્રહમાં છે, જેમાંની એક સં. ૧૫૭૪ માં, મૂળકાવ્ય રચાયા પછી ૩૪ વર્ષે ઉતારેલી મળેલી છે અને તે પરથી અને બીજી પ્રતોના આધારે રા. અંબાલાલ બુ. જાનીએ એ કાવ્યનું સંશોધન કર્યું છે અને તે સોસાઇટી તરફથી થોડા સમયમાં પ્રકટ થશે. એ પુસ્તક સ્વતંત્ર કૃતિ હોઇ, ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રચાર અને ઇતિહાસ વિષે નવીન પ્રકાશ પાડે છે. બૃહત્ કાવ્યદોહન ભા. ૪ માં એ કાવ્ય છપાયું છે. ]

૨૨ ભીલડી સંવાદ  ભાલણ  ૬.

છેવટઃ—

એક મન્યે સાંભલે તેહની પોહોચે આશ;
ભાલણની પ્રભુ રાખજો, નીત્યે ચર્ણની આશ.

[ નોંધ. બૃહત્ કાવ્ય દોહન ભા. ૧માં આ કાવ્ય છપાયું છે. ]

૨૩ આદિ પર્વ  (?)  ૪૩૦

શરૂઆતઃ—

પ્રથમ તે પ્રણમી શ્રી ગણપતને, જોડિને બે પાંણ.
વીઘન હરો તમો કૃપા કરિને, આપો અવિચલ વાંણ.

એક દંતજ શોભતો ગજવદન સોભે તેહ
કુંદલ દેવ દયા કરિ, નીજ બુધ આપો એહ.

× × × ×

છેવટઃ—

આદિ કથા જાદવ કેરી, અંતે પાંડવ વન
એટલે આદિ પરવ પરિપુરણ, જન્મેજય રાજન.
આદિ તણાં વૃત્તાંત કહ્યાં, એ કથા અપુરવ સાર
સુણી કથા તે માહાભારથની, કહેતાં નાવે પાર.

× × × ×

[ નોંધ. આ કાવ્યના કર્તાનું નામ મળી આવતું નથી. આગળ બભ્રુવાહન આખ્યાન નોંધ્યું છે, તેજ પુરાણીએ આ સભાપર્વ રચ્યું હોય એ સંભવિત છે, કેમકે વિષ્ણુદાસ, નાકર, અને કાસીસુત જેમના મહાભારતના આખ્યાનો જે ઉપલબ્ધ છે તેમાં તેઓ પોતાનું નામ આપવાનું ચૂકતા નથી. ]

૨૪ દ્રોણપર્વ વિષ્ણુદાસ. સં. ૧૮૬૭. ૩૨૮

શરૂઆતઃ—

...ને ચરણે નાંમુ શીસ, જેહનો પીતા કાહાવે ઇશ.
ગીરી...માતા જેહનિરે, નીરમલ મત્ય મા મુજને દેજો
પ્રોઢ......મતી થાયે
અક્ષર એક કૃપા તુજ પામે માતા કેહે કે...ય
માહાભારથ અષ્ટાદસ પાવનપૂર્ણ સકોમલ જાણી
તેહમાં દ્રોણ તણું યુધ બાંધું, જો આપો મુખ વાંણી

છેવટઃ—

બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ, સ્વામી રાખજો તમારી પાસ

[ નોંધ. આ પ્રતના કાગળો એટલા બધા જીર્ણ થઈ ગયા છે કે ઉથલાવતાં તેના કટકા થઇ જાય છે. ]

૨૫ આહ્નિક પર્વ નાકર ૧૫૧

શરૂઆતઃ—

અથ આન્હિક પર્વ લીખતે.
રાગ કેદારો.

પ્રથમ તે પ્રણમી શ્રી ગણપતને જોડિને બે પાંણ
વિઘન હરો તમો કૃપા કરિને, આપો અવિચલ વાંણ

એક દંતજ શોભતો, ગજવદન સોભે તેહ!
દુદલ દેવ દયા કરિ, નીજ બુધ્ય આપો એહ.

છેવટઃ—

કડવાં એકસત ઉપર પંનર, નાંહાંનાં મોટાનું નહિ મન
પદ સાત્રીસ સહી એકતાલિસ, આરણિ પરવ એ પર મનિ ધ્યાન.
નારદ લોમસે તિરથ કહ્યાં જે, તે સાંભળે નરને નાર
તે માટે એ ત્રીજી પરવ સાંભળે, તે ફરિના આવે દુઃખ સંસાર
ત્રીજુ વસ્ત્ર થઉ તે ઉજ્વલ, એમ નિરમલ થાશે કાય,
વલિ ચોથું વૈરાટ કહુ તે સાંભળતાં સુખ થાય.
સાંભળતાં અઘ જાએ, વૈશંપાયન રાજાને કહ્યું,
કરજોડિ **નાકર** કહે, પ્રાકૃત એહવૂ મે લહ્યું.

[ **નોંધ.** આ પર્વની શરૂઆતની સ્તુતિની લીટીઓ આદિ પર્વ–અજ્ઞાત કવિએ લખેલું–નોંધ્યું છે તેને બરોબર મળતી આવે છે. પણ અંતમાં **નાકર** કવિનું નામ મળી આવે છે. સંભવિત છે કે કોઇ અજ્ઞાત પુરાણીએ જૂદા જૂદા કવિઓના આખ્યાનો, આખું મહાભારત સંગ્રહવાને એકસામટા સાંકળીને ઉતાર્યા હોય. ]

**૨૬ સભા પર્વ. કાસીસુત.** ૮૩

શરૂઆતઃ—

દંતીપત્યના પદ વદ માહાત્મ્ય માગું આનંદી
અઘ રે નીકંદી નર્ક નીવારી રે, જિય જિય કારિ
જગધારિવંત્યા......તક રે મહારિ.
આધાર કુમારી–ક......માડ પેટે.
તુ જલ સ્થળ, ગીર વન્ય વ્યાપી, બાલક હું મેહેલો થાપી
બુધ અમે રાજ સોઇ, પૂરણ કરિરે.

ઢાલ.

રાજસોઇ પૂરણ કહિવા પૂરણ તુ રસના રહીએ
અક્ષર લઘુ દીર્ઘ તઇ અર્થ અગોચર કહિએ.

ઉથળો.

છેવટઃ—

સકલ રાણારાય ઉઠયા પાંડવ અતિ દુખ ધરતા વન્ય સંચરે
**કાસીસુત** કહિ એ સભાપર્વ, વૈશંપાયન રૂષિ ઉચરિ.

ઇતિ શ્રી મહાભારતે પ્રાકૃતે સભા પર્વ રાજસોઇ વિસ્તાર—કાસિસુત-કૃતે સભા પર્વ—

[ નોંધ. મૂળ પ્રત બહુ જીર્ણ થયેલી છે; અને તેના કટકા થઇ ગયલા છે. તે પરથી રા. ભાનુસુખરામે બીજી એક નકલ ઉતારી આપી છે. કાસિસુત કૃત વૈરાટ પર્વની નોંધ પાછળ થઇ ગયલી છે તે જુઓ. નં. ૧૮. ]

૨૭ કર્ણ પર્વ વિષ્ણુદાસ. સં. ૧૬૮૧ ૧૦૭

શરૂઆત:—

શ્રી પારવતીના સુત ગુણપત્ય સ્વામી પૂરો મનોરથ કાજ
બહુ નામ લંબોદર જેહનું નાખુ ગુણ માહારાજ
મોદિક આહાર કરે સુદાળો, તાહારો મહીમા પ્રૌઢ
ભારથ કથા માંહી રસ મેલિ હું તો છુ અતી મુઢ.

છેવટ:—

સંવત ૧૬૮૧ તે શ્રાવણ વદ સોમવાર
દિન પૂરણ થઇ એ કથા, બુદ્ધિમાન નમેલો સર્વથા ગાયે.
સુણે તેહને વૈકુંઠવાસ, એહુ કરજોડી કહે વિષ્ણુદાસ.

૨૭ અ શૈલ પર્વ (?) ૯૮

શરૂઆત:—

શ્રી શૈલસુતાત્મજનિ સ્તુવૂયે, ઝરૂઓ શ્રી ગુણ રાયરે
પાયને લાગુઅ મેર ધરીરે,
સુખદાતા સુરનાયક, હુ સ્તવન કરુ શીર નામીરે
સ્વામીરે વીઘ્ન હરિ વેગ કરીરે.

છેવટ:—

"શલ્ય પર્વ પુરણ થયું, શુણ્ય જનમેજય રાય."
એટલે એક વસ્ત્ર ઉપરથી ઉજ્વલ થાય
સંજે કહે ધતરાષ્ટ્રને હસ્તિનાપુરમાંહી.

૨૭ બ ગદા પર્વ નાકર. સં. ૧૯૨૩ ૯૮

શરૂઆત:—

"અહિંથી કથા વિસ્તરે, ગદા પર્વ કહેવાય."

છેવટ:—

"નરનારીની પહોંચે આશ, કરજોડી કહે નાકર દાસ."

[ નોંધ. પાનાં બહુ જીર્ણ થએલાં હોવાથી શરૂઆતનો ભાગ આપવાનું બન્યું નથી. ]

**૨૭ क સૌપ્તિક પર્વ (?)** ૧૯

શરૂઆતઃ—

વૈશપાયન ઉચ્ચરે રે, જન્મેજય અવિધારિ
સંજય પ્રત્યે પ્રશ્ન કરે છે, ધૃષ્ટરાષ્ટ્ર ભૂપાલ
કોહો સંજય શું થયું પછે, રણાંગણ મુઝારી.
શલ્ય સરખો સુભટ મારયો, યુધિષ્ટર ભૂપાલ.

છેવટઃ—

એમ પાંડવ રાખીયા, આપણા જાણી દાસ
સૌપ્તિક પર્વ પૂરૂ થયું, કહી કથા અતિહાસ.
ભાઈ પ્રસિદ્ધ નામ માહારૂં કહુ જો ધરી મન રીસ
પદબંધ અક્ષર ભેદ ન જાણું, કહિવરાવ્યું શ્રી જુગદીશ
એહ નામ માટે ગ્રંથ પાવન, રખે ઉવેખો કોય
કહુ આ મદને કૃપા કરયો યમ પુનરપિ જન્મ ન હોય.

[ નોંધ. છેલ્લી લીટીમાં **મદન** નામ આવે છે, તે નાકરના કાવ્યો, જે વૃદ્ધ નાગર ગાઇ સંભળાવતો, તે હોય એમ માનવું અસ્થાને નથી. વૈરાટ પર્વની અંતે એનુંજ નામ આપેલું છે, તે જુઓ; નં. ૨૮. ]

**૨૭ ख સ્ત્રી પર્વ (?)** ૧૫

શરૂઆતઃ—

શ્રી સમરૂ ચ્યરૂઆ ગુણ નિધાન, અવીચલ બુધ્ય આપો જ્ઞાન
જેણે એ પદ પામું ભગવાન રે.
બ્રહ્મસુતા કૃપા કરે માતા, નીર્મલ બુદ્ધ આપો ગ્રહી હાથ
આદિને અક્ષર હુતા તહ્ય સાચ્યરી.
હોય વાડવ વૈષ્ણવ વ્યાસની કૃપા, તો અક્ષર આગલિ આવે સંભર
ક્ષમાને કરવી મુજ દીન ઉપરિરેં.

છેવટઃ—

કર્ણ સંગ ત્યાંહાં લીધ એકાંત્ય તેડી પ્રતિબોધ દીધ
પાંડવનો તું છો ભ્રાત જ્યેષ્ટ, આવિ અપાવું રાજ કરાવું અધિષ્ટ
છઠે ભાગે અપાવું તુહને, પછિ કહ્યું વચન તે સુણી મહાંન

વૈકુંઠપતિ કાં ગહિલા થયા, એ દુર્યોધનને બળે આશ્રયા
એહને પ્રતાપી લીલા.

[ નોંધ. આગળ નોંધ્યા પ્રમાણે અજ્ઞાત પુરાણીએ જૂદા જૂદા લેખકોએ લખેલા મહાભારતના ૧૮ પર્વના આખ્યાનો એક સંગ્રહરૂપે ગુંથવા યત્ન કર્યો હોય એમ ભાસે છે. ઉપર કાસીસુતનું સભા પર્વ નોંધ્યું છે. એજ પર્વ વિષ્ણુદાસે લખેલું પણ મળી આવે છે, અને જે રા. ભાનુસુખરામે જુદા પુસ્તકરૂપે છપાવ્યું છે. એટલે સંગ્રાહકે એકજ કવિના બધા આખ્યાનો ન લેતાં, એને જેમ હાથ આવ્યું વા ગમ્યું તેમ મહાભારતના જૂદા જૂદા પર્વો સંકલિત કર્યા હોય એમ જણાય છે. ]

૨૮ વૈરાટપર્વ નાકર ૧૨૪

**શરૂઆતઃ—**

ઉમયા શીવ નંદન ગુણ વર્ણવું, પ્રણમૂ દુદલ દેવ
જેહનો પરિવાર પનોતો, સુરનર મુનિ કરે સેવ.

**છેવટઃ—**

નિરમલ ગ્રંથ મયંક સરખો, કૃષ્ણાર્પણકૃત દાસરે;
ગાઇ પર્વને પુછે સાંભળે, નર સ્ત્રી વર્ણ અઢારરે.
પંચ માહા પાતકને ત્રાસે, પામે અવિચલ હારરે.
**વીરક્ષેત્ર મધ્યવાસ, વાણીઓ દીસાવાલ કુલ સારરે.**
વીકાનો સુત નાકર વર્ણવે, હરિભકત શુભ આચારરે;
કરિ ગ્રંથ વાડવ કરિ સોંપ્યો, વિશ્વ પુણ્ય વિસ્તરવારે.
વૃધ **નાગર કુલિ નામ મદનસુત** ગાઇ ભવ જલ તરવા રે;
**સકલ** દાન તીરથ વ્રત જપ તપ અષ્ટાંગ યોગ અભ્યાસરે.
તે ફલ લહિ કહિ મુક્ષિ હરિગુણ, **નાકર હરિનો દાસ.**

૨૮ અ. ઉદ્યોગપર્વ (?) ૧૭૭

**શરૂઆતઃ—**

આદિ ગણપતિ પ્રણામ કરીને સરસ્વતિ લાગુ પાય,
કરી આપે મુક્ષ વાંણી તો ગ્રંથ ચાલ્યો જાય........

**છેવટઃ—**

એકમના, જે કો સાંભળે, છૂટે દુખ ગર્ભવાસજી;
કહે કવિ નામ શું કહુ માહરૂ, સુણિ કરશો સહુ હાસજી.
મૂઢ મતિ અજ્ઞાન અર્ભક હું, સંત જનની કૃપાએ ગાઇજી;

કો સમે હરિ નામ લેવાને, ઇચ્છા મુજને થાએજી.

અવતાર ઉત્તમ દ્વિજ તણે ઘરે, પણ ન જાણું કાંઇ કર્મજી;

પણ ભાઇયાસુત એણી પેરે બોલે હરિ ટાળો પુનરપિ ગર્ભજી.

[ **નોંધ.** આ કોઇ નવોજ કવિ માલુમ પડે છે અને તે પોતાને ભાઇયાસુત (?) કહે છે. ]

**૨૮ ભીમપર્વ નાકર સં. ૧૮૬૭ ૮૮**

**શરૂઆતઃ—**

પ્રથમ પ્રણમુ ગરૂયો ગણપતિ રાય, બેહુ કરજોડી વીનવું રે,
લાગુ નરહર પાય, ભજતાં ભાવસું રે, દુર્કીર્ત દુર પલાય.
સેવે સુખ પાળવારે સુરનર સર્વ કો પાયરે.

**છેવટઃ—**

એક મન થઇ જે સાંભળે તે ચાર પદારથ પામે
જે જન સીખે સાંભળસે, વિષ્ણુ વેદના વામસે;
અઢાર પરવ એતાં વૃત્તાંર્થ, એ કથા ઇતિહાસ.
કરજોડી નાકર કહે, વૈષ્ણવ જનનો દાસ.

[ **નોંધ.** મહાભારતના જૂદા જૂદા કવિઓએ રચેલા આખ્યાનો વિષે કામપુરતું વિવેચન સંગ્રહમાંની બધી પ્રતો નોંધાઇ ગયા બાદ છેવટે પ્રસ્તાવનામાં કરવાનું યોગ્ય વિચાર્યું છે. ]

**૨૯ શ્રીમદ્ ભાગવત વલ્લભ સં. ૧૭૬૫ સં. ૧૯૧૮ ૪૭૭**

**શરૂઆતઃ—**

શ્રી ગુરૂ અંબા સરસ્વતી, સુધી આપો, ટાળો દુરમતી;
સદા રેહેવું સ્તવું તુજરે.
વિઘ્નહર લંબોદર મનમુદાએરે,
સ્તવું લક્ષ્મીવર કીપા કરજો મુજ રે.

**છેવટઃ—**

**( ૮ મો સ્કંધ. )**

**સંવત ૧૭૬૫ વરખે ઉત્તમ આશાડ માસજી,**
**શુકલપક્ષ નવમી સોમવારે હવી કથા પ્રકાશજી;**
**શ્રી સુરજપુર તાપી ત્રટે બેગમપરામાં વાસજી,**
**ઔદીચ ન્યાતી ટોલકીયા દ્વીજ વલ્લભ નામ પ્રકાશજી.**

[ **નોંધઃ—**પ્રસ્તુત કાવ્ય સ્વ. ઇચ્છારામ સૂર્યરામે પદ્યબંધ ભાગવત બહાર પાડયું છે, તેમાં આવી જાય છે. આ પ્રતમાં દશમસ્કંધ આપેલ

નથી. ઇચ્છારામભાઇને પણ તે મળેલો નહિ. વખતે કવિ પ્રેમાનંદનો દશમ-સ્કંધ વધુ પ્રચલિત હોઇ કવિએ માત્ર દશમા સિવાયના અગીઆર સ્કંધ રચ્યા હોય એ સંભવિત છે. ]

**૩૦ આદિપર્વ માધવદાસ સુંદરદાસ સં. ૧૬૭૫ સં. ૧૯૨૫ ૪૭૨**

**શરૂઆત:—**

" પ્રથમે શીવસુતને આરાધું જેમ હરખે હરી ગુણ ગાજી,
અવરાજી આદિ પરવ મહીમા ભણારે. ૧

ગજવદન મુખ એક દંત,
શુધ બુધ દાતા જશવંત.
શતવંતા શારદે કરો શેવક જાણીરે. " ૨

**છેવટ:—**

બશેને અઢાર અધ્યાયે વનના શ્લોક કહુ વિસ્તાર,
આઠ સેહેસ્ત્રીને ખટસત ઉપર ગ્રંથ પુરાણ નીરધાર. ૧૬
**સંવત ૧૬ સોલ પંચોતેર પુરણ ઉત્તમ અસ્વન માસ,**
**શુકલ પક્ષને ચતુરદશી રવીવારે પોહોતી છે તે આશ. ૧૭**

× × × × ×

ગતી મનની એકસોને અઠાવીશ રાગવાશ તે નીરધાર,
સેહેસ્ત્રી ખટપ્વી શત એકાણું પદ માંહે. ૨૧
**પુરવે તાત પીતા મહસ્થાનકે, અંકલેશ્વર માંહાં વાસ;**
**કાએસ્થ કુલને વાલમીક ન્યાતી વૈષ્ણવ સુત સુંદરદાસ ૨૨**
તેહ તણો સુત કાંઇએ ન જાણે બાલક બુદ્ધ આસન,
માધવદાસ કહે કરજોડી કીપા કરો હરીજન. ૨૩
હવડા વાસ અલ્પમતીનો મુજરસપુર ( સુરત ) નીરધાર
સુરજ દેહા ત્રાપી તટ ઉપર તા હોતે વાશ. ૨૪
વૈષ્ણવ જન વેપારી વારૂ રેહે નગ્ર મોહોલાર,
અનેક કવીજન પાર નાવ્ય જાણું હરિગુણનો ભંડાર. ૨૫
રાગતાલ પદ કોઇએ ન જાણું વલી ગમ જેહ,
.સંગીતની મુને સાન નહી, આદર કીધો એહ. ૨૬
કાલાએહેમાં લેહેર કરી; મનની પોહોતી આશ,
સુંદર સુત કરજોડી કહે માધવદાસ. ૨૭

[ નોંધઃ આ જ કવિની લખેલી રાસલીલાનો થોડોક ભાગ **વસન્ત** સં. ૧૯૬૯ ના શ્રાવણ અંકમાં " સુના–આશ્રમ " સંજ્ઞાધારી લેખકે ઉતારી મોકલેલો છપાયલો છે. " વાલ્મિકિ કાયસ્થ " જ્ઞાતિ ત્રિમાસિક પત્રમાં કવિ વિષે કેટલીક માહિતી છપાઈ હતી, એવું સ્મરણમાં છે. છતાં કાવ્યના અંતમાં કવિ પોતા વિષે ઠીક માહિતી આપે છે. ]

**૩૧ રામાયણ વિષ્ણુદાસ સં. ૧૬૫૬ સં. ૧૯૨૩**

શરૂઆતઃ—

રાગ ધનાશ્રી.

પ્રથમે પ્રણમુરે ગુરૂઆ શ્રી ગુરૂશએ, બેહુ કરજોડી રે લાગુ તારે પાએ,
ભજતા ભાવસુરે દુર્કીત દુર પલાએ.

ઢાલ

ધ્યાય સુર નાર સર્વ કરે હરી ભક્તને ઊપદેશ,
તે તણા મનોરથ પુરશે ગૌરી પુત્ર ગણેશ;
હું અલ્પધી આદર કરી પ્રેમે કરૂ પ્રણામ

છેવટઃ—

પદ શત એકતાલીશ દ્વાદશ હોએ, કડવાં એંસી ઊપર ત્રણ સોએ;
ભટ બાલકૃષ્ણે કરૂણા કરી, જાણ બુધ આપી શીશ મુકો પાણ.
તેહ તણી કીપાએ કરી ઉત્તર કાંડ કહુ વીસ્તારી,
સંવત સોલ છપન વીસ્તાર આસો માસ ત્રીતીઆ ચંદ્રવાર
તે દીન પુરણ હવું આક્ષાન, સાહે કરો મુને શ્રી ભગવાન,
વાસે સ્થંભતીર્થ છે જાહે કરીતા જ્ઞાતિ મકર કુલ માહે,
ખાનપોર મધે છે વાસ, વૈસ્નવ જનનો કાહાવું દાસ.

× × × × ×

" નામ નીરએ થઇ ગુણ ગાસે; વદે **વીસણદાસ** તે
પરિબ્રહ્મ પામશે શ્રી રામરામ જપતાં વૈકુંઠ જાશે. "

" એ ચોપડો સંવત ૧૯૨૩ ના માહા સુદ ૭ ને ચંદ્રવારે શુભ નક્ષત્રે શુભ યોગે સંપૂરણ થયો છે. × × તાલુકે **ઓરપાડ**નું ગામ માશમાનો વાસી પટેલ કોલી હાંશજી દેવાનો સુત કુંવરજીભાઇએ વાચવા લખાવ્યો છે. "

[ નોંધઃ—પ્રસ્તુત કાવ્ય અપ્રસિદ્ધ છે અને તે એજ નામધારી ભાલણસુત વિષ્ણુદાસ, જેમણે ઉદ્ધવે અધુરો મુકેલો ઉત્તર કાંડ–રામાયણનો ભાગ–પૂરો કરેલો, તેની સાથે સરખાવી જોવા જેવું છે. ઉદ્ધવકૃત રામાયણ

સોમાઇટી તરફથી બહાર પડેલું છે; અને તે સં. ૧૫૭૫ માં રચાયલું છે. ]

**૩૨ સુદામો કૃષ્ણદાસ સં. ૧૬૭૩ સં. ૧૬૮૫ ૧૨**

શરૂઆતઃ—

સાહ કરો ન સરસ્વતી, પ્રણમ્‌ ગરૂઆ ગૃણવતી;
સોધિ મતી દેજ્યો દેવ દયા કરી કૃષ્ણ સદામું ગાઇયિ.
ગોતાં નીરમલ થાઇયિ, ટાળીયિ કાસલ કાયાતણી.

× × × × ×

છેવટઃ—

દશમના આધારથી મેં કર્યો અભ્યાસ,
ખોડ મ દેસુ ખરી ખોટી મત્ય માહારી હીન;
વૈષ્ણવ જનનું દાસનું તે દાસનું હું દીન,
**સંવત સોલ ત્રોહોતરો, વરષ ભાદરવા માસ.**
શુકલ પક્ષ દીન નવમી, શનિવાર કીધુ રાસ
**વાસ લુણમાંહી ખડાયતા કુલી;**
**જનમીયુ શીવદાસનું સુત ત્યાંહાં.**
પદવિસિ પનર પુરાં કડવાં તેર.
ત્રણ રાગી રાસ કીધું ગયો હું **ચાંપાનેર,**

× × × × ×

સાર કરી હરીએ સદામાની, પુરી મનની આસ
કૃપા કરુ કૃપાલજી, એમ કહી કૃષ્ણોદાસ.
એમ કહી કૃષ્ણદાસનિ, વૈષ્ણવનિ ચરણે નમૂં;
બ્રાહ્મણના ઉપદેશથી, હું રામસું રંગિ રમું રે.

ઇતિ શ્રી સુદામુ સમાપ્ત. સંવત ૧૬૮૫ વર્ષે માઘ વદિ ૧૩ ત્રયોદશી ભોમવારે નંદાવતી મધ્યે શ્રી ગૌડ જ્ઞાતીય રાઘવસુત જનાર્દન લખીતં.

[ **નોંધ.** આ કાવ્ય અપ્રસિદ્ધ છે. તે રચાયા પછી ૧૨ મે વર્ષે ઉતારાયું છે. રા. મજમુદારે સુદામાચરિત્ર સટીક છપાવ્યું છે, તે સંગ્રહમાં આ કાવ્ય પણ ઉમેરી લેવા જેવું છે. થોડા સમયમાં તે 'બુદ્ધિપ્રકાશ'માં છાપી દેવા વ્યવસ્થા કરવામાં આવશે. ]

**૩૩ રૂકિમણી હરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૨૧ ૫૮**

શરૂઆતના પાંચ પાના નથી.

છેવટઃ—

સંવત સોલ સંવચ્છર સાઠો, માઘ શુદે પખવાડોજી
શુક્રવારે ગ્રંથ સુપાડો, ત્રઓદશીનો દાડોજી
હરી કરૂણા ઓગણત્રીસ કડવાં ચૌદ રાગની જાતજી.
પદ પાંચસે ચોપન પુરા, કૃષ્ણ ચરીત્ર વીક્ષાતજી
સોજીત્રા સીધપુર માંહે ગંધવ નાતી પ્રકાશજી
ગ્રંથ સંપુર્ણ કરી ગોવંદ પ્રણમે જન દેવીદાસજી
પ્રણમે જન દેવીદાસ, પ્રભુજીનું સેવક સુખદાયજી
કર જોડીને કરૂં વીનતી, જયજય વૈકુંઠ રાયજી.

[ નોંધ. એક પ્રત પાછળ નોંધાઇ ગઇ છે. જુઓ નં. ૧૮ અ. ]

૩૪ નરભેરામ કાવ્ય નરભેરામ. ૬૮

[ નોંધ. એ પીજનો ચાતુરવેદી મોઢ બ્રાહ્મણ હતો; પ્રસ્તુત ગ્રંથમાં તેના ન્હાના ન્હાના ૨૪ કાવ્યો નીચે મુજબ ઉતારેલાં છેઃ—૧. કંસવધ. ૨. રાસ લીલા. ૩. સણગાર. ૪. ગજેંદ્રમોક્ષ. ૫. વામનાખ્યાન. ૬. ભીષ્મસ્તુતિ. ૭. પરિક્ષિત ગર્ભરક્ષણ. ૮. સતભામાનું રુસણું. ૯. કૃષ્ણવિનોદ. ૧૦. ગભિરાગ. ૧૧. બોડાણા ચરિત્ર. ૧૨. નાગદમણ. ૧૩. બોડાણાની મુછ. ૧૪. જયવિજય શ્રાપની વાત. ૧૫. જયવિજયને શ્રાપ થવાનું કારણ. ૧૬. પ્રભુ ભજવા વિષે. ૧૭. રાગ વસંત. ૧૮. મનને શિખામણ. ૧૯. જીવને શિખામણ. ૨૦. „ ૨૧. મનને ઉપદેશ. ૨૨. પડેલી ટેવ ન ટળે તે વિશે મનને ઉપદેશ. ૨૪. હરિ ભજવા વિશે. ]

૩૫ સુરેખાહરણ વીરજી સં. ૧૭૨૦ ૬૮

[ નોંધ. શરૂઆતના પાનામાં વલ્લભ ભટ્ટનું નામ લખેલું મળી આવે છે; પરંતુ ખરી રીતે એ આખુંય કાવ્ય વીરજીનું રચેલું છે. છેવટના પાના તેમજ કેટલાક વચલા પાના તુટક છે. તે પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં વર્ષ ૫ અંક ૩ જામાં છપાયું છે. ]

૩૬ બાળલીલા શિવદાસ ૨૪

શરૂઆતઃ—

પ્રથમે ગજમુખ વીનવું રે સરસ્વતી થાઓ રે સહાય
હરિ હેતને હરખે નમુ રે ગાવો ગોવર્ધન રાય
રાય પરિક્ષત શુક પ્રત્યે એમ કહે નાંમી શીસ
સ્વાંમી નોમા સ્કંધ લગિસેં પ્રીછ્યો રૂષિધીર

સોમ આદિત્ય વંશ બેહ્નો પ્રીછવો વિસ્તાર
સંક્ષેપ માત્રે કહી કથા માંહે કષ્ણુ નિર્ધાર.
દેવકીના ગર્ભ તદા બલદેવ તેહેમાં હોય
રોહિણી સુત તે કયમ થયો કહો કથા મુજને સોય.

x x x x

છેવટઃ—

એ હરી વર્ણવાનો ક્રમ કરૂ વિવેક જો મુખ જિવ્હા આપીએક
શેષ નાગ પૂરણ નવ્ય થાય તો મુખથી ત્યેં કયમ કેહેવાય
શુકજી કેહે સાંભલ્ય રાજન, ધંન ધંન પાંડ તણે કુળી...
ધન્ય ધન્ય જે કો સાંભલે કાવ્ય, ધન્ય શિવદાસ કેહે મુખ વાણ

[ નોંધ. આ જ કવિના દ્રૌપદી સ્વયંવર, એકાદશી મહાત્મ્ય, પર શુરામ આખ્યાન અને ડાંગવાખ્યાન પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાએલ છે. તે વિષ્ણુદાસનો સમકાલિન અને ખંભાતનો જ વતની હતો. કામાવત અને હંસાવળી વાર્તાઓનો લેખક આજ શિવદાસ કે અન્ય કોઇ એ નામધારી એ વિચારવા જેવો પ્રશ્ન છે. ]

૩૭ **એકાદશી મહાત્મ્ય. શિવદાસ સં. ૧૬૭૦ સં. ૧૮૬૪** ૧

છેવટઃ—

સંવત ૧૬૭૦ વરખે માસ માગસર ધંનજી
સુકલ પખ પુરણમાં પાવન, ગુરૂ વાસરનો દંનજી
પદ પંચાસ એકસો ઉપર, કડવાં પાવન આઠજી
શ્રી ગુરૂવાસ ભુધર પદ વંદી, કથા મુખપાઠંજી
કવિકુલ શોભા નાત નાગરની, સ્થંભતીરથ માંહે વાસજી
સદા ભક્તિ આપે હરિ તાહારી, કેહે સેવક **શીવદાસજી**

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૪ અંક ૩ જામાં આ કાવ્ય છપાયું છે. ]

૩૮ **ડાંગવનું આખ્યાન શિવદાસ સં. ૧૬૭૨** ૨

છેવટઃ—

સંવત ૧૬ બોહોત્યરે, કીધો કથા એ વિસ્તાર;
વૈશાખ માસ શુદિ એકાદશી, શુભ મહૂર્ત મંગળવાર.
શ્રી દક્ષણ **વીજાપોર** કીધો એ કથા પદબંધ,
**શિવદાસ** કહે મુને રાખજે, ચર્ણે સ્વામી શ્રી ગોવ્યંદ.

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૪ અંક ૭ માં એ છપાયું છે.]

૩૯ જ્ઞાનગીતા , નરહરિ ૭૨.

શરૂઆતઃ—

પ્રથમે પ્રણવુ નિરંજન દેવજી, મૂળ પ્રકૃતિ કરે જેની શેવજી
તાંહાંથી ઉપનુ પુરૂપ અહંમેવજી, સરજે સંચરે તે અવસ્યમેવજી

છેવટઃ—

અજ્ઞાન અંધારી રતિ, જ્ઞાન ગીતા સૂર ઉગીયો એ
રમતાં હરીસુ રાસ, માસ ગર્ભ સઘળો ગયો એ
પાંમૂ પાંમૂ શીર્ણ શ્રી કાંત સદ્ગુરુ સંતે કૃપા કરીએ
નર હરિ નામિં શીસ તજો રહિયો હરી એ.
વલી વલી કરું પ્રણામ સ્વામી વીનતી દાખીએ એ
એમ કહિ નરહરિ દાસ વાસ તે ચર્ણે આપીઇ એ...

[ નોંધ. એની રચેલી ભગવદ્ગીતા પ્રાચીન કાવ્યમાળા પુસ્તક ૩૨ માં છપાઇ છે; આ કાવ્ય અપ્રસિદ્ધ છે. ]

૪૦ વસિષ્ટસાર ગીતા નરહરિ સં. ૧૬૭૭ સં. ૧૯૬૧ ૮૦

છેવટઃ—

સંવત સોળ શત્યોતરો, માઘ માસે પદબંધ એક ધર્યો;
શુકલ પક્ષ દશમી રવિવાર, પૂરણ ગ્રંથ હવો નિરધાર.

× × × ×

વસિષ્ટસાર ગીતાએ સુણો, વસિષ્ટસાર ગીતાએ ભણો;
વળી વળી કીજે એ અભ્યાસ, કરજોડી કહે નરહરિદાસ."

[ નોંધ. રા. છગનલાલ કે. મહેતાએ જૂદા પુસ્તકરૂપે પ્રસ્તુત કાવ્ય છપાવ્યું છે. આપણને નરહરિના ત્રણ કાવ્યો, ભગવદ્ગીતા, જ્ઞાનગીતા અને વસિષ્ટસાર ગીતા ઉપલબ્ધ છે, જેમાંનું એક જ્ઞાનગીતા ઉપર જણાવ્યું તેમ અપ્રસિદ્ધ છે. ખેદ માત્ર એ છે કે કવિ વિષે કાંઇ જાણવા જેવી માહિતી મળી આવતી નથી. ]

૪૧ વસિષ્ટસાર ગીતા નરહરિ સં. ૧૬૭૭ સં. ૧૮૦૭ ૫૩

[ નોંધ. ઉપરની પહેલી પ્રત પ્રેસમાં આપવા માટે તૈયાર કરેલી છે, જ્યારે બીજી પ્રત જુની, દોઢસો વર્ષ પહેલાંની લખેલી છે. ]

૪૨ અખેગીતા અખો સં. ૧૭૦૫ સં. ૧૮૮૭ ૪૯

[ નોંધ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ તરફથી અખાનું પુસ્તક છપાયું છે તેમાં તેમજ બૃહત્કાવ્ય દોહન ભા. ૨ માં આ ગીતા છપાએલી છે. સોસાઇટીએ પણ રા. નર્મદાશંકર દેવશંકર મહેતા પાસે એડિટ કરાવી તે છપાવવાની વ્યવસ્થા કરેલી છે. ]

૪૨ અ વસિષ્ટસાર ગીતા. નરહરિ સ. ૧૬૭૭ સં. ૧૮૮૭ ૮૮

[ નોંધ. આ ત્રીજી પ્રત છે અને બીજી પ્રત કરતાં ૮૦ વર્ષ પાછળથી લખાયલી છે. ]

૪૩ શિવરાત્રીની કથા (?) ૨૧

શરૂઆતઃ—

એક સમે કૈલાસ ભુવન બેઠા છે સીવરાય રે
નાટારંભ તાંહાં થઇ રહ્યો ને ગુણ ગાંધ્રવ બહુ ગાય
કપુર ગૌર સોભા ધરી ઉમયા તે બેઠાં પાશ
રાજે જટા માંહે જાહ્નવી લીલવટ ચંદ્ર પ્રકાશ.
પચ વકતને દશભુજ ત્રીનેત્ર શીવને અંગ
સર્પના આભુષણ પેહેરાં ને બ્રહ્મ કપાલને સંગ.

× × × ×

છેવટ:—

હતો માહા ધાતકી દેહે પામ્યો અવીચલ પદવી તેહ
માટે સાંભળ્ય તુ ઉમયાય, એહવો શીવરાત્રી મહીમાય
અજાણે કીધુ છે વર્ત, મુક્તિ પામે તે તો તર્ત
એહેવું જાણી કરસે જેહ કુલ સહીત તો તરસે તેહ
અપુત્રવંતી પુત્ર પાંમે નીરધનીયો પામે ધન
ક્ષત્રી હોય તે સુરને પાંમે બ્રહ્મ તેજ બ્રાહ્મણ.

ઇતિ શ્રી શીવરાત્રીની કથા સંપૂર્ણમ્.

[ નોંધ. લેખકનું નામ મળતું નથી. બીજી એક પ્રત સોસાઇટીના સંગ્રહમાં છે તે નામ વિનાની પણ આનાથી જુદી પડે છે. ]

૪૪ સરસગીતા પ્રીતમ ૬૬

છેવટ:—

"તીલક છાપ તુલસી અંગે, મુખે હરિ ગુણ ગાય;
પ્રીતમ પ્રાણી પનીત હોએ, પ્રેમ પુનીત તે થાય."

[ નોંધ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ તરફથી "પ્રીતમ વાણી" નામનું પુસ્તક છપાયું છે, તેમાં આ કાવ્ય પૃ. ૭૦ થી ૯૭ માં આપેલું છે; પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૧ અંક ૨ માં પણ તે પ્રકટ થયું હતું. ]

૪૫ ભગવદ્‌ગીતા પ્રીતમ સં. ૧૮૫૨ ૫૦

છેવટ:—

**સંવત અઢારએ બાવનો,** કૃષ્ણ પક્ષ ભાદરવો માસ;
ત્રતીયા સોમવારે કીધો, **ગીતા** ગ્રંથ પ્રકાશ.
ધન્ય સંગત ધન્ય રામજી ધંન સીવદત ગોવિંદરામ;
ધન્ય સ્વામી જયાનરાય ઠાકોર, ધન્ય **સંદેસર** ગામ.
ગુરૂ બાપુજી કરી કૃપા, સ્વામી આતમારામ;
સંત સમાગમ **પ્રીતમ** પામ્યો હરીચરણ કમલ સુખ ધામ.

વલણ.

અધ્યાય અષ્ટાદશ થયા પુરણ, પ્રગટયો પ્રેમ આનંદરે;
કહે **પ્રીતમ** પ્રેમે કરી, સૌ બોલો જે ગોવિંદરે,

[ નોંધ. જુઓ "પ્રીતમવાણી" પૃ. ૨૯૦ થી ૩૫૦ ]

૪૬ ગોપાળગીતા ગોપાળ સં. ૧૭૦૫ (?) સં. ૧૯૩૮ ૮૯

છેવટ:—

"સત ગુરૂ સ્વામી શ્રી **સોમરાજ**, કૃપા થકી હવું ગ્રંથ કાજ,
રાજહંસ ગુર કેરી દયા, શબ્દ સકળ ગ્રંથ માંહે કહ્યા;
ગુરૂ પ્રતાપે પોહોંચી આશ, ગ્રંથ હવો ત્યારે જ્ઞાન પ્રકાશ;
**સંવત ૧૭ પાંચ સાર,** માસ વૈશાખ અષ્ટમી ભોમવાર.

× × × ×

જનમ **સ્થાન નંદાવતી** ગામ, પીતા ભીમજી નારણદાસ નામ;
તેનો સુત તે દાસ **ગોપાળ**, સંત સકળ તણું તે બાળ.

× × × ×

[ **નોંધ.** આ ગ્રંથ બૃહત્કાવ્ય દોહન ભા. ૩ માં છપાયો છે. તેમજ કતારગામના રા. રા. લાલભાઇ રણછોડજી તરફથી જુદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલ છે. તેમાં રચ્યા સાલ "સંવત સત્તર પચાસો સાર" આપી છે. ]

૪૭ કીર્તનમાળા ગવરીબાઇ સં. ૧૯૩૮ ૧૧૪

છેવટ:—

"ભુરકી નાંખી સબ ભરમાયા, રૂપ દેખી કલ્યારે;
દાસ ગવરી ચેત બડભાગી, પ્રભુને ભજ્યા સો તરયારે."

× × × ×

ઇતિ ગવરીબાઇ કૃત કીર્તનમાળા.

[ નોંધ. આ બાઇ રા. ગોપાળશંકર વેણીશંકર ભચેચના કુટુંબના છે. તેમના છુટક પદો બૃહત્કાવ્ય દોહન ભા ૧ માં પ્રસિદ્ધ થયાં છે. આ પદ સંગ્રહ અપ્રસિદ્ધ છે.]

૪૮ ચાતુરી જીવણરામ ૧૦

[ નોંધ. બૃહત્કાવ્યદોહન ભા. ૪ થા માં આ જીવણ ચાતુરી છપાઈ છે; કેટલીક પાઠફેર છે. ]

૪૮ अ. પંચીકરણ અખો. ૮

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય અખેગીતા સાથે રા. નર્મદાશંકર દેવશંકર મહેતાએ સોસાઇટી સારૂ એડિટ કરી આપવાનું સ્વીકાર્યું છે. ]

૪૮ च અમરફળની વાર્તા સામળભટ્ટ . ૪૩

[ નોંધ. સિંહાસન બત્રીસીમાંની આ સત્તરમી, પંખીની વાર્તા છે અને તે છપાએલી છે. એ આખુંય પુસ્તક રા. અંબાલાલ બુલાખીરામ જાની પરિષદ ભંડોળ કમિટી સારૂ એડિટ કરે છે, જેના પ્રથમ બે ભાગ બહાર પડી ચૂકયા છે. તે માટે જુઓ યાદી નં. ૧૦ ]

૪૮ क વ્રજશૃંગાર રણછોડ ૯

શણગાર વર્ણવ્યો વ્રજનો, દશ સાત પદ પુરાં થયાં;
આઠ ચોપાઇ એક પદનિ, કે નારે એવાં કયાં.
જે ગાએ જે સાંભળે તેની, આસ પુરે એ ધણી;
દાસ રણછોડ ચરણ સેવક, માગે મોજ ધણી ધણી.

" ઇતિશ્રી રણછોડકૃત વ્રજશણગાર સંપૂર્ણ. "

[ નોંધ. રણછોડ ભકતના કેટલાક પદો બૃહત્કાવ્ય દોહનના જુદા જુદા ગ્રંથોમાં છપાએલા છે તેમ 'રણછોડ ભકતની વાણી ' એ નામનું

પુસ્તક સ્વ. હરિવલ્લભદાસ મોરલીધર ભગતે છપાવેલું જાણવામાં છે. પણ તેજ આ રણછોડ ભક્ત કે કેમ એ નક્કી કરવાનું કશું સાધન નથી. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્યદોહન ભા. ૩ માં 'રાધાજીનું રૂસણું' એ નામથી છપાયું છે.]

૪૯ ચાતુરી જીવણરામ ૨૫

[ જુઓ યાદી નં. ૪૮. ]

૪૯અ વણજારો પ્રેમાનંદ ૧૦

છેવટઃ-

ગુજરાત દેશ સોહામણો, વ. વિશ્વક્ષેત્ર વડોદરૂં ગામ. સ.
વિપ્ર ચાતુરવેદી જાતમાં, વ. કૃષ્ણ સૂત પ્રેમાનંદ નામ. સ.
એ વીવેક વણજારો આતમા, વ. અધ્યાત્મ ઉપદેશ. સ.
જે વણજારો ગાય ને સાંભળે. વ. તેના ટળે કરમના કેસ. સ.

× × × ×

[ જુઓ યાદી નં. ૧૦, વધુ માહિતી માટે. ]

૪૯બ હારમાળા નરસૈં સં. ૧૫૧૨ ૧૦૮

[ નોંધ. હારમાળાની કેટલીક પ્રતોમાં તેમજ છાપેલી પ્રતોમાં ૧૪૬ પદ મળી આવે છે તેજ સંખ્યા આમાં માલુમ પડે છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં.૧૦. હારમાળાની પહેલાં 'સંતોષ સુરતરૂ' નામનું એક હિંદી કાવ્ય ઉતારેલું છે. ]

૫૦ હનુમાનચરિત્ર. કાસીસુત સં ૧૬૪૭. ૧૪
શે (મે)ઘજી.

શરૂઆતઃ—

પ્રથમ શ્રી ગુરૂને ચરણ નાંમુ શીશ, ઇચ્છા શરણ દહન કરે
સ્વામિ દેહનું રે
સુરના એક તું વીર, રાખે મન મારૂં ધીર, રઘુવીર કહેવા
જશ સત્ય આપજે રે.
પવનસુતા શમરી સુંધ્ય, જશ પદ કરવા બુધ્ય, માહાનીધ્ય
ઓલધીઓ કેમ હનમંને રે.

છેવટઃ—

સંવત શોળ સડતાળા સોય, માગસર દ્વીતીયા (૨) હોય;
નક્ષત્ર હસ્ત હતો રવિવાર, તેમાં કીધો વીસ્તાર.

પસવટ કુલ અંધારા સાર, રામચંદ્રે દિધો આધાર,
તે મેં ગ્રંથ કીધો પ્રતિબંધ, **કાસીસુત શેવજી મતીમંદ.**

× × × ×

[ **નોંધ.** કર્તાનું નામ કાસીસુત મેવજી કે શેવજી એ સ્પષ્ટ થતું નથી. પૂર્વે કાસીસુત મહાભારતના પર્વોની નોંધ કરી છે, તેજ આ કાસીસુત કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે. પણ સાધનના અભાવે કંઇ નિશ્ચય પર આવી શકાય એમ નથી. અમે સાંભળ્યું છે કે રા. છગનલાલ વિદ્યારામ રાવળ પાસે પ્રસ્તુત કાવ્યની બીજી એક પ્રત છે. ]

**પર. હરિશ્ચંદ્રની કથા. સુખરામદાસ (વિષ્ણુદાસ.) (?) સં. ૧૬૫૭ ૩૯**

શરૂઆત:—

એક નામ મુજને સાંભરે, શ્રી ગૌરિ પુત્ર ગણેશ
પારવતિના અંગથિ ઉપનો, તે તાતનો ઉપદેશ
માતા જેહેની પારવતી ને પિતા શંકર દેવ
નવ ખંડે જેહેનિ સ્થાપના, જન કરે ભૂતલ સેવ.

છેવટ:—

ક્ષત્રિ હોય તે સુરને પામે, બ્રહ્મ તે જ બ્રાહ્મણ
નરને વળી નારનિ સહુ કોની પોહોંચે આસ
વણીક વેહેવારે વધે, એમ કહે **સુખરામદાસ.**

ઇતિ શ્રી રામાયણે રઘુનાથ અગસ્ત સંવાદે હરીશ્ચંદ્ર આખ્યાન સમાપ્તઃ

[ **નોંધ.** કાવ્ય તો વિષ્ણુદાસનુંજ રચેલું છે પણ સુખરામદાસ નામના કોઇ કથાભટ્ટે તેમાં ઉમેરા અને ફેરફાર કરેલા માલુમ પડે છે. વિષ્ણુદાસનું હરિચંદ્રપુરી પ્રાચીન કાવ્યમાળા ત્રિમાસિક વર્ષ ૭ અંક ૩ માં છપાયું છે, તેમાં તેની રચ્યા સાલ સં. ૧૬૫૭ આપેલી છે. ]

**પ૨ સગાળશાની વાર્તા. સુખરામસુત તુલજારામ. સં. ૧૮૪૩ ૧૭**

શરૂઆતનું પાનું ચોંટી ગયું છે; છેવટની કડીઓ નીચે પ્રમાણે છેઃ—

છેવટ:—

**સંવત ૧૮૪૩ના આશ્વિન સુદ દશમી રવીવાર;**
સગાળપુરી સંપુરણ કીધી, તે દીન હરખ અપાર.

ઉદીચ્ય બ્રાહ્મણ સહસ્ર ગ્નાતી, અમદાવાદ મધ્યે વાસ;
સુખરામ સુત તુળજારામ કાહાવે વેગે હરીનો દાસ.

× × × ×

[ નોંધ: ભોજાનું શેલૈયા આખ્યાન પ્રસિદ્ધ છે–(જુઓ, પ્રાચીન કાવ્યમાળા પુ. ૫ મું); સુખરામ માણભટ હોય એમ માલુમ પડે છે; અને તે ગયા સૈકામાં થઇ ગયો છે. ]

૫૩ અધ્યાત્મ રામાયણ. રાધોદાસ સં ૧૭૭૮. હરિદાસ. ૫૧૬

શરૂઆત —

શ્રી ગુરૂચર્ણ કમળને પ્રણમી પર્મ પુર્ષને વંદુ
અધ્યાત્મ રામાઅણ પ્રાકૃત, સંક્ષેપ માત્ર કરી બંધુ
સંસ્કૃતનો અક્ષર નવ આવે, પ્રાકૃત ભેદ ને જાણું
અલ્પ બુદ્ધિ મુઢ મતિ માહારી, પ્રેરક પુર્ષ વખાણું.

છેવટ:—

કરજોડી કહે રાઘવદાસ, રઘુપતિ રાખો ચર્ણ નિવાસ;
રાધોદાસનો પુત્ર જ જેહ. હરિદાસ નામ તાં તેહ.
ત્રણ વાર નિરખી રણછોડ. ગોમતિ સહુક બંધ છોડ.
સિંધુ સાગરે કરિ સનાન કરિ રામ ચર્ણનું ધ્યાન
ગંગા જમુના કરિ સનાન, નાથજિનિ, રજિ વ્રજ સહુ માન
પ્રાગ ત્રિવેણી નાહિ કરિ પાન કાશી શિવ વંદી સહુ સ્થાન
ગયા શ્રાદ્ધ તે પુર્ણ કરિ, કાસિ આવ્યો ને ફિરિ
અવધિ પુરિ નીરખી શ્રી રામ સર્યુ સ્નાન કરિ માહા ધામ
નિમિખારણ મિશ્રકતે કરિ, નિરખી નાથ આવ્યો બૃજ ફરિ.
રામચર્ણ આવિ હરિદાસ, રામાયણનો કર્યો અભ્યાસ;
ભટ ભીમજીએ સાંભળિ, ગ્રંથ ઉપરથી જોઇ વળી.
વિચે તુટીને થઇ હુતિ કથા, જોઇ અને સુધિ કરી તથા
સર્વ સંબંધ જોઈ શુદ્ધ કરિ, હરિદાસ સ્મર્ણ કરી.

સંવત સતર અઠોતરે, માગશર સુદ પુનમ વાસરે;
ગુરૂ પ્રસાદે શોધણુ કરી, પુર્ણ પ્રત લિખિ શિર ધરી.

× × × ×

[ નોંધ: આ કાવ્ય અપ્રસિદ્ધ છે. કવિ બહુ ફરેલો માલુમ પડે છે; ભગવતગીતા પણ એણે લખી હશે એમ, નીચેની પ્રત પરથી અનુમાન થાય છે. તે ભૂજનો વતની હોય એમ, ઉપર છેવટનો ભાગ ઉતાર્યો છે, એમાંની એક લીટી પરથી સહજ માલુમ પડે છે. ]

૫૪ ભગવદ્‌ગીતા રઘોદાસ સં. ૧૭૮૫ ૬૮૭
હરિદાસ

છેવટ:—

સંવત સતર પંચાસીઆ, અશાઢ શુક્લપક્ષે ત્રિતિયા;
શ્રી રામ આજ્ઞા રવિવાર, ગીતા ગ્રંથનું પુરણ સાર.

× × × ×

રામ ભક્ત શ્રી રઘોદાસ, તે સુત હૃદયે કરી પ્રકાશ;
હરીદાસને કરૂણા કરી, જ્ઞાનપ્રકાશ કર્યો શ્રી હરિ.

× × × ×

[ નોંધ: અધ્યાત્મ રામાયણના લેખક રઘોદાસે જ ભગવદગીતાનો અનુવાદ કર્યો હોય, એમ તેની રચના સાલ પરથી અને નામના સરખાપણા પરથી અનુમાન થાય છે. રામભક્તના અનુવાદ જેટલો આ અનુવાદ જાણીતો નથી. વખતે ભુજ તરફ એ વધારે પ્રચલિત હોય. ઉપરની બંને પ્રતો—અધ્યાત્મ રામાયણ અને ભગવદગીતાના કાગળો એટલા જીર્ણ છે કે તે ફેરવતાં તેના કટકા થઈ જાય છે. તેથી તે તપાસવામાં મુશ્કેલી નડે છે. ]

૫૫ અશ્વમેધ તુલસી સં. ૧૭૩૨ સં. ૧૯૨૮ ૪૬૫.

શરૂઆત:—

શ્રી ગુરૂચરણે નાંમુ શીસ, કૃપા કરો મુજને જુગદીશ
ગણપત કેરે લાગુ પાયે, ત્રણ લોક ગુણ ગાય
એક દંત મોદિકનો હાર, ગુણ કેહેતાં નવ પાંમુ પાર.
નાગ નગોદર સોભે, ગમે શ્વેત વરણ, તેજે જળહળે.

× × × ×

ચોપાઇ ભેદ અનેક અપાર, જાણે પંડીત વીરલા સાર
શેષ કરે ચોપાઇનું ગાન, ચોપાઇયે વશ કીધા ભગવાન

ચોપાઇ વાણીનો શૃંગાર, મુની જન મોહ પમાડણહાર
તે માટે ચોપાઇ આદરી, સંસ્કૃત અરથે બાંધી ખરી
રાગ તાન તંત્ર મૃદંગ, ચોપાઇ કેરાં એતાં અંગ.

છેવટઃ—

સંવત સતર બત્રીસશામાં પૂર્ણ કીવો પ્રબંધજી
વ્યક્ત કરી તે લેખન કિધુ પ્રાકૃત ભાષા સંધજી
ગુર્જર દેશ અનોપમ રચના, બ્રાહ્મણ વેદ વખાણેજી
ગાથા રૂપક છંદ અનોપમ, વેદ કલાને જાણેજી.
ખેચર વિદ્યા ચંદ્રકલા ગત્ય, અગમ મારગ ચાલેજી
પર ધન પરદારાની સેવા, તેને દીઠે ટાળેજી
અમદાવાદ તણી દશક્રોશી, ત્યાંહા જન પાલે ધર્મજી
સાબરમતિની દાસિ સરિતા, તેનાં ઉત્તમ કર્મજી
કૌરને ગાયો હરી વૈરાટે, ત્યાંહા થકી અવતારજી
ગોક્ષુરથી સરીતા થઈ મોટી, ઉતારે ભવ પારજી
લીલાવતી મા વાડવ વાડ, મંગલ ગણપત્ય તંનજી
વેદ પુરાણ ભણાવે દ્વીજને, જેહેનું ઉત્તમ મંનજી
સંધ્યા તરપણ પુજન હરિનું, દરશન કારણ દેવજી
મંગલનાથ સદાશીવ કેરા, નિત્યે કરે હરિની સેવાજી.
તે તણો સુત તુલશી દીકર, જાણે દ્વીજનો ભેદજી
તેણે ગ્રંથ અનોપમ કીધો, નાંણે મનમાં ખેદજી
સંવત સતર બત્રીશામાં વૈશાકે શુભ વારજી
ત્રયોદશી રવિવારના દીવસે, પુરણ થયો વીસ્તારજી

\+ + + +

[ નોંધ: રત્નેશ્વર, રઘુનાથ વગેરે કવિઓએ અશ્વમેધનું આખ્યાન રચેલું છે, તે સાથે તુલસીનું તપાસવું જોઇએ. કવિ અમદાવાદનો વતની હતો પણ તેને વિષે વિશેષ માહિતી મળતી નથી. સદરહુ ગ્રંથ અમદાવાદમાં સમશેર બહાદુર પ્રેસમાં છપાયો છે. ]

**૫૫૩ સુધન્વા આખ્યાન. જીવણજીવન** ૧૯

શરૂઆતઃ—

શ્રી ગુરૂચરણે શીસ નાંમુ, મનવંછીત ફળ પાંમુજી
વેગે સંસારનિ વેદના વામુજી, વાણી પામુંજી

ઢાળ.

વીપ વેદના વાંચુ પાંમુ વાણી પ્રેમ રસાલ
શીલસુતા સુત સરસ્વતી, સમરૂં શ્રીગોપાલ
કથા મહારથની, અશ્વમેધ પાવન,
વ્યાસ સુત જૈમુની કવી લાલા જુગજીવન,
હંસધ્વજ ભક્ત શ્રીરામણી વાહાલા શ્રીભગવાન.
પ્રાકૃત બુધી કહુ કથા, સુધનવાનું આક્ષાંન.

છેવટ:—

અજાનબાહુક, જાનકી જીવન, ધનુષધારી ધીર
મરજાદા પુરૂષોત્તમ સ્વામી, કેવલ સત સરીર
રાજિવલોચન, અહલ્યા મોચન, રામચંદ રઘુવીર રે.
હીમચડી-અમો તાત, અમો ગોવિંદ.

માધવ માત પીતા પુરૂસોતમ.................

[ નોંધ. શરૂઆતમાં કવી લાલા જુગજીવન અને છેવટની લીટીમાં માધવ માત પીતા પુરૂષોતમ, એ પ્રમાણે લખેલું છે પણ એટલા પરથી. કવિ વિષે કાંઈ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. ]

૫૬ કામાવતીની વાર્તા શિવદાસ સંવત ૧૮૪૨ ૪૩

( વધુ હકીકત માટે જુઓ યાદી નં. ૮અ )

૫૭ હારમાલા નરસૈં ૪૮

[ નોંધ: આમાં પદ સંખ્યા ૧૫૧ છે; નરસૈં મહેતા કાવ્ય સંગ્રહમાં રા. મણિલાલ ઈચ્છારામે ઉપોદ્ઘાતમાં આ પ્રતનો ઉલ્લેખ કર્યો છે. વધુ વિવેચન માટે જુઓ એ ઉપોદ્ઘાત. ]

૫૮ ઓહેરાવણનું આખ્યાન. રણાસુત સં. ૧૬૮૭ સં. ૧૮૨૧ ૩૮.

શરૂઆતઃ—

રાગ કેદારો.

પ્રથમે સ્તવુ સુધ બુધ કંથ, અધ દુશમનનો કરે અંત;
માહંત ઉમિયા માત જેહનેરે, કર ફરસી ને મોદીક હાર.
સીર સેવંત્રાનો ભાર, ઉર હાર મુક્તાફળ છે જેહનેરે.

છેવટ:—

અંગદ નાટકતણી એ કથા, સંખેપ માત્રે કથવા;
પદ પાંસેઠે ઉપર આઠ, શુભ કથા કહી મુખ પાઠ;

સંવત ૧૬ સતાસી ઉદ્દુત, તવ એ જ્ઞાન કરૂં અદ્ભુત;
કેહે રાંણાસુત હરિનો દાસ, બાળપણે કીધો અભ્યાસ.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે. વિષય રામાયણમાંથી લીધેલો છે. ]

**૫૯ મહાદેવનો વિવાહ     કુટમૂઠ     ૨૪**

**શરૂઆતઃ—**

કપુર ગૌર કીપા કરે ગીરજા માત તે વિઘ્ન હરે;
દુષ્ટ તરે તે તમો સવણે શ્રુણોરે, શ્રી મહાદેવનો કહુ મહીમાય.
જેણે અઘ નાસે ને આનંદ થાય, વિહિવાય કહેશ **શ્રી ગૌરી** તણો.

**છેવટઃ—**

દ્વારામતી રહે ખટમાસ, સદા નીરંતર કાસીમાં વાસ;
ગંગાસાગર સંગમ સ્નાન, તે ફળ સુણતાં એ આક્ષાંન.
જેહને મન શીવનો વીશ્વાસ, નીરભેથી પામે કૈલાસ;
કુટમુઠ કહે અવસ્ય છ, ભવોભવ ભક્તી કરૂ મહાદેવ.

ઈતિ ઇશ્વર વીહીવા સંપૂર્ણમ.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે; લેખકનું નામ પણ નવું છે. ]

**૬૦ શિવપુરાણ   મહાદેવસુત } સં. ૧૭૪૦   ૧૭૮**
**શરૂઆતઃ—   હરદેવ }**

રાગ રામગ્રી.

એક દશન ગજકરણ વીરાજે, શોભીતી અરૂણ રંગ અતી છાજે
એક કમલ કરણે સંવત્રાનો હાર, એક કરે મોદીક હાર.
× × × × ×

**છેવટઃ—**

પાંચ અંક ખટદસ શાકે, **સંવત ૧૭૪૦ ચાલીસેજી;**
કારતગ વદી ૧૩ ભોમવારે, થયા અધ્યાય બાવીસજી.
× × × × ×
સ્વસ્થાંન સીવપુરે અમારો, જન્મ **ભોમી ખંભાતજી;**
વજરા ગોત્રપદ પર છે જાણો, સહસ્ત્ર **ઔદિચ્ય ગુજરાતજી.**
દેવની પોલ સોમેશ્વર ફલીએ, તાંહા પુરવે ઘરવાસજી;
દારિદ્ર ભંજન સીવ કરૂણા પુરણ, કીધો એ અભ્યાસજી.
**તાપીપુર સુરજપુર** પાવન બેગમપરામાં વાસજી.

સોહોડાસંગ રહું હવડાં, માલીફલીઆની પાસજી;
સુલક્ષભાહુત સેહેદેવ જગનેશ્વર, જોગેશ્વર શુભ નામજી.
માતા નામ શ્રીકૃષ્ણ જનુની, જે થઇ ગોકુલ ગામજી;
સુશીલ શ્રીદેવ ગુરૂચરણ પ્રતાપે, પામ્યો અભીધ્યાનજી.
**મહાદેવ સુત હરદેવ પ્રભુ સીવ શક્તિ પરમ નિધાનજી;**
પરમનિધાન શીવ શક્તિ કેરી, પ્રીત કરી જે ચીત ધરે.
મહાદેવ સુત હરદેવ સ્વામી સદાશીવને અનુસરે.

[ **નોંધ.** સામળના શિવપુરાણ જેટલું આ કાવ્ય જાણીતું નથી; જો કે તેની પહેલાં તે રચાએલું છે. ]

**૬૧ વિનેચટની વાર્તા શ્રીમાળી વણિક) સં. ૧૭૨૨ ૩૧**
**સુરતનો )**

**શરૂઆત:--**

ચોપાઇ.

જે બુદ્ધિ પામે જે સાર, ભરતખંડનો નવ લહુ પાર;
શામપુરી તે સોહામણી, વીવીધ પેરની શોભા ભમી.
વશે લોક તે તાંહાં પુનવંત, રૂદીયામાં રાખે ભગવંત,
નહીકો પરની નીંદા કરે, એ હેતે ગ્રેહેજ કામ અધીક આચરે.
સોમપાળ તે રાએનું નામ, તેહ તણું શું કરૂં વીખાણ,
નાએક વન વશેરા લોક, પરથવીપતી તે પુનશલોક;
વેપારી વેપારજ કરે, ચોર ચાખર કોહોને નહી નડે,
તે નગરીનો વેવારીઓ, શેઠ રીખવદન જાણીઓ.
તેહને ધનતણો નહી પાર, પુત્ર પાંચ પ્રજા વા અપાર,
રૂખમાંદન સ્રીનું નામ, રૂપ કળા તે નીધાન.

× × × × ×

**છેવટ:—**

"સુરત શહેર સોહામણું, આણંદરાંરે, **મહીધરપરામાં** વાસ, મન;
નાતે ચોરાશી વાણીયા „ તેણે કીધો ગ્રંથ એ સાર,
તેહ તણો શણગાર, „ **શ્રીમાળીકુળમાં** ઉપનો, લીધું સુખ નીરધાર,

× × × × ×

**સત્તરસેહે બાવીસમાં,** આણંદ, દીવાળીનો દીન, મન

× × × × ×

કારતગે પુરણ કીધું, „ દેવ દીવાળીને દન,
ભાઇ એહુની બુદ્ધિ થકી, „ કીધો એ પ્રતિબોધ.

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ, બુદ્ધિપ્રકાશ નવેમ્બર ૧૯૨૭,પૃ.૩૪૩. ]

**૬૨ ભગવદ્‌ગીતા રામભક્ત. સં. ૧૬૬૦** ૩૭

**શરૂઆતઃ—**

આદિ શ્રી ગુરૂને નમું તે આદ્ય પુરૂશનું ધ્યાન,
શ્રી ભગવદ્‌ગીતા બોલશું, કેવળ બ્રહ્મ જ્ઞાન.
શ્રી નાહાના નીસે કરી, અક્ષરે અક્ષરે સાર,
શ્રી **રામભક્ત** ભાવે કરી, ચોપાઇ બંધ વિસ્તાર.

છેવટઃ—

**સંવત સોલ સાઠોતરે,** આસો માસ પક્ષ ઉજ્વલે,
દીન દ્વાદશીને રવિવાર, કથા હવિ પૂરણ વિસ્તાર.

× × × × ×

[ **નોંધ.** આ ગીતાની ચાર પાંચ પ્રતો મળેલી છે અને તે વળી છૂટી છપાએલી છે. ગીતાના જૂદા જૂદા અનુવાદ સરખાવવા માટે આ પ્રત જોવા જેવી છે. તે છેક સં. ૧૬૬૦ માં રચાએલી છે. ]

**૬૩ શિવવિવાહ છોટમ સં. ૧૯૨૧** ૯૩

**શરૂઆતઃ—**

અખીલ જગતનો કરતા એકજી, એ ઇશ્વરનાં નામ અનેકજી;
તે ગુણપતીને પાયે લાગુજી, નીરમલ વાંણી શુધબુધ માગુજી.

× × × × ×

છેવટઃ—

**સંવત ઓગણીસે એકવીસમાં,** આસો
શુદ્ધિ દ્વિતિયા ગુરૂવાર કરો એ વિચાર.

વલણ.

વિચાર કર્યો વિવાહનો, હશે પૂરી આશરે;
ગામ **મલાતજમાં** રહી, કેહે છોટમ પ્રભુનો દાસરે.

**૬૪ પદસંગ્રહ છોટમ** ૮૬

[ **નોંધ.** છોટમકૃત કાવ્યસંગ્રહ ભા. ૧ છપાયો છે. તેમાં પ્રસ્તુત બે પુસ્તકો, શિવવિવાહ અને પદો આપેલાં જણાતા નથી; વખતે તે બીજા

ભાગમાં આપવાનાં હોય. પુસ્તકની શરૂઆતમાં છોટમ કવિ વિષે જાણવા જેવી હકીકત આપેલી છે. ]

**૬૫ યમદંડ નિષ્કુળાનંદ સં. ૧૯૨૦ ૯૯**

છેવટ:—

**સોરઠો.**

અગીઆર સો અગીઆર, ચરણ ગણિ ચોકસ કર્યો;
**યમદંડ વિસ્તાર કર્યો, એટલા માંય કરી.**

ઇતિ યમદંડ ગ્રંથ નિષ્કુળાનંદ સ્વામિકૃત સમાપ્ત. સં. ૧૯૨૦

[ નોંધ. નિષ્કુલાનંદ કાવ્યસંગ્રહ છપાયો છે, તેમાં છેવટે પ્રસ્તુત કાવ્ય આપેલું છે. સુરત દેશી મિત્રવાળી આવૃત્તિ, પૃ. ૬૪૯ થી ૭૪૭. ]

**૬૬ અભિમન્યુનું આખ્યાન. લજ્જારામ ૫૨**

છેવટ:—

શ્રી સરસ્વતી કીપા થકી, મેહે ઘાલી મોહોટી હામ:
કોઇ યુદ્ધ મેં પ્રેમે ગાયું, કરૂં ન ઉત્તમ કામ.
**ઉદિચ્ય બ્રાહ્મણ સહસ્ત્રા, જ્ઞાતિ અમદાવાદ મધ્યેવાસ;**
**સુખરામ સુત લજારામ, કાહાવે વેગે હરિનો દાસ.**

[ નોંધ.—સરકારી કાવ્યદોહન સરકાર માટે કવેશ્વર દલપતરામે તૈયાર કરેલું તેમાં આ આખ્યાનમાંથી કેટલોક ભાગ આપવામાં આવ્યો છે અને તે લોકપ્રિય નિવડ્યો છે. આખુંય કાવ્ય છૂટું છપાવવા જેવું છે. ]

**૬૭ કાવ્યગ્રંથો. રણછોડજી દિવાન. સં. ૧૮૮૨ ૧૧૭**

[ નોંધ. પ્રસ્તુત પ્રતમાં રણછોડજી દિવાન રચિત નીચે મુજબ ગ્રંથો ઉતારવામાં આવ્યા છે—

(૧) કામદહન પૃ. ૮ (૨) શિવવિવાહ તથા યજ્ઞભંગ પૃ. ૨૮ (૩) શંખચુડ પૃ. ૪૨ (૪) ત્રીપુરાખ્યાન પૃ. ૨૫ (૫) કાલખંજ પૃ. ૩ (૬) **મોહનિી છળ પૃ. ૮ (૭) બ્રાહ્મણના ચોરાશી નામ પૃ. ૨ (૮) અંધકાખ્યાન પૃ. ૩ (૯) નાગરવિવાહ પૃ. ૧ (૧૦) શ્રી બુડેશ્વર બાવની પૃ. ૫.**

[ પ્રસ્તુત પ્રત મણિશંકર નરભેરામે કવેશ્વર દલપતરામને ભેટ આપી હતી. ]

**૬૮ ભડળી વાક્યો ભડળી ૭.**

[ નોંધ:—ભડળી વચનો જનતામાં બહુ પ્રચલિત છે અને વત્તાઓછા ફેરફાર સાથે તેની અનેક પ્રતો લખેલી છાપેલી મળી આવે છે. પ્રસ્તુત કથનોની કસોટી વાયુ-ચક્ર શાસ્ત્રના આધારે ચોક્કસ થવાની જરૂર કોઇપણ સ્વીકારશે. તે પરથી એમાં કેટલું તથ્યાંસ છે તે માલુમ પડશે. બંગાળામાં આવા કથનો "ખનાવચન" નામે પ્રસિદ્ધ છે. ]

૬૯ અંબરિષ આખ્યાન રામદાસસુત સં. ૧૬૪૯ સં. ૧૬૮૮ ૨૯

× × × × ×

શરૂઆત:—

પદ યુગલ કોમલ કમલ ઇવ નિજ જન મન શ્રી સુખદાય
પરિતાપ પાપ સંતાપ હરિ વર ઉગ્રતર મહીમાય
શ્રીનખ શ્રેણ્ય ઉજ્વલ, જલહલહરે, ·ઇંદુનિંદન કાંતિ
પરમ પાવન રેણુ કણિકા, અપદિ દાતા શાંતિ.

છેવટ:—

સ્વસ્તિ સંવત ગણિત દશ રેસ એક વિણુ પંચાસ,
ઉડુરાજ વાસર શ્વેત દશમી સુખદ શ્રાવણ માસ.
મહિમાય શ્રી ગુરૂ પાયરજથી પૂર્ણ એ આક્ષાંન.
રામદાસ સુત મન્ય આ સર્વ માહરિ કહિ ભક્તિ પ્રદાન.

ઇતિ શ્રી ભકતરાજ અંબરીપ આક્ષાંન સંપૂર્ણ સંવત ૧૬૬૮ વરશે શ્રાવણ શુદિ ૧૩ વાર ગરઉ.

[ નોંધ:— આ કાવ્ય અપ્રસિદ્ધ છે અને તે બહુ પ્રાચીન છે. રચાયા પછી આશરે વીસ વર્ષમાં ઉતારવામાં આવ્યું છે. કવિએ નર્મદા કિનારે ભરૂચમાં તે લખ્યું હતું એમ કાવ્યમાંની છેવટની પંક્તિઓ વાંચતાં જણાય છે.

કાવ્ય પૂરૂં થયા પછી નરસેં મહેતાના સાતેક પદો ઉતારવામાં આવેલા છે, અને શરૂઆતમાં જયદેવનું ગીત ગોવિંદ-સંસ્કૃત-લખેલું છે.

૭૦ નારીનો ગરબો કૃષ્ણરામ. ૫

[ નોંધ:—વધુ હકીકત માટે જુઓ યાદી નં. ૧૮ अ.)

૭૧ સોરઠા અખો ૫૫

[ નોંધ:—પ્રત બહુ જીર્ણ છે, તેથી તેના પાનાં ફેરવી તપાસાય થતિમાં નથી. ]

**૭૨ સોમવારનું વ્રત મહાદેવસુત હરદેવ } સં. ૧૮૯૩ ૩૪.**

છેવટ:—

"માહાદેવસુત હરદેવ રે કહે શીવ ભજ્યે ચીત થીર કરી.

"ઇતિ શ્રી પ્રશ્નોતર ખંડમાં સોમવારવ્રત મહાત્મ્યનું આખ્યાન સંપૂર્ણ.

[ નોંધઃ—માહાદેવસુત હરદેવ રચિત શિવપુરાણની પાછળ નોંધ કરેલી છે, જુઓ યાદી નં. ૬૦. ]

**૭૩ દશમભાગવત માધવદાસ સુંદરસુત } સં. ૧૭૭૫ સં. ૧૮૧૮ ૨૦૮.**

શરૂઆત:—

ચરણ સરણ ગોવરધનધારી, જે ચરણાંબુજ વાંછત સુરી નર મુની
પટ પદ રૂપ સદા સુખકારી
ધ્વજ નર્ગાંકુશ જય અતી સોભા, સેવે સદા તે સિદ્ધ કુમારી
ભક્ત હેત પ્રગટયા ભુતલ માંહાં, વંદાવન મધ્ય ગૌ ચારી.
ચરણાંપ્રીત કીધી વ્રજ ભોમી, અતી વલભ વ્રજ નારી
સદા સરવદા સેવક વાહાલા, સુંદરસુત જાય બલીહારી.

× × × × ×

છેવટ:—

"સંવત સતર પાંચ્યોતરે, આંકતો સંખ્યા કહું
પંનર સતને એકોતેરને, દક્ષણાયણ રવીને લહુ
ભાદરવા કૃષ્ણ પક્ષ દ્વીતીયા, ચંદ્ર બુધ વાસર વલી,
ધ્રુવ જોગ તૈતલ કર્ણ, નક્ષેત્ર તેરે વતી મળી
તેએ દિવસે એ ગ્રંથ પુરણ કૃપા હરી સાધુ તણી
જે આસ પોતી દાસની, નીત્ય ઇચ્છા મન્ય ધરતો ધણી.
હવે ગ્રંથની સંખ્યા વિશે, પદ ચાર સહેસ્ત્ર પુરણ સહી
વળી ચર્ણ સતને બોહોતેર શ્લોક, કરી પુરણતા કહી,
ભેદ પીંગળ કવિત છંદનો, જુગત અર્થ જાણું નહિ
સંત જનની કીપાથી એ, કથા સંક્ષેપે કહી.
રખે કવિજન ખોડ દેતા, નીરમલ બુદ્ધ મહારી નથી.
અન્ય કવિનો લઈ આસે, કથા પદબંધે કથી.
સુરત બંદર તાપી ત્રઠ સહી, તે મધ્યે વાસો રહું

વાલ્મીક કાયસ્થ જ્ઞાત મહારી, હવ્ય કવ્ય કાંઈ નવ્ય લહુ
સુંદર સુત બેહુ પાણ જોડી, સંત મહંતની વીનતી કરે
માલવદાસને ચરણે રખો, ભવ સાગરમાંથી જમ તરે

[ નોંધ. વધુ માહિતી માટે એજ કવિનો આદિપર્વ જુઓ-યાદી નં. ૩૦. ]

૭૪ દશમસ્કંધ તુલજારામ સં. ૧૭૬૫ સં. ૧૮૪૧ ૪૩૬

શરૂઆતઃ—

રાગ બેહાગડો.

સ્વામિ એ પ્રથમે લંબોદર કર, જિ પરણામ એ
માગુ એ સુધબુધ સારદા એ, સ્વામિ એ સિંદૂરે સોહે શણગાર
મોદિક આહાર તુજને અરપિએ મંન વાંછિએ તે આપ
સેવક તાહારો સીધ છુ ને સ્થાનીક સ્થિર કરિ સ્થાપ.

છેવટ:—

કૃપા ગુરૂ પરમાત્મા કરિ, તો દશમ ચરિત્ર કહુ વિસ્તરી
શંવત ૧૭ શુભ કલ્યાણ, ઉત્તમ વર્ષ પાંસેટ જાણ,
માસ અસાડ ગુરૂવાર ત્રયોદશિ, શુક્લ પક્ષ પુનેમ ચંદ્રશ્રી
ઉગતે દિન ઘટકા ચાર, પૂરણ પ્રસંગ કરે દેવ મુરાર
જ્ઞાત નાગર અમદાવાદ નિજ સ્થાનક રહેતા ઉહલાદ
જ્ઞાત નાગર વડોદરૂ ગામ, દિન આધિન લહો તુલજારામ
બુદ્ધમાને કથા એ કહી, આશા એક સ્વામિની અહી
શ્રોતા વક્તા પ્રિછક જેહ, આણે ભાવ લહે હરિ પદ તેહ.

[ નોંધ. આ કવિનો દશમ સ્કંધ બહુ જાણીતો નથી. પણ પ્રેમાનંદના દશમ પૂર્વે તે વડોદરામાંજ રચાયો છે. ].

૭૫ સ્રી ચરિત્ર સામળભટ ૫૦

૭૫અ.

( વાર્તા ૨૯ મી શીલવંતી પુતળીએ કહેલી. )

૭૬ હરણની વાર્તા સામળભટ ૧૫

( વાર્તા ૧ લી નંદા પુતળીએ કહેલી. )

૭૭ હંસની વાર્તા સામળભટ ૧૪

( વાર્તા ૯ મી કામાક્ષી પુતળીએ કહેલી. )

[ નોંધ. સિંહાસન બત્રીશીમાંની ઘણીખરી વાર્તાઓ નં. ૭૫ થી ૧૦૫ સુધીમાં આવી જાય છે. પંખી, ગોટકા, શુકસારિકા, અને મડાપચીસીની. વાર્તા, એ ચારની પ્રત આ સંગ્રહમાં ઉતારેલી જણાતી નથી. પ્રસ્તુત વાર્તાગ્રંથ બહુ લોકપ્રિય હોઈને તેની બે ત્રણ જૂદી જૂદી છાપેલી પ્રતો મળી આવે છે; પણ પરિષદ ભંડોળ કમિટી તરફથી એ બત્રીસે વાર્તા સારી રીતે એડિટ કરી આપવાનું કાર્ય રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ હાથ ધર્યું છે, અને તેના બે ભાગ, જેમાં પ્રથમની સોળ વાર્તા આવેલી છે તે બહાર પડી. ચૂકયા છે અને એજ પ્રત હવે પછી સામાન્ય રીતે પ્રમાણભૂત લેખાશે.

૨. પંચદંડની વાર્તા સામળ પૂર્વે નરપત નામના કવિએ રચેલી મળી આવે છે. અને રાજધર પ્રણિત વિક્રમ પ્રબંધ જે સન ૧૯૦૯. ના 'બુદ્ધિપ્રકાશ' માં પ્રસિદ્ધ થયો છે તે તેમજ વિનેચટની વાર્તા વગેરે સામળની વાર્તાના મૂળ શોધવામાં બહુ કિમતી પ્રકાશ નાખે છે.

૧૦૬ પદ્માવતીની વાર્તા સામળભટ્ટ ૨૮

[ નોંધ. પ્રસ્તુત વાર્તા જાણીતી છે અને તે શાળામાં વંચાય છે; બૃહત્કાવ્ય દોહન ભા. ૨ માં તે છપાયેલી છે. ]

૧૦૭ સુડાબહોતેરીની વાર્તા સામળભટ્ટ સં. ૧૮૨૧

[ નોંધ. પ્રસ્તુત પ્રતમાં વાર્તા નં. ૧, ૨ અને ૧૫ થી-૩૦ એમ એકંદર ૧૮ વાર્તા ઉતારેલી છે. બહોતેરે વાર્તાનું આખું પુસ્તક છાપેલું મળે છે. મુંબાઇમાં જગદીશ્વર પ્રેસમાં બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠકે છાપેલી તે પ્રત સોસાઇટીના સંગ્રહમાં છે. ]

૧૦૮ સુડાબહોતેરીની વાર્તા સામળભટ્ટ સં. ૧૮૨૧ સં. ૧૯૨૮ ૩૦૫

[ નોંધ. આમાં ૩૨ થી ૬૦ સુધીની વાર્તા લખેલી છે; તેમાં ૫૩મી દોહરા ૧૧૦ થી અધુરી છે અને ચોપનમી મુદ્દલ નથી. સદરહુ પ્રત સોસાઇટી સારૂ ભાવનગરની સરકારી નિશાળના મહેતાજી વલ્લભદાસ ગોપાળજીએ લખાવી મોકલી હતી. (૨૦ મી એપ્રિલ ૧૮૭૨.) ]

૧૦૯ શુક બહોતેરી સામળ ભટ્ટ ૨૦૦

૬૦ મી અને તે પછીની વાર્તાઓ. ૭૩ મી વાર્તાનો છેવટનો ભાગઃ-

પુનવંત માતર પરગણું, સિંહુંજ ગુણવંતુ ગામ
વસે શિવ વીરેશ્વર, નવે ખંડમાં નામ
લેવા કણબી લાયક કહુ, કાઉજી કુળના દીપ
× × × ×

ભરે ભલો ભરતખંડમાં, જશ તો જાંબુ દ્વીપ
વાસણુ વસે એ સંપત મનજી સુત મેરાણુ
રંખીઆળા સુત રાજાની, સકળ વાત સુજાણુ.
ચાર ચૌદ ને બોતેર બુધ, છ સોળ ને છત્રીસ
જગત તણો જશ ઝીલીયા, બુધવાર બત્રીસ
કૃષ્ણ કથા કીરતન કરે, શિવ પુજે સાંઝ સવેર
પાળે લાડ પ્રજા તણાં, જશ કીતણુ ઝવેર
ગુણવંત દેશ ગુર્જર ધરા, અમદાવાદ અનુપ
સાબરતટ શિરોમણી ભરતખંડમાં ભૂપ
સંવત્ ૧૮૨૧ વીસ, અધ શુભ પક્ષ શ્રાવણ માસ
પુષ્ય નક્ષત્ર પ્રતીપદા, પૂરણ ગ્રંથ પ્રકાશ.

× × × ×

કિંકર સહુ કવિતા તણો, વેગણપુરમાં વાસ
પીતાં પરસોતમ તણો કહે કવિ સામળદાસ.

× × × ×

[ નોંધ. પ્રસ્તુત પ્રતમાં સદરહુ ગ્રંથ–શુક બોહેતેરી સં. ૧૮૨૧ માં પૂરો થયાની નોંધ છે; તે સાલ સામળનો સમય નકકી કરવામાં જરૂર ઉપયોગી થાય એમ છે. ]

૧૧૦ અંગદવિષ્ટિ સામળભટ્ટ સં. ૧૮૦૮ સં. ૧૮૩૧ ૩૫

૧૧૧ અંગદવિષ્ટિ સામળભટ્ટ સં. ૧૮૦૮ સં. ૫૬

ગ્રંથોદય પ્રેસમાં છપાએલી અંગદવિષ્ટિમાંથી:

છેવટ:—

" શ્રી ગુર્જર ગુણ દેશ, પવીત્ર પુર સાબર તીરે;
ભરત ખંડ જંબુદ્વીપ, નીરમળ સુભ ગંગા નીરે;
શીગોડ માળવિ વિપ્ર, વિરેશ્વર શુભ ધામે;
લાધાજીનો બંધુ, સામળજી નીરમળ નામે;
(વળી) પીતા પુરસોતમ તણો, સેવક શ્રી ભક્ત રામનો;
કરતા (તો) શ્રી રામજી, હું તો કિંકર કવિ કામનો.
સંવત ૧૮૦૮, આસો સુદ દસમી દીસે,
રૂડો વાર રવીવાર, અક્કલ આપી શ્રી ઈશે;

ભરે ભલો ભરતખંડમાં, જશ તો જાંબુ દ્વીપ
વાસણુ વસે એ સંપત મનજી સુત મેરાણુ
રખીઆળા સુત રાજવી, સકળ વાત સુજાણુ.
ચાર ચૌદ ને બોતેર બુધ, છ સોળ ને છત્રીસ
જગત તણો જશ ઝીલીયા, બુધવાર બત્રીસ
કૃષ્ણ કથા કીરતન કરે, શિવ પુજે સાંઝ સવેર.
પાળે લાડ પ્રજા તણાં, જશ ઝીતણુ ઝવેર
ગુણવંત દેશ ગુર્જર ધરા, અમદાવાદ અનુપ
સાબરત્રટ શિરોમણી ભરતખંડમાં ભૂપ
સંવત્ ૧૮૨૧ વીસ, અથ શુભ પક્ષ શ્રાવણ માસ
પુષ્ય નક્ષત્ર પ્રતીપદા, પૂરણ ગ્રંથ પ્રકાશ.

× × × ×

કિંકર સહુ કવિતા તણો, વેગણુપુરમાં વાસ
પીતા પરસોતમ તણો કહે કવિ સામળદાસ.

× × × ×

[ નોંધ. પ્રસ્તુત પ્રતમાં સદરહુ ગ્રંથ-શુક બોહેતેરી સં. ૧૮૨૧ માં પૂરો થયાની નોંધ છે; તે સાલ સામળનો સમય નક્કી કરવામાં જરૂર ઉપયોગી થાય એમ છે. ]

**૧૧૦ અંગદવિષ્ટિ સામળભટ્ટ સં. ૧૮૦૮ સં. ૧૮૩૧ ૩૫**

**૧૧૧ અંગદવિષ્ટિ સામળભટ્ટ સં. ૧૮૦૮ સં. ૫૬**

ગ્રંથોદય પ્રેસમાં છપાએલી અંગદવિષ્ટિમાંથીઃ

છેવટઃ—

"શ્રી ગુર્જર ગુણ દેશ, પવીત્ર પુર સાબર તીરે;
ભ્રત ખંડ જંબુદીપ, નીરમળ સુભ ગંગા નીરે;
શ્રીગોડ માળવિ વિપ્ર, વિરેશ્વર શુભ ધામે;
લાધાજીનો બંધુ, સામળજી નીરમળ નામે;
(વળી) પીતા પુરસોતમ તણો, સેવક શ્રી ભક્ત રામનો;
કરતા (તો) શ્રી રામજી, હું તો કિંકર કવિ કામનો.
**સંવત ૧૮૦૮, આસો સુદ દસમી દીસે,**
રૂડો વાર રવીવાર, અક્કલ આપી શ્રી ઇશે;

રામ ચરિત્ર રસ ૩૫, મોક્ષ તણો એ મહિમા;
ચૌદ વિદ્યા ચાર વેદ, શાસ્ત્રો તણી એ સીમા;
ત્રણસે ચોરાસી કવિત રસ, કહે સામળભટ કવિ.
રામ ચરિત્ર રૂદે ધરે, નવ નિદ્ધ પામે નવી નવી.

( અંગદ વિષ્ટિ છાપેલી પ્રત. )

[ નોંધ. બંને પ્રતમાં કાવ્યની રચ્યા સાલ આપેલી નથી પણ સં. ૯૪૨ માં અમદાવાદ ગ્રંથોદય છાપખાનામાં છપાએલી અંગદવિષ્ટિની એક પ્રત મળેલી છે, તેમાં તેની રચ્યા સાલ ઉપર મુજબ નોંધેલી છે; અને વળી સુડા બહોતેરીની રચના સાલ સં. ૧૮૨૧ છે. એ બંને વર્ષો સામળનો સમય નક્કી કરવામાં મદદગાર થાય એમ છે. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્ય દોહન ભા. ૧ માં તેમજ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક સન. ૧૮૮૫, અંક ૨ માં છપાએલું છે. ]

૧૧૨ સિંહાસન બત્રીસી — ૧૦૮

ઇમ શ્રી વિક્રમ કરતો રાજ, પરઉપગારી જે મહારાજ,
એહવે લખણ શર જેહ, ધણિ સિંધાસણિ બેસઇ તેહ;
સતરમી બોલી પૂતલી, સાંભલિ ભોજ વિક્રમ ગુણાવલી,
આગલિ પ્રસિદ્ધ કહિસિ જૂજૂઇ, એતલઈ સત્તર સમાપત હુઇ.

ઇતિ શ્રી સિંઘાસન દ્વાત્રિંસ કથામાં સપ્તદસ સમાપ્ત.

[ નોંધ. સિંહાસન બત્રીસીનો સંસ્કૃત ગ્રંથ જૈન, બંગાળી અને દક્ષિણનો એમ ત્રણ પાઠ ભેદવાળો જૂદો જૂદો મળી આવે છે અને તે પ્રો. એગરટને હાવર્ડ ગ્રંથમાળામાં બે ભાગમાં, મૂળ અને અનુવાદ સાથે, બહાર પાડેલો છે.

પ્રસ્તુત પ્રત મુળ ગ્રંથનો ગુજરાતી અનુવાદ છે; વખતે તે જૈન કૃતિ હોય. અક્ષરોનો મરોડ જોતાં તે પ્રત સત્તરમા સૈકામાં ઉતારી હોય એ સંભવિત છે. ]

૧૧૩ ચંદ્રચંદ્રાવતીની વાર્તા — સામળભટ — ૧૮૦

( ત્રિમાસિક વર્ષ ૭ અંક ૧ માં આ વાર્તા છપાએલી છે. )

૧૧૪ નંદબત્રીસીની વાર્તા — સામળભટ — ૫૬

[ નોંધ. પ્રસ્તુત વાર્તા પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૧૮૮૬ અંક ૨ માં તેમજ બૃહત્કાવ્યદોહન ભા. ૧ માં છપાએલી છે; સામળ પૂર્વે

-બીજા કોઇ કવિએ રચેલી એ વાર્તા-ચોપાઇમા મળી આવે છે, જેની નોધ આગળ કરવામા આવશે ]

૧૧૫ અભરામ કુલીના શ્લોકો. ૧૪

[ નોંધ આ એક ઐતિહાસિક કાવ્ય છે અને તે સન ૧૮૭૩ ના બુદ્ધિ-પ્રકાશમા છપાયુ હતુ કવિ સામળ આ કાવ્ય રચ્યાની સામાન્ય માન્યતા છે ]

૧૧૬ અખાની કવિતા અખો સ ૧૭૦૫ ૫૦

[ આમા પચીકરણ, અખેગીતા, છુટક પદો વગેરેનો સંગ્રહ છે ]

અખેગીતાની રચ્યા સાલ નીચે પ્રમાણે છે—

" સંવત ૧૭૦૫ પચલોતરે, શુકલ પક્ષ ચૈતર માસ;
સોમ વાસર રામનવમી, પુરણ ગ્રંથ પ્રકાસ.

( આ સિવાય ગોપાળના પદો, વેદાંત વિવેક, સુક્તમજરી, બ્રહ્મજ્ઞાન વિચાર, એ ગુજરાતી અને ગોરખ ગણેશની જ્ઞાનગોષ્ઠ, કબીરના પદો, કબીરબાવની, કબીર રોહીદાસકી ગોષ્ટિ વગેરે હિંદી કાવ્યોનો સગ્રહ કરેલો છે.)

૧૧૬ ભગવદ્‌ગીતા ગધોદાસ સં ૧૭૮૫ ૨૯
સુત હરિદાસ

છેવટ —

સવત સત્તર પચાસીઆ, અસાઢ શુક્લ પક્ષે સિતિયા,
શ્રીરામ આજ્ઞા રવિવાર ગીતા ગ્રથ થયુ પુરણ સાર
શ્રીકૃષ્ણને કરૂ પ્રણામ, શ્રી ભગવદ્‌ગીતા કેરો ધામ,
ભક્ત અનુગ્રહ કારણ જેહ, અજ અવિનાશ ધરે છે દેહ
રામભક્ત શ્રી રાઘોદાસ, તે સુત હૃદયે કરી પ્રકાસ
હરિદાસને કરૂણા કરી, જ્ઞાન પ્રકાશ કર્યો શ્રી હરિ
તે હરિભક્ત સાધુનો સગ, હરિદાસ નિતિ રહો અસગ,
તે હરિદાસ દાસનો દાસ, હરિદાસ રહો ચર્ણ નિવાસ

૧૧૬ ઘ અધ્યાત્મરામાયણ રાઘોદાસ ૧૧૭
સુત હરિદાસ

[ નોંધ યાદી ન ૫૩ અને ૫૪ મા જે કાવ્યો નોધ્યા છે તેની જ આ બીજી પ્રત છે વચમા હરિરસ નામનુ સાત પાનાનુ એક ભક્તિ કાવ્ય લખેલુ મળી આવે છે ]

૧૧૭ રણયજ્ઞ પ્રેમાનંદ સં ૧૭૪૧ સં ૧૯૨૩ ૬૨

છેવટઃ—

કડવાં ચોવીસ પદ સાતસે, બાર રાગ દસ દેસીજી.
કથા ગ્રહે વિસ્તારા, લીલા શ્રી રામની ઉત્તમ દેશજી.
સંવત ૧૭૪૧ વરખે ચૈત્ર સુદી બીજજી,
રવીવારે કથા થઈ સંપુરણ શ્રોતા પરમ જરીસજી;
દેસાઈ મહેતા શ્રી શંકરદાસે, મુજને આગન દીધીજી,
સંખેપે કથા પુરવે હુતી, તે ઉપર વીસ્તાર કીધોજી.
ગુજરાત મધે ગામજ કહીએ, વડોદરૂ વીરક્ષેત્રજી,
જાહાં વૈષ્ણવજન ઉપજે આંની, વહાલા પંકજનેત્રજી;
ચતુરવંશી ન્યાતી બ્રામણ, કવી પ્રેમાનંદજી.

× × × ×

[ નોંધ. આ પંક્તિઓ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં વધારા તરીકે આપેલી છે. ]

૧૧૮ ધોળ સંગ્રહ ૬૫

૧૧૯ નિત્યલીલા ૯૨

૧૨૦ હુઆર ૧૬૫

૧૨૧ પદ સંગ્રહ ૧૧૮

[ નોંધ. આ ચારે પુસ્તકોમાં વૈષ્ણવ મંદિરોમાં ગવાતા હિંદી-વ્રજના પદો, હોરી, ધોળ વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

૧૨૨ સુકુંદરાયજીકી વાર્તાઓ સં ૧૮૮૯ ૫૫.

શરૂઆતઃ—

સંવત ૧૮૭૯ મેં શ્રીમદ્ સ્વામી શ્રી દાઉજી મહારાજનેં સાતો સ્વરૂપકા મનોરથ કાયે, કાર્તિક શુક્લ ૧ કો અનકૂટ અરોગાયે. સો શ્રીજીકે પાસ છે ઘરકી પાલખી પધારી. તા સમેં શ્રી ગિરધરજી મહારાજકે મનમેં વડોઈ વિરહ ભયો.........

છેવટઃ—

પાછે સંવત ૧૮૮૯ વૈસાખ વદી ૬ કું નયે મંદિરકી વાસ્તુ સાંતિ ભઇ, બ્રાહ્મણ ભોજન ભયો. વૈશાખ સુદી ૭ મેં શ્રી સુકુંદરાયજી 'પધારે. પૂર્વોક્ત રીતસૂં માર્જન કુંભ સ્થાપન ભયો. મંગલાભોગ નવે મંદિર મેં'હી આયો. કીરતન

છપન ભોગકે ગાયે. સબનકૂ ધોતી ઉપરના, કિનારી કે કોર કે;
નગદ રૂપૈયા ૫ લેખે સવનકૂ દિયે. યા પ્રકાર યે વાર્તા ભઈ.

વાર્તા ત્રયોદસ,

ઇતિ શ્રી મુકુંદરાયજીકી વાર્તા સંપૂરણમ.

[ નોંધ. પ્રસ્તુત વૈષ્ણુવ ગ્રંથ છપાએલો મળે છે. ]

૧૨૩ પદસંગ્રહ (૧) ૧૮૧

[ નોંધ. આમાં પ્રીતમ, કબીર વગેરે ભકતોના પદો ઉતારેલાં છે.]

૧૨૪ પદસંગ્રહ (૨) ૭૫

[નોંધ. આમાં રવિદાસ, મૂળદાસ, અખો વગેરેનાં વેદાંત વિષયક છૂટક પદો લખેલાં છે. શરૂઆતના ૩૩ પાનામાં 'હસ્તામળક' નામનું કાવ્ય લખેલું છે; પણ તેનું પહેલું પાનું નથી તેમજ તે ગ્રંથ અધુરો છે. ]

૧૨૫ પદસંગ્રહ (૩)

[નોંધ. આમાં ત્રીકમ, નિષ્કુળાનંદ, અનુભવાનંદ, બ્રહ્માનંદ વગેરેના છૂટક પદો આપ્યાં છે.]

૧૨૬ પંચીકરણ. હરજીવન વ્યાસ ૯

( ટીકા ગદ્યમાં છે. )

૧૨૭ પંચીકરણ. ૫

( પદ્યમાં અનુવાદ કર્યો છે. )

૧૨૮ વિચારમાળા હરજીવન વ્યાસ સં. ૧૯૧૬ ૪૯

છેવટ:— ( દોહા. )

હરજીવન ટીકા કરી, અતિ સુંદર સુખ સાર;
તાહીકું વિચારતાં જન પામે ભવ પાર.
નગર સુંદર સોહામણું ભાવનગર હે નામ;
વડવાપરું રાજત અતિ તહાં હે તિનકું ધામ.
ઓગનીસેં અરૂ શોલમે, માગશિર્ષ શુભ માસ;
ષષ્ટિ અરૂ બુધવાસરે, ટીકા કરી પ્રકાશ.

૧૨૯ વિચારમાળા. હરજીવન વ્યાસ સં. ૧૯૧૬ સં. ૧૯૨૮ ૬૧

[ નોંધ. ઉપરના ગ્રંથની આ બીજી પ્રત છે. એજ લેખકના પંચીકરણની નોંધ ઉપર યાદી નં. ૧૨૬ માં કરેલી છે.]

૧૩૦ આત્મબોધ. ૨૯

છેવટ:—

હે રાજા જિહાં લગે આત્મજ્ઞાન કરીને એમ વિચાર કરીયે નહિ ત્યાંહાં લગે જીવંદશા. બ્રહ્મની પ્રાપ્તીયેં બ્રહ્મ. જેમ સીંધવ સમુદ્રની પ્રાપ્તીયેં સમુદ્ર. હે બ્રહ્મશુદ્ધ સનાતન તેહને વિશે સર્વ રહ્યું છે, એમ જાણે તે જીવન્મુક્ત થાય. × × × ×

[નોંધ. શંકરાચાર્ય રચિત પ્રસ્તુત ગ્રંથના બીજાં પણ ગદ્ય ભાષાંતર બહાર પડેલાં છે.]

૧૩૧ મણિરત્નમાળા જગજીવન સં. ૧૭૭૩ ૧૦૫

છેવટ:—

અર્થ સરસે એટલે, જેહમાં સંશે છેદ્યા સર્વ;
અને અધ્યયન કરવું નહિ પડે, અને ટળશે ત્રિવેધી ગર્વ.
સિદ્ધાંત સકળ શાસ્ત્ર તણું, નિર્મળે મતિનો ગ્રંથ;
સેઝ સુભાગ્યે સંભળ્યો, માહા મુક્તિનો પંથ.
કવીપદે કથ્યો નથી, છે અનુભવની વાણ્ય;
શબ્દવાદી જે સાંભળો, તે રખે કરતા તાણ્ય.
અર્થાઅર્થ તોએ ભણે અને ડાહાપણ કાર્યને અન્ય;
મુક્તિનું એ મૂળ છે એમ વદે જુગજીવન.
સ્ત્રી ધન કીરતી ત્યજે, ત્યજે કુટુંબ . પોષણ;
સંન્યાશી સંશે રહિત તે જુગજીવન જુગભૂષણ.
સંવત ૧૭૩૩ પ્રમાણ જ્યેષ્ટ તે માસ;
શુક્લ પક્ષને સપ્તમી થયો ગ્રંથ પ્રકાશ.

ઇતિ શ્રી તુલસીદાસ વિરચિતા મણિરત્નમાળાયાં જુગજીવન વિરચિતા ટીકા સમાપ્ત.

[નોંધ. પ્રસ્તુત ગ્રંથ સન ૧૮૬૮માં હરજીવન પુરૂષોત્તમે છપાવેલો મળી આવે છે.]

૧૩૨ આત્મબોધ. હરજીવન વ્યાસ. સં. ૧૯૧૬ ૧૬
૧૩૩ તત્ત્વબોધ હરજીવન વ્યાસ. ૧૭

છેવટ:—શ્રી શંકરાચાર્ય ગુરુયે કૃપા કરીને તત્વબોધ ગ્રંથ પ્રકાશ્યો પણ તે ઘણો કઠણ છે માટે તેની ટીકા હરજીવન કવિયે કરી છે. તે ટીકાનું નામ સુગમા છે.

**૧૩૪ હસ્તામળ. જગદીશ. સં. ૧૮૧૪ ૭૦**

શરૂઆત:—

આદ ગણેશને પરણમૂં જે ગરવો ગુણભંડાર ।
પ્રથમ પેલો સમરીયે, વર્તે જય, જયકાર.
બ્રહ્મ તનયા સરસ્વતી, લાગુ તેને પાય
નિર્મળ બુદ્ધિ મુજ આપજો, સેવક હરિ ગુણ ગાય.

છેવટ:—

આત્મલાભ હૂવો ઉલ્લાસ. જ્હાંતિહાં દીઠો સર્વાવાસ
ઉમયા પ્રત્યે બોલ્યા ઇશ, પદ પૂરણ કહે જગદીશ.

આ સિવાય દાનલીલા, સુદામા બારખડિ, એ હિન્દી કાવ્યો; ધનદાસની અર્જુન ગીતા, ભાગવત ચતુશ્લોકી અને સપ્ત શ્લોકી ગીતા, અર્થ સાથે–એ સર્વ લખેલાં છે.

[નોંધ. ભાણદાસ રચિત "હસ્તામળક" નામનુ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, વર્ષ ૬ અંક ૬ માં છપાયુ છે; ઉપર નં. ૧૨૪ માં હસ્તામળની તુટક પ્રતની નોંધ કરી છે તે આજ કાવ્યની છે. આ લેખક અજાણ્યો છે.]

**૧૩૫ ચંડીપાઠના ગરબા ૩૧**

**૧૩૬ આનંદનો ગરબો. ૫**

(૬૦ કડી સુધી લખેલો છે.)

**૧૩૭ પરચુરણ ગરબા (૧) ૪૦**

( સ્ત્રી વર્ગમાં ગવાતા ગરબા છે. )

**૧૩૮ પરચુરણ ગરબા (૨) ૧૩૫**

(ઉમિયાનો, એકાદશીનો, અંબાનો, સલખનપુરીનો, ગણપતિનો વગેરે વગેરે ગરબા ઉતારેલા છે. )

**૧૩૯ રણછોડજીના શ્લોકો. સામળભટ્ટ ૯**

છેવટ:—

ભાટ ચારણ કવિજન સહુને, પાગે લાગું છું બ્રાહ્મણ બહુને,
**સામળભટ શ્રીગોડ નાત્ય, વાસ વેગનપુર ગામ ગુજરાત.**

[ નોંધ. સામળભટ્ટ રચિત રણછોડજીના શ્લોકા અપ્રસિદ્ધ છે. ગોપાળ નામના કવિએ પણ "બોડાણો" કાવ્ય લખેલુ છે, જે બૃહત્કાવ્ય-દોહન ભા. ૭ માં છપાયું છે. આ ઉપરાંત એમાં નીચેના કાવ્યો પણ લખેલા છેઃ ધનુષધારીનો ગરબો જાણીતો અને છપાયલો છે. કૃષ્ણાબાઈની

'સીતાજીની કાંચળી' જાણીતી છે; રત્નાના મહિના પંકાય છે અને તે બહુ ગવાય છે. તે છાપેલા મળે છે. ( જુઓ બૃહત્કાવ્યદોહન ભા. ૧ ). વળી બીજા બે નિબંધો સંસ્કૃતમાં વાસ્તુશાસ્ત્ર વિષે છે. ]

૧૩૯અ રણયજ્ઞ પ્રેમાનંદ સં ૧૭૪૧ ૩૦

છેવટઃ—

કડવાં ચોવીસ પદ સાતસેં, બાર રાગ દશ દેસીજી
કથા કરી વંદ્રાવન મધ્યે હરીલીલા ઉપદેશજી

[ નોંધ. આમાં રચ્યા સાલ આપી નથી પણ એ કાવ્ય વંદ્રાવનમાં ગાયું એ ઉલ્લેખ મહત્વનો છે. ]

૧૪૦ ગરબા સંગ્રહ (૪) ૧૬૦

[નોંધ. આમાં બાળી બોચરામા, કાળકા દેવી, હરસિદ્ધા, સતભામાનું રૂસણું, આંખ વિંચામણી, રાસલીલા, વિમળશા, વગેરે વગેરેના ગરબા લખેલા છે.]

૧૪૧ વીરમગામનો ઇતિહાસ. ૪૨

આરંભઃ—

"પ્રગણે વીરમગામ ઝાલાવાડ સુધાંત વિરમગામ પ્રગણાના ગામ તે પ્રગણાનો વહીવટ જે સુબા આવતા તે વીરમગામ રહી જમાબંધી આંકડાનો સુકાદ કરવા વાસ્તે, પ્રગણામાં ફોજ લેઇ જતા તેની તા. ઝાલાના તા. પ્રમાર વીગેરે તાબે તાલુકાનાં આવ્યાં તેની હકીક્ત નીચે પ્રમાણે– પ્રગણે ઝાલાવાડના મજમુદાર મહીપતરાય બાજીભાઇ."

[ નોંધ, ઐતિહાસિક સાધનપુસ્તક–Source book તરીકે જોવા જેવું છે. ]

૧૪૨ ભીલ તથા કોલીની ઉત્પત્તિ. ૭૨

"આ ચોપડી ભીલ તથા કોલીની ઉત્પત્તિની છે. તેમાં કોલી શાથી કેહેવાણા તથા ભીલ શાથી કેહેવાણા તે સરવે વિગતથી શાખો પણ શાથી કેવાણીને ભીલની શાખો કેટલી તે સરવે આ ચોપડીમાં અથ ઇતિઃ શાહાસ્ત્ર તથા કેહેવત એ સરવે તે ઉઇનીઅ ગામાં ઉતપન થઆ તે શા પરાક્રમથી

શાખો પડી માટે મેહેરબાન આ ચોપડી શાસ્ત્ર આધાર ઉપરથી તથા કેહેવત તે સરવે વીસ્તારીને કહું છું."

[ નોંધ. ઐતિહાસિક સાધનગ્રંથ–source–book તરીકે ઉપયોગી–જોવા જેવો–છે. ]

૧૪૩ રાસમાળાનું પ્રકરણ } કવિ દલપતરામ સં. ૧૯૨૨ ૧૯૦

( નોંધ. કવેશ્વરે ફોર્બ્સ સાહેબ માટે રાસમાળા લખવા જે સાધનો એકઠાં કરી ઉતારેલા તેમાંનું આ એક પ્રકરણ છે. રાસમાળાનું અસલ પુસ્તક, જેના પરથી ઈંગ્રેજી પુસ્તક લખાયું છે, તે ફોર્બ્સ સભાના સંગ્રહમાં છે. તે પુસ્તક છપાવવાથી ઇતિહાસના અભ્યાસીને મૂળ સાધનો તપાસવાની વિશેષ સવડ મળશે. એ સાધનપુસ્તક છપાવવાનો ફોર્બ્સ સાહેબનો વિચાર હતો એમ કવિની પ્રસ્તુત પ્રતમાં લખેલી પ્રસ્તાવના પરથી સ્પષ્ટ થાય છે.

તે પ્રસ્તાવના નીચે મુજબ છેઃ—

"મેહેરબાન આનરએબલ અલેકસાંડર કિન્લાક ફારબસ સાહેબે ગુજરાતમાં વહિવંચા ભાટોની ચોપડી, તથા જૈન લોકોના રાસ વગેરે જુનાં પુસ્તકોનો શોધ કરીને રાસમાળા નામનું એક પુસ્તક અંગરેજી ભાષામાં રચિને, વિલાયતમાં સન ૧૮૫ ની સાલમાં છપાવ્યું છે; તેના ત્રણ ભાગ છે. તેમાં જે અસલ પુસ્તકો ઉપરથી પ્રકરણ દાખલ કરેલાં છે, તેમાંનાં કેટલાંએક પ્રકરણો મને સોંપીને કહ્યું કે આટલાં પ્રકરણોનું એક પુસ્તક ગુજરાતીમાં છપાવીને પ્રગટ કર્યું હોય, તો ગુજરાતી વાંચનારાઓને ઘણું ઉપયોગી થઇ પડે. એ કામ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની મારફતે થાય તો ઘણું સારૂં. પછી આ પુસ્તક તૈયાર કરાવવાનું, અને પ્રગટ કરવાનું કામ એ સોસાઈટીએ માથે લીધું. અને સોસાઇટીના સેક્રેટરી મેહેરબાન ટી, બી, કરટીસ સાહેબના હુકમથી મેં એટલે દલપતરામ ડાહ્યાભાઇએ તૈયાર કર્યું.

આ પુસ્તક વાંચવાથી વાંચનારને ઇતિહાસનું જ્ઞાન થશે. તથા આગળના ક્ષત્રિયો કેવા બહાદુર હતા, તે જણાઈ આવશે. આ દેશમાં એવો ચાલ હતો કે, ફક્ત ઇતિહાસ જાણવા સારૂ લોકો જુની વાતો સાંભળતા નહોતા; પણ તેમાં વીરરસ, કે અદ્‌ભુત રસના ચમત્કારથી સાંભળવાની

મીઠાશ ઉપજે, એવી વાતો સાંભળવા ચહાતા હતા. તે કવિયોએ અલંકાર ભેળવીને, નવ રસ પાઈને ઇતિહાસની વાતોને આજ સુધી જીવતી રાખી છે. તેમાં સાચી વાત કેટલી છે, અને અસંભવિત અલંકારી વાતો ભેળવેલી કેટલી છે, તે શોધક પુરૂષો સમજી શકે છે, કેટલીએક વાતો બે ત્રણ પુસ્તક માંથી જુદી જુદી ઢબમાં, અને એક બીજીને મળતી આવે નહિ, એવી રીતની મળી આવી; ત્યારે તેનો તપાસ કરીને પોતાના મનમાં ખાતરી થઇ, તે પ્રમાણે સાહેબ મોસુફે રાસમાળમાં દાખલ કરી છે. પણ આ પુસ્તકમાં તો અસલ પુસ્તક પ્રમાણે દાખલ કરવાનુ સાહેબે ફરમાવેલું છે. તેથી તેમ દાખલ કર્યું છે. કેટલાંએક પ્રકરણો વ્રજ ભાષામાં કે મારવાડી, અથવા ચારણી, શુદ્ધ કે અશુદ્ધ ભાષામાં છે, તે અશલ પ્રમાણે શાસ્ત્રી અક્ષરોથી લખીને તેનો ગુજરાતીમાં અર્થ તેની જોડે લખેલો છે. સંવત ૮૦૦ ઉપરના સૈકડામાં ગુજરાતમાં મોટામાં મોટું રાજ્ય અણહિલવાડ પાટણમાં સ્થપાયું. તે વખતથી ગુજરાતના રજપુત રાજાઓનો ઇતિહાસ આ પુસ્તકમાંથી મળી આવશે.

તે પાટણ વસાવનાર વનરાજ ચાવડો હતો, તેનો બાપ જયશિખરિ ચાવડો હતો, તેનું નામ રત્નમાળા નામના ગ્રથમાંથી, તથા જૈનના જિન હરખકૃત કુમારપાળ રાસમાંથી મળી આવે છે. આ પુસ્તકમાં પ્રથમ તે જયશિખરીનુ ચરિત્ર દાખલ કર્યું છે. તે રત્નમાળા ગ્રંથ કૃષ્ણજી નામના કવિયે રચેલો છે. તેની ભાષા પ્રવીણસાગર ગ્રંથના જેવી છે, તેથી જણાય છે કે તે સંવત ૧૮૦૦ ના સૈકડામાં બનેલો હશે. આમાં લખેલું જે જે પ્રકરણ જેની પાસેથી મળેલું, તે ધણીનુ નામઠામ તે પ્રકરણને મથાળે લખેલું છે. મેહેરબાન ફારબસ સાહેબને સંસ્કૃત પ્રબંધ ચિંતામણી, દ્વાશ્રય, શત્રુંજય મહાત્મ્ય, કુમારપાળ ચરિત્ર, કુમારપાળ પ્રબંધ, ઔદીચ્ય પ્રકાશ, શંકર દિગ્વિજય, નગરખંડ, ભોજપ્રબંધ; અને હિંદુસ્તાની ભાષાના પ્રથીરાજ રાસો, રત્નમાળા, પ્રવેણ સાગર, સાહિત્યસિંધુ તથા ગુજરાતીમાં કુમાળપાળ રાસો, વસ્તુપાળ તેજપાળનો રાસ, અને મુસલમાનીમાં આઇન અકબરી, તથા મીરાત એહેમદી, અંગરજીમાં ટાડ રાજ્યસ્થાન એટલાં પુસ્તકો ઘણી મેહેનતથી મળ્યાં હતાં. અને શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ડાકટર ભાઉ દાજીને વાસ્તે એથી પણ વધારે, એટલે કીર્તિ કૌમુદી, ભોજ પ્રબંધરાજ વગેરે મોકલ્યાં છે. અને હું ધારૂં છું કે, હજી અમદાવાદના, ખંભાતના, વઢવાણના, અને પાટણના જૈનના પુસ્તક ભંડાર કોઇથી

જોવાઇ શકાયા નથી. તેઓ જોવાશે ત્યારે ગુજરાતના ઇતિહાસનાં ઘણાં પુસ્તકો મળી આવશે.

વહિવંચા ભાટોનુ ગુજરાન, રાજાઓની જુની વાતો અને વંશાવળી ઉપરથી ચાલે છે. માટે તે વાતો તથા નામો, કોઇને લખવા આપતા નથી. તેથી ઘણી મુશકેલીથી સાહેબને મળ્યાં હતાં. અને કેટલાએક ગ્રંથો મેળવતાં પણ ઘણી મેહેનત પડી હતી. રત્નમાળાનુ પુસ્તક વઢવાણના દેશળ ગઢવીએ અધુરૂં આપ્યું. અને પ્રથમ તે કહેતો હતો કે મારે ઘેર પુરૂં પુસ્તક છે; પણ તેની આપવાની મરજી જણાતી નહોતી. પાટણમાં હીરજી બારોટે કહ્યું હતું કે, મારે ઘેર તે પુસ્તક છે. પણ તેણે ઘણો લોભ જણાવ્યો તેથી સાહેબે તેની દરકાર કરી નહિ.

ભુજના રાવસાહેબના પૂર્વજોના ઇતિહાસનો લખપત સિંધુ નામનો ગ્રંથ છે, એવું સાંભળ્યાથી સાહેબે ત્યાંના રાવસાહેબને બે પત્ર લખ્યા હતા, પણ તે ગ્રંથ આવ્યો નહિ. આ પુસ્તકમાં ભુજના રાવ, અને નવાનગરના જામસાહેબના પૂર્વજોની ખ્યાત વધારે લખાઈ નથી. માટે કાઠિયાવાડમાં આવી રીતે શોધ કરીને ત્યાંના ઇતિહાસનું પુસ્તક કોઈ બનાવશે, તો ઘણું સારૂં.

રાજ્ય વાસ્તે આ દેશના કેટલાએક રાજાએ પોતાના બાપને, ભાઇને, તથા વિશ્વાસુ માણસને, વિશ્વાસઘાત કરીને મારી નાંખેલા છે. તેથી કોઇ કોઇનો વિશ્વાસ કરે એવું નહોતું. અને રાજાઓ પણ ધાડ મેળવીને ગામો લુટતા હતા. અને ભાયાતો જીવક વાસ્તે બારવટાં કરતા હતા. રાજા ગુજરી જાય તેની સાથે રાણીઓને બળી મરવું પડતું હતું. રાજાઓ પોતાનુ રાજ્ય રાખવા સારૂ, પોતાની દીકરી મુસલમાનને દેતા હતા, ઇત્યાદિ ઘણા દુઃખકારક ચાલ હતા. કેવી રીતે ઇન્સાફ થતા હતા? તે તો વાતો ક્યાંઇ વાંચવામાં આવતીજ નથી. ફક્ત દગાની અને માંહોમાંહી લડી મુઆની વાતો જોવામાં આવે છે. આ પુસ્તક વાંચીને આજના રાજ્ય સાથે તે વાતો મેળવી જોશો તો, ઘણો ફેરફાર જણાશે. આ પુસ્તકમાં મેં મારા વિચાર પ્રગટ કર્યા નથી, કારણ કે સાહેબની મરજી નહોતી. માટે વાચનારાઓએજ વિચાર કરવો, કે તે વખતના રાજાઓને, અને રઇયતને કેવાં દુઃખ પડતાં હતાં !!! આ પુસ્તકમાં કિયા કિયા રાજસ્થાનનો ઇતિહાસ છે, તે આની અનુક્રમણી વાંચવાથી જણાશે."

૧૪૪ સરોદશાસ્ત્ર    સં. ૧૮૯૮    ૯૨

( પ્રાણુ–શ્વાસની ગતિ પરથી ભવિષ્ય ભાખવાનું શાસ્ત્ર તે. )

મૂળ શ્લોક તેના અર્થ સાથે આપ્યો છે. જેમકે, છેવટના શ્લોકનો અર્થઃ–

" એ જે ચમત્કાર ગ્રંથ છે તે વિવર સ્વરનો કરી દેખાડ્યો છે. જીવના નાથ જે માહાદેવજી તેમણે શ્રી પાર્વતીજીને પ્રત્યે કહ્યુ છે. નર જે મનુષ્ય તેને ચમત્કાર ઉપજાવવાને અર્થે કહ્યુ છે. આત્મા થકી સ્વરજ્ઞાને વારને ભુત, ભવીષ્ય વર્ત્તમાન એ ત્રેન્ય કાળનું જે જ્ઞાન ભણવાને અર્થે છે."

૧૪૫ ઇદ્રિય્ય પ્રકાશ    સં. ૧૯૦૫    ૩૭

[ નોંધ. પ્રત સંસ્કૃતમાં લખેલી છે. એ પુસ્તકનો ગુજરાતી અનુવાદ છપાયલો મળે છે. ]

૧૪૬ યોગસાર }
૧૪૬અ અમૃતધારા }    ૩૫

[ નોંધ.. ઉપરના બંને પુસ્તકો વૈદકનાં છે, યોગસારમાં સંસ્કૃત શ્લોક અને તેનો અર્થ આપ્યો છે; જ્યારે અમૃતધારામાં જે તે રોગના ઓષડ ગુજરાતીમાં લખેલાં છે. ]

૧૪૭ વૈદ્ય મનોત્સવ કેસરાજ સં. ૧૭૫૪    ૨૬

" ઇતિ શ્રી પંડિત કેસરાજ સુત નેનસુખ વિરચિત વૈદ્ય મનોત્સવ વાત પિત્ત કફ મુખ નાસિકા કરણ્ શિર રોગ પ્રતીકાર નામ ષષ્ટોધ્યાયઃ– * * * ઇતિ શ્રી વૈદ્ય મનોત્સવ સમાપ્તમ સંવત ૧૭૫૪ મિતિ માઘ શુદી ૧૫, લિપીકૃતં રઘુનાથ. "

તે પછી પરચુરણ ઔષધનો સંગ્રહ લખેલો છે.

૧૪૮ વૈદ્યક સારોદ્ધાર    સં. ૧૯૧૨    ૬૯

છેવટઃ—

" શ્રી હર્ષકીર્તિ સુરી સંકલિતે શ્રી યોગ ચિંતામણિ વૈદ્યકસાર સંગ્રહે મિશ્રાધ્યાયો સમાપ્તોયં સંપૂર્ણ. સંવત ૧૯૧૨ ના જેઠ સુદ ૧૪ ભોમવાસરે સમાપ્ત. દેવ વેલજીસુત કૃષ્ણજીયે લીપીકૃતં. "

૧૪૯ વૈદ્યક ગ્રંથ.

( પરચુરણ ઓષડનો સંગ્રહ છે. )

૧૫૦ ચંદરાજાનો રાસ. મોહનવિજયજી સં. ૧૦૮૪ ૮૨.
૧૫૧ શ્રીપાલ ચરિત્ર નયવિજયજી સં. ૧૭૩૮ સં. ૧૯૨૮ ૬૬

છેવટ:—

જે ભાવે એ ભણસે ગણસે, તસ ઘર મંગલ માલાજી,
બxx રસિકર સુંદર મંદિર, મણીમય ઝાક ઝમલાજી;
દેહ સબલ સસને હયરિ છંદ (?) રંગ અનંગ રસાલાજી.
અનુક્રમે તેહ મહોદય પદવી, લહસ્યે જ્ઞાન વિસાલાજી.
ઇતિ શ્રી શ્રીપાલ ચરિત્ર—

[ નોંધ. આ બને વિષય પર જૂદા જૂદા જૈન કવિઓએ લખેલાં કાવ્યો મળી આવે છે. જુઓ, રા. મોહનલાલ દલિચંદ રચિત જૈન ગુર્જર કવિયો-પુસ્તક પ્રથમ ભાગ-]

૧૫૨ ઉપદેશમાળા સોમસુંદરસૂરી સં. ૧૫૨૦ (?) સં. ૧૯૮૫ ૧૬૬
(બાલાવબોધ)

છેવટ:—

xx પરમગુરૂ ભટ્ટારક પ્રભુશ્રી સોમસુંદરસૂરિ કૃત સંવત ૧૫૨૦ ના સાલનું લખાણ હતું તે ઉપરથી આ નકલ કરી સંવત ૧૯૪૫ ના આસો વદ ૪ વાર બુધે. "

૧૫૩ યોગશાસ્ત્ર સોમસુંદરસુરી સં. ૧૯૪૪ ૧૮૩
(બાલાવબોધ)

છેવટ:—

" ઇતિશ્રી યોગશાસ્ત્ર બાલાવબોધ ચતુર્થ પ્રકાશ શ્રી સોમસુંદર સુરિયાદૈ વિરચિત સંપૂર્ણમઃ સંવત ૧૯૪૪ ના આસો સુદિ ૩ વાર ગુરૈ લીખતંસું.

[ નોંધ. પ્રસ્તુત ગ્રંથ હેમાચાર્યના યોગશાસ્ત્રનો ગુજરાતી અનુવાદ છે. વધુ માહિતી માટે જુઓ, જૈન ગુર્જર કવિઓ-પ્રથમ ભાગ-કર્તા, રા. મોહનલાલ દલીચંદ દેસાઈ, પૃ. ૩૨. ]

૧૫૪ પરચુરણ પદ સંગ્રહ (૪) ૧૧૭
( આમાં બ્રહ્માનંદ, દેવાનંદ, ભૂમાનંદ, મુક્તાનંદ, કૃષ્ણરામ વગેરેનાં પદો લખેલાં છે. )

૧૫૫ સોલંકીનો ગરબો દયારામ સં. ૧૮૯૨ (?) સં. ૧૯૨૯ ૨૩

છેવટ:—

ગરબો બાંણવાની સાલ મધે કીધોરે. મા. બૌ.
પાંન પીધાં વલગી માંની ધાઇએ „ „
ગરબો કર્યો હતો રે મુમાઇએ રે „ „
આઠ હજાર સાતસેને તેર વરસ „ „
તે દિવસે આપુ પુરસાંતણુ સરસ „ „
દયારામે માજીના ગુણુ ગાઆ „ „
તારા હાથથી હમેશ શીર છાયા રે „ „

૧૫૬ રૂક્મિણીહરણ દેવીદાસ સં. ૧૬૬૦ ૬૧

[ નોંધ. આમાં કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૧૪ લહીઆએ ખોટી લખી છે. ખરી રીતે તે સં. ૧૬૬૦ જોઈએ, જુઓ, યાદી નં. ૧૮ ક; નં. ૩૩. બીજા ૬૪ પાનામાં ભીમની 'પોડશકળા ઉતારી છે પણુ તે અધુરી છે; માત્ર ૭ કળા મળી આવે છે. ]

૧૫૭ દશમસ્કંધ ભાલણુ સં. ૧૭૭૫ ૭૨૨

છેવટ:—

"વૈકુંઠપદ ગ્નાતેહ પામે, હરી ચર્ણું પામે નિવાસ
બેહુ કરેજોડી કહે ભાલણુ હરીનો દાસ."

ઇતિશ્રી ભાગવતે મહા પુરાણે દશમ સ્કંધે બાળલીલા પદબંધ પાટણુ નગરમાં ઘ્રાબ્રણુ ત્રવાડી ભાલણુકૃત સંપૂર્ણું સંવત ૧૭૫૫ વરષે ફાગણુ વદ ૧.

૧૫૮ દશમસ્કંધ. ભાલણુ ૫૫૮

( આ બીજી પ્રત છે. )

[ નોંધ. રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ પ્રસ્તુત કાવ્ય પ્રકટ કર્યું છે. છતાં પ્રેમાનંદની પેઠે ભાલણુનો દશમસ્કંધ સારી રીતે સંશોધન થઈ નવેસર એડિટ થવાની જરૂર રહે છે જ. ]

૧૫૯ કાદંબરી. ભાલણુ સં. ૧૬૭૨ ૧૨૬

છેવટ:—

इति श्री कादंबरी—उपाख्यान त्रवाडी भालण कृत संपूर्ण ॥ शुभ भवतु कल्याण मस्तु ॥ संवत १६७२ वर्षे पौष वदि ३ बुधवासर ॥ लषतं अदीच्य ज्ञातीय राउल विप्र-प्राग्यात ज्ञातीय

लघुशापामां साद्यीर पठनार्थ ॥ यादशं पुस्तके दृष्ट्वा तादशं लिखितंमया ॥ यदि शुद्धमशुद्धेवा मम दोषो न दीयते ॥

[ નોંધ કાદંબરીનો પૂર્વાર્ધ દી. બા. કેશવલાલભાઇએ નોટસ્ સાથે પૂર્વે બહાર પાડેલો છે અને થોડા સમયમાં ઉત્તરાર્ધ પણ એમના તરફથી છપાઈ પ્રકટ થવા વકી છે. ]

૧૬૦ કાદંબરી ભાલણ ૧૨૬

( ઉપરની પ્રત પરથી ઉતરાવેલી બીજી નકલ. )

૧૬૧ ગુરૂગીતા પંડિત મંગલશંકર સં. ૧૯૨૪ ૪૪

શરૂઆતઃ—

શ્રી ત્રિપુર સુંદરીને પાય લાગી
ગુરૂ ગણેશગિરજીની આજ્ઞા માગી
શ્રુતિ સ્મૃતિ પુરાણાગમે સાર જાણી
કરૂં ગુરૂ ગીતા પ્રાકૃત મન આણી
જેથી સર્વ સંસારનાં દુઃખ વામે
ધર્મ અર્થ કામ મોક્ષને તર્ત પામે.

× + +

છેવટઃ—

નિગમાગમ વેદાંતમાં ગુરૂગીતા જે સાર
તે ગણેશગિર ગુરૂજીએ તરવા તે સંસાર
આપી સઉકો શિષ્ય તે પરમાર્થ ઉપકાર
સ્કંધ પુરાણે પ્રગટ છે, વ્યાસ વાણિ રસધાર
તેહને પ્રાકૃત કરિ ગુર્જર ભાષા માંહ
આત્મજ ગોવિંદદેવનો જ્ઞાતિ નાગર માંહ
સંવત ઓગણીશ ચોવીસે માર્ગશીર્ષ શુદ્ધ માસ
શુક્લ પક્ષ પુરણ તીથી, વાર ભાનુ પરકાસ.

× × ×

" ઇતિશ્રી સ્કંધ પુરાણે ઉત્તરખંડે ઇશ્વર પાર્વતી સંવાદે ગુરૂ ગણેશ-ગિર પ્રતાપ પંડિત મંગલશંકર નાગર વિરચિતે શ્રી ગુરૂગીતા પ્રાકૃત ટીકા સ્તોત્ર સંપૂર્ણ.

× × ÷

[ નોંધ. આ ધર્મગ્રંથ છે અને તે અપ્રસિદ્ધ છે. ]

૧૬૨ મુગ્ધાવબોધમૌક્તિક સં. ૧૪૫૦ સં ૧૪૯૦ ૮

[ નોંધ. આ સંસ્કૃતમાં વ્યાકરણનો ગ્રંથ ગુજરાતી અર્થ ટીકા સાથે લખેલો છે અને એ સમયની ગુજરાતી ભાષા જોવા માટે તે ઉપયોગી છે. સ્વર્ગસ્થ હરિલાલ હર્ષદરાય ધ્રુવે ' પ્રાચીન સાહિત્ય રત્નમાળા " એ નામથી તે છપાવ્યો છે. ]

૧૬૩ કાવ્યકલ્પલતાવૃત્તિ અમરચંદ્ર સં. ૧૫૧૦ ૫૧

[ નોંધ પ્રસ્તુત ગ્રંથ સંસ્કૃત છે અને તે છપાયેલ છે. ]

૧૬૩અ સાધુપ્રતિક્રમણ સૂત્ર ૧૧

( બાલાવબોધ. )

છેવટઃ—

" साधइ सावइ । मन वचनं कायइ करी पडिकंतो पडिकमलं वंदामी॰ चोवीसी जिन तीर्थंकर निवादउं इति श्री साधु प्रतिक्रम सुत्र समास.

---

[ અહિં સોસાયટીએ પ્રથમ એકઠો કરેલો હાથપ્રતોનો સંગ્રહ પૂરો થાય છે. તે પછી આસિસ્ટન્ટ સેક્રેટરી હીરાલાલ ત્રી. પારેખે એક મોટા સંગ્રહને તેને કવીશ્વર દલપતરામનું નામ આપવાની સરતે સોસાઇટીને સોંપ્યો તે પ્રસ્તુત યાદી નં. ૧૬૪ થી શરૂ થાય છે.]

૧૬૪ નરસિંહ મહેતા પદસંગ્રહ } નરસિંહ ૧૫૧

[ નો ધ. આ પદોની ગોઠવણી જૂદા જૂદા રાગો, જેવા કે, વસંત, આશાવરી, પ્રભાત, સામેરી વગેરે પ્રમાણે કરેલી છે. 'ગુજરાતી પ્રેસ' તરફથી બહાર પડેલા 'નરસિંહમહેતા કૃત કાવ્યસંગ્રહ'માંના અને આમાંના પદો મેળવતાં તેમાં ઝાઝો ફેર માલુમ પડે છે. વાસ્તવિક રીતે નરસિંહ મહેતાના પદોની છેક જુની અને પ્રમાણભૂત પ્રત પ્રાપ્ત થતાં સુધી આ જાતનો ગુંચવાડો ઉભો રહેવાનો જ. નરસિંહ મહેતા કાવ્યસગ્રહ એડિટ કરવામાં આ પ્રત કેટલેક અંશે સહાયભૂત થાય એમ છે.]

૧૬૪ अ હારશમેના કિર્તન નરસિંહ ૩

[નોંધ. આ પદોની સંખ્યા માત્ર ૯ ની છે અને તેનો ક્રમ હારમાળાના અન્ય કોઇ સંગ્રહ સાથે મળતો આવતો નથી. પોતાને હાર મળવા માટે નરસિંહ મહેતાએ જે વિનવણી કરેલી તેનાં આ પદો છે.]

૧૬૪ ब ચાતુરી છત્રીસી. નરસિંહ ૧૬

[નોંધ. છાપેલી "ચાતુરી છત્રીસી" સાથે આ પ્રત મેળવી જોતાં કેટલોક ફેર માલુમ પડે છે. પંક્તિઓ વત્તીઓછી જણાય છે અને તેનો ક્રમ પણ એકસરખો નથી. આ પ્રત સંપૂર્ણ નથી તેમજ કેટલેક સ્થળે ઉધાઇએ પાનાં કોરી ખાધા છે. છતાં સંશોધન માટે આ પ્રત ઉપયોગી છે.

વળી પ્રતની શરૂઆતમાં કવિ નારાયણદાસ રચિત "નવરસ" કાવ્યનો છેવટનો થોડોક ભાગ ઉતારેલો છે તેમજ અંતમાં કોઇ કવિના "બાર માસ" લખેલા છે પણ તે વચ્ચે વચ્ચે ખવાઇ ગયલાં હોવાથી તેનો પુરતો ઉપયોગ કરી શકાય એમ નથી. નારાયણદાસ કૃત "નવરસ" કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં પ્રસિદ્ધ થયુ છે.]

૧૬૫ હારમાળા નરસૈં ૫

છેવટનું પદ —

'સંમત પનર બારોતરે સપતમી સોમવાર;
વઇસાખા અજુઅલી પખ નરસૈંને આપો હાર.

પચાસે પદ નીરમલ ગાયે તે વૈષ્ણુવ સુખે સુજાણીએરે;
અગમ અગોચર આઘાત તેહેની પાતક સઘળા જાયરે.
જેહે જન ભાવ ધરીને સાંભળે તે નર નીરમલ થાયરે;
ભણે નરસૈંઅઇ હરિ પદ પામે તે નીસે વૈકુંઠ જાયરે.'

× × × ×

[નોંધ. નં. ૧૬૪ આમાં હારના માત્ર નવ પદ મળી આવે છે અને તે નરસિંહ મહેતાએ હાર માટે કરેલી વિનવણીના પદો છે. આ પ્રતમાં હારના પદના પાંચ જ પાનાં તુટક મળેલાં છે; છતાં છેવટના પદમાં હારના પદની સંખ્યા પચાસ નોંધી છે, તેટલા પુરતી આ પ્રત ઉપયોગી છે.

૧૬૫ અ. દાણલીલા પ્રેમાનંદ. ૪

[નોંધ. આ કાવ્યના માત્ર દશ પદ મળી આવે છે અને તેમાં પણ વચલું એક પાનું ખૂટે છે; છતાં સંશોધન માટે એ પ્રત ઉપયોગી છે. બૃહત્ કાવ્યદોહન ભા. ૧ લામાં કડવાં ૯ ની શરૂઆત નીચે પ્રમાણે છે—

"મૂક્યાં પિડારિયા પ્રેરી, રાધાને લીધી ઘેરી;
હદેમાં રોશ આણી, બોલ્યા પછે ચક્રપાણી."

જ્યારે આમાં તે પંક્તિઓ નીચે મુજબ લખેલી છેઃ—

"મુકા ગોવાલિયા ફેરીરે, રાધાને લીધી ઘેરી;
ફ્રેમાં રોસ આણી, બોલીઆ ચક્રપાણી."

૧૬૬ હારમાળા નરસૈં સં. ૧૭૮૦ ૩૭

[નોંધ. આમાં પદની સંખ્યા ૬૫ છે. પ્રત સંપૂર્ણ અને વાંચી શકાય એવી ચોકખી છે. તેની ઉતાર્યા સાલ સં. ૧૭૮૦ છે. પ્રથમ સંન્યાસીઓ જોડે મહેતાને વાદ થાય છે અને તેઓ પછી પ્રપંચ કરીને રાજા પાસે ફરિયાદ લઇ જાય છે. રાજા માંડલિક પોતાની પત્નીને, માતાને અને ચોળના પંડિતને નરસૈં વિષે પૂછે છે અને તેઓ સર્વ તેની પ્રશંસા કરી તેનો પક્ષ લે છે અને નરસૈંને નહિ છંછેડવાને વારે છે. પણ સંન્યાસીઓના અને નાગરોના દબાણને વશ થઇ રાજા નરસૈંને હાર આણી આપવાની હોડ મૂકે છે, જેમાં તે વિજયી નિવડે છે. કાવ્યની શરૂઆત, "બાઈ મુને હરિ જોવાની ટેવ પડી" એ પદથી થાય છે.]

૧૬૭ હારમાળા નરસૈં સં. ૧૭૬૪ ૩૦

[નોંધ. આમાં પદની કુલ સંખ્યા ૬૬ છે. યાદી નં. ૧૬૬ પ્રતના પદો સાથે આ પ્રતનાં પદો મળતાં આવતાં નથી. પહેલાં સાત પદ ખૂટે છે. આઠમું

સુદ, "બાઇ મુને હરિ જોવાની ટેવ પડી", એ છે. આ ગુટકામાં દેવિદાસ કૃત રૂકિમણી હરણ ઉતારેલું છે અને તેની ઉતાર્યા સાલ સં. ૧૭૬૪ લખેલી છે. 'હારમાળા' અને રૂકમણિ હરણ એ બંને કાવ્યોની લિપિ એકધારી છે, એટલે હારમાળા પણ સં. ૧૭૬૪ ના અરસામાં ઉતારી હશે એવું અનુમાન થાય છે.]

૨૬૭ અ રૂકિમણીહરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૬૪ ૪૬

છેવટ:—

'સંવત સોલ વરસે સાઠો, માઘ સુદ પખવાડોજી;
શુક્રવારે ગ્રંથ સોપડયો, ત્રયોદશીનો દાહોજી.
શ્રી હરી કરૂણાયે કર્યા ત્રીસ કડવાં, ચૌદ રાગની જાત્યજી;
પદ પાંચશે ચોપન પુરા, શ્રી કૃષ્ણચરિત્ર વિક્ષાતજી.
સોજીત્રા સ્વસ્થાનક માંહે, ગંધર્વ ન્યાત વિકાસજી;
ગ્રંથ સમર્પણ કરી ગોવિંદને, પ્રણમે જન દેવિદાસજી.''

[વધુ માટે જુઓ, યાદી નં. ૧૮ અ]

૧૬૭ વ ભ્રમરગીતા બેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૬૪ ૧૮

[નોંધ. આમાં છેલ્લાં ત્રણ કડવાં ખૂટે છે; પ્રત વંચાઈ શકે એવી છે. આ અને બીજી પ્રતો પરથી આ કાવ્ય સારી રીતે એડિટ થવાની જરૂર છે. બૃહત્કાવ્યદોહન ભા. ૧–ની આવૃત્તિમાં આ કાવ્ય છપાયું છે.]

૨૬૮ હારમાળા નરસૈં સં. ૧૭૬૨ ૨૨

[નોંધ. આ પ્રત સં. ૧૭૬૨ માં ઉતારેલી છે. પદ સંખ્યા ૯૦ ની છે; પણ શરૂઆતના ૨૩ પદો નથી. પ્રત સારી છે.]

૧૬૮ અ ભગવદ્ગીતા રામભક્ત સં. ૧૬૬૦ સં. ૧૬૬૨ ૨૭

છેવટ:—

" સંવત સોળ સાઠોતરો કાળ, આસો માસ ને પક્ષ અજુઅલ
દન દ્વાદસીને રવિવાર, તહાં હઉઓ પૂરણ વસ્તાર.

× × × ×

રામ ભગત એમ વિનવે રે માગીના દાતાર
મોક્ષ પદારથ આપીયેરે તરવાને સસાર. "

[નોંધ છેવટના આઠ પાનામાં કવિ ખીમાકૃત રામ અવતાર અંગ,

કરમ અંગ, વિશ્વાસ અંગ વગેરે ન્હાનાં ન્હાનાં કાવ્યો લખેલાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૨ ]

૧૬૯ હારમાળા નરસૈં ૫૯

[ નોંધ. આમાં પદની સંખ્યા ૮૯ છે; અને શરૂઆતનાં ૧૬ પાનાં નથી. નરસૈંએ મામેરૂં કીધેલું, જે હકીકત પંડિત રાજાને સંભળાવે છે. તે પદથી બાકીના પાનાં મળી આવે છે. સંભવિત છે કે નરસૈંએ, હાર અને હુંડીની પેઠે, મામેરાના પદો પણ રચેલાં, જે અત્યારે હારમાળામાં પેસી ગયેલા, એવું તે વાંચતા અનુમાન થાય છે. ]

૧૭૦ હારમાળા નરસૈં ૧૧૮

[ નોંધ. આ પ્રતમાં પદ સંખ્યા ૧૪૨ છે; અને તે સુવાચ્ય છે. ]

૧૭૧ હારમાળા નરસૈં ૬૭

[ નોંધ. આમાં પદ સંખ્યા આશરે ૧૫૬ છે. ]

૧૭૨ હારમાળા નરસૈં સં. ૧૮૪૮ ૫૪

[ નોંધ. આમાં પદ સંખ્યા ૧૩૪ છે. ]

૧૭૩ હારમાળા નરસૈં સં. ૧૮૭૬ ૫૨

[ નોંધ. આ પ્રત સુરતમાં ઉતારેલી છે. શરૂઆતના પાંચ પાના ખૂટે છે; પદ સંખ્યા ૧૪૬ છે. હારમાળા પૂરી થયા પછી પરચુરણ ભજન-પદ ઉતારેલાં છે. ]

૧૭૪ હારમાળા નરસૈં સં. ૧૮૭૩ ૬૦

[ નોંધ. શરૂઆતના ૧૩ પદ નથી; કુલ પદ સંખ્યા ૧૪૩ છે. ]

૧૭૫ હારમાળા નરસૈં ૭૦

[ નોંધ. શરૂઆતના ૨૩ પદ નથી; કુલ સંખ્યા ૧૫૦ છે. છેવટનો ભાગ પણ નથી. ]

૧૭૬ હારમાળા નરસૈં સં. ૧૭૬૫ ૧૨

[ નોંધ. માત્ર ૨૪ થી ૬૪ સુધીના પદો છે; આગળ પાછળનો ભાગ તુટક છે. છેવટના પાના પર એક બાજુએ સં. ૧૭૬૫ ની નોંધ છે એટલે તે અરસામાં એ પ્રત લખાયેલી હોય એ સંભવિત છે. ]

૧૭૭ હારમાળા નરસૈં '૩૪

[ નોંધ. પદ સંખ્યા ૧૪૦ છે. તે પછી દયારામ રચિત મીરાં ચરિત્ર સં ૧૮૮૭ નું લખેલું અને કેટલાક છુટક પદો ઉતારેલાં છે. ]

૧૭૮ હારના પદ નરસૈં ૧૧

[ નોંધ. ૨૫ પદ પછીનો ભાગ નથી. ]

૧૭૮ અ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૮૧૮ ૩

[ નોંધ. આમાં હુંડીની બે પ્રત ઊલટસુલટ ઉતારેલી મળી આવે છે: એક સં. ૧૮૧૮ માં અને બીજી સં. ૧૮૬૭ માં ઉતારેલી છે. ઉપયોગી બીના એ છે કે તેમાં રચ્યા સાલ સં. ૧૭૩૩ આપી છે અને તે કાવ્ય હસનપુરમાં રચ્યાનું જણાવ્યું છે. બૃહત્ કાવ્યદોહન ભા. ૨ જા માં તેની રચ્યા સાલ સં. ૧૭૩૦ આપી છે. પ્રસ્તુત કાવ્યનો અંત ભાગ નીચે મુજબ છે:—

સંવત સત્તર તેત્રીસા વરખે, ઉત્તમ માસ વૈશાખજી,
વદ પ્રતીપદ બંધ કીધો અંતરનો અભીલાષજી.
વરજે પુયર વેશ કી (?) ઉદર ભરવા કાજજી
એ હરી કૃપાએ હુંડી કરી તે હુસનપુરમાંજી

આમાંની બીજી પ્રતમાં છેવટની લીટીઓ નીચે મુજબ છે:—

છે વીરક્ષેત્ર વડોદરા ગુજરાત મધે ગામ
બુરહાનપુર વિદેશ કીધો ઉદર ભરવા કામ
સંવત ૧૭૩૩ વરષે ઉત્તમ માસ વૈશાખ
વદી પ્રતીપદા બંધ કીધો અંતરનો અભિલાષ
ચતુરવંશી માત બ્રાહ્મણ કૃષ્ણસુત પ્રેમાનંદ
પદબંધ એ હુંડી તણો થયો હુસેનપુર માંહે
શ્રોતાજન શ્રીકૃષ્ણ બોલો વૈકુંઠ પ્રાપ્તિ થાએ.

૧૭૯ હારમાળા નરસૈં સં. ૧૮૨૬ ૫૨

[ નોંધ. કુલ પદ સંખ્યા ૧૨૨ છે; જેમાં શરૂઆતના ૪ પદ નથી. ]

૧૭૯ અ શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં. ૧૮૨૬ ૧૦૧

બીજા કડવાંની શરૂઆતમાં આ કાવ્યની રચ્યા સાલ નીચે આપી છે —

કરમ અંગ, વિશ્વાસ અંગ વગેરે ન્હાનાં ન્હાનાં કાવ્યો લખેલાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૨ ]

૧૬૯ હારમાળા નરસૈં ૫૯

[ નોંધ. આમાં પદની સંખ્યા ૮૯ છે; અને શરૂઆતનાં ૧૬ પાનાં નથી. નરસૈંએ મામેરૂં કીધેલું, જે હકીકત પંડિત રાજાને સંભળાવે છે. તે પદથી બાકીના પાનાં મળી આવે છે. સંભવિત છે કે નરસૈંએ, હાર અને હુંડીની પેઠે, મામેરાના પદો પણ રચેલાં, જે અત્યારે હારમાળામાં પેસી ગયેલા, એવું તે વાંચતા અનુમાન થાય છે. ]

૧૭૦ હારમાળા નરસૈં ૧૧૮

[ નોંધ. આ પ્રતમાં પદ સંખ્યા ૧૪૨ છે; અને તે સુવાચ્ય છે. ]

૧૭૧ હારમાળા નરસૈં ૬૭

[ નોંધ. આમાં પદ સંખ્યા આશરે ૧૫૬ છે. ]

૧૭૨ હારમાળા નરસૈં સં. ૧૮૪૮ ૫૪

[ નોંધ. આમાં પદ સંખ્યા ૧૩૪ છે. ]

૧૭૩ હારમાળા નરસૈં સં. ૧૮૭૬ ૫૨

[ નોંધ. આ પ્રત સુરતમાં ઉતારેલી છે. શરૂઆતના પાંચ પાના ખૂટે છે; પદ સંખ્યા ૧૪૬ છે. હારમાળા પૂરી થયા પછી પરસુરણુ ભંજન–પદ ઉતારેલાં છે. ]

૧૭૪ હારમાળા નરસૈં સં. ૧૮૭૩ ૬૦

[ નોંધ. શરૂઆતના ૧૩ પદ નથી; કુલ પદ સંખ્યા ૧૪૩ છે. ]

૧૭૫ હારમાળા નરસૈં ૭૦

[ નોંધ. શરૂઆતના ૨૩ પદ નથી; કુલ સંખ્યા ૧૫૦ છે. છેવટનો ભાગ પણ નથી. ]

૧૭૬ હારમાળા નરસૈં સં. ૧૭૬૫ ૧૨

[ નોંધ. માત્ર ૨૪ થી ૬૪ સુધીના પદો છે; આગળ પાછળનો ભાગ તુટક છે. છેવટના પાના પર એક બાજુએ સં. ૧૭૬૫ ની નોંધ છે એટલે તે અરસામાં એ પ્રત લખાયેલી હોય એ સંભવિત છે. ]

૧૭૭ હારમાળા નરસૈં '૩૪

[ નોંધ. પદ સંખ્યા ૧૪૦ છે. તે પછી દયારામ રચિત મીરાં ચરિત્ર સં ૧૮૮૭ નું લખેલું અને કેટલાક છુટક પદો ઉતારેલાં છે. ]

૧૭૮ હારના પદ નરસૈં ૧૧

[ નોંધ. ૨૫ પદ પછીનો ભાગ નથી. ]

૧૭૮ અ હુંડી પ્રેમાનંદ સં ૧૭૩૩ સં. ૧૮૧૮ ૩

[ નોંધ. આમાં હુંડીની બે પ્રત ઉલટસુલટ ઉતારેલી મળી આવે છેઃ એક સં. ૧૮૧૮ માં અને બીજી સં. ૧૮૬૭ માં ઉતારેલી છે. ઉપયોગી બીના એ છે કે તેમાં રચ્યા માસ સં. ૧૭૩૩ આપી છે અને તે કાવ્ય હસનપુરમા રચ્યાનું જણાવ્યું છે. બૃહત્ કાવ્યદોહન ભા. ૨ જા માં તેની રચ્યા સાલ સં. ૧૭૩૦ આપી છે. પ્રસ્તુત કાવ્યનો અંત ભાગ નીચે મુજબ છેઃ—

સંવત સત્તર તેત્રીસા વરખે, ઉત્તમ માસ વૈશાખજી,
વદ પ્રતીપદ બંધ કીધો અંતરનો અભીલાષજી.
વરજે પુયર વેશ કી (?) ઉદર ભરવા કાજજી
એ હરી કૃપાએ હુંડી કરી તે હસનપુરમાંજી

આમાંની બીજી પ્રતમાં છેવટની લીટીઓ નીચે મુજબ છેઃ—
છે વીરક્ષેત્ર વડોદરા ગુજરાત મધે ગામ
બુરહાનપુર વિદેશ કીધો ઉદર ભરવા કામ
સંવત ૧૭૩૩ વરષે ઉત્તમ માસ વૈશાખ
વદી પ્રતીપદા બંધ કીધો અંતરનો અભિલાષ
ચતુરવંશી માત બ્રાહ્મણ કૃષ્ણસુત પ્રેમાનંદ
પદબંધ એ હુંડી તણો થયો હુસેનપુર માંહે
શ્રોતાજન શ્રીકૃષ્ણ બોલો વૈકુંઠ પ્રાપ્તિ થાએ.

૧૭૯ હારમાળા નરસૈં સં. ૧૮૨૬ ૫૧

[ નોંધ. કુલ પદ સંખ્યા ૧૨૨ છે, જેમાં શરૂઆતના ૪૯ પદ નથી. ]

૧૭૯ અ શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં. ૧૮૨૬ ૧૦૨

બીજા કડવાંની શરૂઆતમાં આ કાવ્યની રચ્યા સાલ નીચે મુજબ આપી છે —

"સરસ્વતી માતાએ કીધી સાર, કવીજન હૈડે હરખ અપાર;
સંવત સોળ ચોવીસા સાર, માગશર સુદ બારસ ગુરૂવાર.

છેવટ:-

થયો રે જ્યારે શુક સંજોગ વેદ વ્યાસ, ત્યારે વસ્તે કીધો છે અભ્યાસ
ઔડીઆ કુલ વીરસદ માંહે વાસ, કાલાસુત નારાયણનો દાસ

× × × × × ×

કડવાં પીસતાલીસ સંપૂર્ણ સહી, પદ પાંચસે આડત્રીસ કહી.

[ નોંધ. બૃહત્કાવ્યદોહન ભા. ૪ માં આ કાવ્ય છપાયું છે. છાપેલી પ્રતમાં તેનું નિવાસસ્થાન બોરસદ લખેલું છે, જ્યારે આ લખેલી પ્રતમાં વીરસદ વંચાય છે. ]

| | | |
|---|---|---|
| ૧૭૯ વ. બભ્રુવાહન આખ્યાન | હરિરામ (વિપ્ર.) | ૧૩ |

શરૂઆત:—

રાગ કેદારો.

પ્રથમે પરણમું શ્રી ઈશ્વરી મનશા વાચા કરી
અનશરૂં ચરણ કમલ, ઉમઆ તણા રે
ગુરૂઆ ગુણનીધી સ્તવું બેહુ કરજોડીને વીનવું
અનભવું ચરીત્ર બભ્રુવાહન તણું રે

વલણ.

× × × × હાવે તુરી ધરમનો કાંહાં જશે,
કરજોડી વીપ્ર હરીરામ કેહે હાવે કથા અતી ઉત્તમ થશે.

[ નોંધ. માત્ર શરૂઆતના પાંચ કડવાં મળી આવે છે; આ કયો હરિરામ તે નક્કી થતું નથી. રા. ભાનુસુખરામે પ્રેમાનંદ કૃત બભ્રુવાહન આખ્યાનના ઉપોદ્દઘાતમાં ભોજો, વિષ્ણુદાસ અને કવિ ભવાનીશંકરના બભ્રુવાહનની નોંધ કરેલી છે; પણ તેમાં આ નામ માલુમ પડતું નથી. ]

| | | |
|---|---|---|
| ૧૮૦ હારમાળા | નરસૈં | ૫૯ |

[ નોંધ. પદ સંખ્યા ૧૭૨ છે; અને તે પછીનાં પાનાં તુટક છે. ]

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૦ અ સુદામાચરિત્ર | પ્રેમાનંદ | સં. ૧૭૩૮ | સં. ૧૮૮૭ | ૧૯ |

[ નોંધ. શરૂઆતનાં આઠ પાનાં નથી. વધુ માહિતી માટે જુઓ. ...ની ૬ ]

૧૮૦ब હુંડી　　પ્રેમાનંદ　સં. ૧૭૩૩ સં. ૧૮૮૭　૧૦
છેવટ:—

હુંડી સુણે, ભણે અને અનુભવે, કીરપા કરે ગોવંદજી
હુંડી ભણે તેને હરી મલે એમ કે ભટ પ્રેમાનંદજી

'સંવત ૧૭૩૩ વૈશાક વદી ૧ હુંડી કરી છે. સવત ૧૮૮૭ શરાવણ શુદી ૬ સાંપુરણ.'

[વધુ માહિતી માટે જુઓ, યાદી નં. ૭ અને ૧૭૮ अ.]

૧૮૦ क સુરતીબાઇનો　નરભેરામ　　સં. ૧૮૮૯　૬
વિવાહ

[ નોંધ. આ કાવ્ય ૧૧ પદનું છે. તે પછી પરચુરણ પદો ઉતારેલાં છે. નરભેરામના બીજા કાવ્યો માટે જુઓ, યાદી નં ૩૪. તે અપ્રસિદ્ધ માલુમ પડે છે. તે 'બુદ્ધિપ્રકાશ' મા હવે પછી પ્રકટ થશે.]

૧૮૧ હારમાળા　　નરસૈં　　૯

[ નોંધ. માત્ર ૨૫ પદ લખેલાં છે, તે પછીનો ભાગ ઉતારેલો નથી. આમાં પણ " બાઇ સુને હરિ જોવાની ટેવ પડી " એ પદથી હારમાળાની શરૂઆત થાય છે ]

૧૮૧ अ નૃસિંહજીની ગરબી　ભાણદાસ　૨

૧૮૧ ब હનુમાનની ગરબી　ભાણદાસ　૨

[ નોંધ. કવિ ભાણદાસનુ " હસ્તામલક " કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાએલુ છે તેમની આ બે ગરબીઓ અપ્રસિદ્ધ છે. એ જ કવિનુ રચેલુ 'પ્રહ્લાદ આખ્યાન' બ્રિટિશ મ્યુઝીઅમમાં છે, નૃસિંહજીની ગરબીમાં પણ એજ વસ્તુનુ નિરુપણ છે.]

૧૮૨ હારમાળા　　નરસૈં　　૪૩

[ નોંધ. આમા ૩૬ પદ ઉતારેલા છે, શરૂઆતના ૪ પાનાં નથી. ]

૧૮૨ अ હુંડી　　નરસૈં　　૨૨

[ નોંધ. પ્રસ્તુત હુંડી આઠ પદમાં લખેલી છે અને તે નરસૈંની પોતાની લખેલી છે, એમના પુત્રનો વિવાહ પણ જાતે લખેલો મળી આવે છે. તે પરથી મોસાળુ અને હારના પદ તેણે લખ્યા હોય એવી પ્રતીતિ

થાય છે. હારમાળામાંના બે ચાર પદ તો મોસાળાની હકીકતના ખાસ મળી આવે છે; તે પરથી મોસાળું જુદું લખાયેલું હશે એમ ચોક્કસ અનુમાન થાય છે.

પ્રસ્તુત હુંડી 'ગુજરાતી'ના દિવાળી-અંક વર્ષ ૧૯૨૩-માં પ્રસિદ્ધ થયલી છે.]

૧૮૨ ત્ર થાળ મીઠો ૬

[નોંધ. મીઠાના પદ છુટક છપાએલાં કાવ્યદોહનોમાં મળી આવે છે; એથી વિશેષ હકીકત ઉપલબ્ધ નથી.]

૧૮૩ હારમાળા નરસૈં સં ૧૮૩૬ ૧૪

[નોંધ. પદ સંખ્યા કુલ ૭૭ છે; આગળના ૩૧ પદ નથી. પરંતુ મૂળ હારમાળા ૬૫ પદની હશે; કેમકે ૭૧ મા પદમાં નીચે પ્રમાણે નોંધ કરેલી છે:—

"સંવત પંનર બારોતરો, માસ માગશર સપ્તમી રવીવાર રે
પાંસેઠ પદની માળા ગાઈ ને નરશઇયો ઉતારો પાર રે."

[આ પછી કેટલાક પરચુરણ પદો ઉતારેલાં છે.]

૧૮૩ त्र દાણલીલા પ્રેમાનંદ સં. ૧૮૩૬ ૮

[બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૬૫अ]

૧૮૪ હારમાળા નરસૈં સં. ૧૭૯૧ ૨૫

[આમાં પદ સંખ્યા ૬૬ છે.]

૧૮૪ अ દશમસ્કંધ ૧૭૦

[નોંધ. આ પુસ્તક ગદ્યમાં છે. તેમાં ૮૭ અધ્યાય સુધીની ભાગવતની કથા આપેલી છે. ૧૭૯૦-૧૮૦૦ ના ગુજરાતી ગદ્યના નમુનારૂપે આ પ્રત ઉપયોગી છે.

ભાષાનો નમુનો—'હવે એકતાલીસમો આધયાની કથા કહીએ. અક્રુર વસમે પામા ॥ પામીને પાછા રથે આવા ॥ તવારે શ્રી કૃષ્ણજીએ પૂછુ જે તમો જળ માંહે કાઇ નવ દીઠૂ ॥ પછી અક્રૂરે કહ્યું જે જે મેં દીઠુ તે સરવ તૂજ છે ॥'

આ સિવાય આમાં બીજાં પરચુરણ પદો પણ લખેલ

૧૮૪ બ રસિકગીતા ભીમ ૯

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રો. તારાપોરવાળાએ એડિટ કરેલા. " Selections from Classical Gujarati Literature " Vol. I માં તેમજ બૃહત્ કાવ્ય દોહન ભા. ૭ માં છપાયું છે. પરંતુ હરિ પીડરા કળાનો કર્તા ભીમ અને આ ભીમ એ બે જૂદીજ વ્યક્તિઓ છે. ]

૧૮૫ હારમાળા નરસૈં સન ૧૮૬૩ ૬૪

૧૮૫ અ ભ્રમરગીતા બેહેદેવ સં. ૧૬૦૯ સન ૧૮૬૩ ૨૪

[ નોંધ. આ પ્રત મુંબાઇમાં બાપુ સદાશીવ શેઠે લીથોમાં છાપેલી છે. તેમાં આ બંને કાવ્યો છે. હારમાળાના પદની સંખ્યા ૧૪૩ છે. ]

૧૮૬ હારમાળા નરસૈં સન ૧૮૬૩ ૬૦

[ નોંધ. આ પ્રત અમદાવાદમાં રા. હરગોવનદાસ હરજીવનદાસે લીથોમાં છાપેલી છે; તેમાં પણ પદની સંખ્યા ૧૪૩ છે. ]

૧૮૭ હારમાળા નરસૈં સં. ૧૮૬૬ ૭૦

[ આમાં પદની સંખ્યા ૧૪૭ છે. ]

૧૮૮ હારમાળા નરસૈં ૪૨

[ નોંધ. ૬૫ પદવાળી આ પ્રત છે; જેમાં પાછળથી પાંચ સાત પદ વધુ ઉમેરાયાં હોય એમ અનુમાન થાય છે. શરૂઆતના ચાર પાના ખૂટે છે: " પાંસેક પદની માળા ગાઇ, નરસઈઓ ઉતારયો પાર રે. " ]

૧૮૯ હારના પદ. નરસૈં સં. ૧૬૭૫ ૬

[ નોંધ. આમાં હારના ૭ પદ લખેલાં છે, આ પ્રત સં. ૧૬૭૫ના અરસામાં લખાએલી છે એટલે તે પ્રેમાનંદ પૂર્વેની છે, અને હારમાળાની બધી પ્રતોમાં સૌથી જુની છે. એ છએ પદો નરસિંહ મહેતા કાવ્યસંગ્રહ ગુજરાતી પ્રેસ–માં છપાએલા છે. તેનો ક્રમ નીચે મુજબ છે,—

પદ ૧૫, પરિશિષ્ટ પૃ. ૫૪૩; પદ ૯૩, પૃ. ૩૭, પદ ૩૭, પૃ. ૩૫; પદ ૫૩. પૃ. ૨૦; પદ ૯૪, પૃ. ૩૭; પદ ૪૧, પૃ. ૫૫૪.

વળી યાદી નં. ૧૮૪ માં નરસિંહ મહેતાના પદસંગ્રહમાં હારના પદની સંખ્યા નવની મળી આવે છે. ઉપર નોંધેલી પ્રતોમાં ૫૦ પદની તેમજ ૬૫ પદની હારમાળાનો પણ ઉલ્લેખ કરેલો મળી આવ્યો છે. આપરથી

એટલું તો સ્પષ્ટ થાય છે કે નરસિંહ મહેતાએ આત્મચરિતના અન્ય કાવ્યો રચ્યાં છે તેમ હારનાં પદ પણ કરેલાં હોવાં જોઈએ. પાછળથી જૂદે જૂદે હાથે તેની ગુંથણી થયાથી તેમાં બહોળા ફેરફાર થયાનું સંભવે છે. ]

१८८ अ પ્રહલાદ આખ્યાન સુરદાસ સં. ૧૬૧૧ સં. ૧૬૭૪ ૭૩.

છેવટઃ—

" સંવત ૧૬ સોળ અગીયારોત્તરો ।
પ્રમાણ માસ ભાદરવો ખરો ॥
ગાયિ સુણે હોયિં વૈકુંઠવાસ ॥
બેઉ કર જોડી કેહિ સુરદાસ ॥

કડવાં ૩૧—ઇતિશ્રી પ્રહલાદ આક્ષાંન સંપૂર્ણ ॥ "

[ નોંધ. શરૂઆતના અરાઢ પાનાં નથી. પ્રત સુવાચ્ય છે. ]

१८८ ब. ચંદ્રહાસ આખ્યાન. } રાજધર સં. ૧૬૭૫ ૯૮

છેવટઃ—

આક્ષાંન એ ચંદ્રહાસનૂ એ માહાભારથ અશ્વમેધ કિ;
કેહિ રાજધર શ્રવણે સુણીએ તે પામિય સકળ શીદ્ધિ.

[ છેવટના ભાગમાં ગીતગોવિંદ ઉતારેલું છે. ]

१८८ क ધ્રુવાખ્યાન. સુરદાસ સં. ૧૬૭૫ ૪૯

છેવટઃ—

સાંભળતાં ચરીત્ર ધ્રૂવજી તણાં રે
આનંદ અંગિ ન માય, ઉલટ ઉછવ અતિ ઘણુયે;
કરજોડી કેહિ સુરદાસ, એહવૂં ધ્રૂવપદ પાંમીયે એ.

કડવાં ૨૩.

[ નોંધ. આ ત્રણે કાવ્યો મહત્વનાં છે અને તે છપાવા જોઇએ. સુરદાસ અને રાજધર એ બંને અપ્રસિદ્ધ કવિઓ છે અને તેમની કોઇ કૃતિ પ્રસિદ્ધ થયેલી જાણવામાં નથી. ]

१८० સુરેખાહરણ વીરજી સં. ૧૭૨૦ સં. ૧૯૮૫ ૧૦૪

છેવટ:—

સંવત ૧૭૨૦ માહે ગ્રંથ પૂરણ થાએ;
વૈશાખ સુદ 'પંચમી' પૂરણ વાર ગુરૂ કહેવાય.

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૫, અંક ૩ માં આ કાવ્ય છપાયું છે. ]

૧૯૦ अ અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૭૮ સં. ૧૭૮૫ ૬૮

છેવટ:—

બાવીસ કડવાં છે વીસ્તાર, તેહના પદ છસેને ચાર;
સંવત ૧૭ તીથી દ્રીતિઆને શુક્રવાર સ્વાતી નક્ષત્રને દીનસાર
સાખે પનર અઉદોતરે લીધા, અસ્વન માસ માહી પૂરણ કીધા.

*　　*　　*

ગુજર ખંડ માંહે છે ધાસ, ભ્રગુ ક્ષેત્ર નરમદાને પાસ;

×　×　×　×　×

જનતાપી કેહે બોલે જેહ, હરી સ્મરણ કીધું તેહ.

ઇતિશ્રી અભીમનનું આક્ષાન સ પુરણ. સંવત ૧૭૮૫ ના કારતક શુદ ૧૨

[ નોંધ. રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદારે પ્રસ્તુત કાવ્ય સંશોધન કરી સારી રીતે એડિટ કર્યું છે. ]

૧૯૦ च નળાખ્યાન. પ્રેમાનંદ સં. ૧૭૬૨ સં. ૧૯૮૫ ૧૭૨

છેવટ:—

'સંવત ૧૭૬૨ વરખે, જેઠ વદ દસમી મંગલવારજી;'

[ વધુ માટે જુઓ યાદી નં. ૩ એ પ્રેમાનંદના સમયમાં ઉતારેલી છે. ]

૧૯૦ क વિરાટપર્વ　નાકર સં. ૧૬૦૧ સં. ૧૭૮૭　૫૨

વૈરાટ પરવ પરીપૂરણ પદ ઉત્તમ દશ શસરે પચામરે;
રાગ પંદર કડવાં પાંતરીસ પાસેક ઉત્તમ કયા અતીસાર રે;
સંવત પટ દશ શત એક ઉપરે વરખ માસ દશમો દરશારરે;
ઉત્તમ દશમી શુદ પક્ષરે.............. ...લગ્ન સોમવાર રે

×　×　×　×

વીરક્ષીત્ર મધે વસે વાણીઓ, દીશાવલ કુલ સાર રે;
વીકાનો સુત નાકર મુખ વર્ણવે હરીભગત શુભ આચરણ રે.

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ, યાદી નં. ૨૮–અને પ્રસ્તાવના—બૃહત્કાવ્ય દોહન ભા. ૮. બંને પ્રતોમાં છેવટનો ભાગ હેરફેરવાળો છે; છતાં આમાં રચ્યાસાલ નોંધી છે એ મહત્વની બિના છે. ]

૧૯૦ ङ હંસાવતીની વાર્તા મધુસુદન સં. ૧૭૨૫ સં. ૧૭૮૫ ૬૪

છેવટઃ—

સંવત ૧૭૨૫ વરખે માગશીર વદી ૨ દીન,
સરવ વાર માંહાં રવીવાર, કૃષ્ણ પક્ષને પૂરવા સાર;
કથા ઉત્તમ કહીસ તાંહાં, ઘણું વિસ્તારી શું કહીએ આંહાં,
મધ દેશમાં માહારી દીસા, સલતાન ગામ શાહ પાટણ તાંહાં.
કથા કહી મધુસુદન વાસ, વાંચે ભણે તેહને પોહોચે આસ,
જે કો સાંભળે એ કે મન, નરનારી ગંગા દરસન.

ઇતિશ્રી હંસાવતીની કથા સંપૂરણ સમાપ્ત.

[ નોંધઃ—જે થોડી ઘણી પ્રાચીન વાર્તાઓમળી આવે છે, તેમાં આ વાર્તા પણ જોવા જેવી છે; શિવદાસની હંસાવળીની પેઠે આમાં પણ કરવત મૂકાવાની વાત આવે છે. પણ બંને વાર્તાની વસ્તુ અને સંકલના જૂદાં માલુમ પડે છે. વળી કાન્હડ્ડે પ્રબંધમાં ઘોડાની જાતિઓને જેવું વર્ણન કર્યું છે, તેવું આમાં પણ મળી આવે છે. વાર્તા છૂટી છપાવવા જેવી અને બીજી વાતો સાથે સરખાવવા જેવી છે ]

૧૯૦ રસગીતા ભીમ સં. ૧૭૫૭ ૧૫

ङ [ વધુ માહિતી માટે જુઓ, યાદી નં. ૧૮૭ ].

૧૯૦ સુદામાચરિત્ર પ્રેમાનંદ ૨૫

ဖဖ. [ બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૬ ]

૧૯૧ અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૭૮ સં. ૧૮૦૨ ૫૬

છેવટઃ—

" પદ સાતસેં સત્તર સાર, કડવાં બાવીસ વિષે વિસ્તાર;
સંવત સત્તરસેહે આડજ વર્ષે, અશ્વન માસ ઉત્તમ શુકલ પક્ષે.

* * * *

જનતાપી કેહે સુણજો, સર્વ કૃષ્ણ ભજીને મૂકજો ગર્વ."

[ વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૧૯૦ અ ]

૧૯૧ અ નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ. | હરિદાસ સં. ૧૭૨૫ | ૫૩

[ વધુ હકીકત માટે જુઓ, યાદી નં. ૧૨. ]

૧૯૨ નળાખ્યાન | પ્રેમાનંદ સં. ૧૭૪૨ | ૧૨૫

છેવટઃ—

સંવત સત્તર બેહેતાલો પોસ શુદી ભ્રગુવાર'
દ્વીતીઆ પોહોર તણી વેળાએ થયો પુરણ વિસ્તાર.

× × × ×

ઇતિશ્રી આરણીક પરવ મધે નલદમયંતીનું આક્ષાન સંપુરણમ......

[ નોંધ. શરૂઆતનાં ચાર પાનાં ફાટેલાં છે પણ રચ્યા સાલ સ. ૧૭૪૨ આપેલી છે. વધુ માટે જુઓ, યાદી નં. ૩. ]

૧૯૩ મણિરત્નમાળા | જુગજીવન | સં. ૧૬૭૨

શરૂઆત—

પરમ પુરૂપ પરમાત્માને પ્રથમ કરિ પરણાંમ;
ક્ષર અક્ષરથિ જે છે અલગો નમો નમો નિજધામ
વ્યક્ત અવ્યકત થકિ જે છે અલગો, શબ્દાતિત બાવન બહાર
સત્ય સર્વેશ્વર દોદિત નિત્ય નિરાકાર.

× × × ×

છેવટઃ—

અરથાઅર્થે તોય ભણે ને કાપણુ કારજને અન્ય
મુગતિનું મુલ છે એમ વદે જુગજીવન
સ્રી ધન કીરત જે તજે અને તજે કુટુંબ પોસણુ
સંનાસી સમે રહિત તે જુગજીવન જગભુષણ.
શુક્લ પક્ષને સપ્તમી સંવત સોલ બહોતરો પ્રમાણુ
જેષ્ટ તે માસ છે થયો ગ્રંથ પ્રકાસ.

ઇતિ શ્રી શંકરાચાર્ય વિરચિતાં મણિરત્નમાળા સમાપ્તિ......

× × ×

જુના ગદ્યનો નમુનો:—

પ્રથમના સંસ્કૃત શ્લોક અપાર સંસાર ઉપર ટીકા તરીકે લખેલું છે.

"સત્ શિષ્ય છે તે ગુરૂ પ્રત્યે પુછે છે. હે સ્વામિન્! પરમ ગુરુ પરમ કૃપાલ! આ સંસાર અપાર સમુદ્ર છે. તે મધે હું બુડતો થકો કોને શરણે જાઉં? ત્યારે ચોથે ચરણ ગુરુ બોલ્યા જે તું વિશ્વેશ્વરના ચરણ ગ્રહે. ત્યારે શિષ્ય પુછે છે જે હે સ્વામિન્! વિશ્વેશ તે કોણ? તે વારે ગુરુએ કહ્યું જે સદ્‌ગુરુ."

[ નોંધ. શ્રી શંકરાચાર્યનો મૂળ ગ્રંથ બહુ જાણીતો છે, તેનો આ ગદ્યમાં અનુવાદ છે. તેનો શરૂઆત અને છેવટ ભાગ પદ્યમાં છે, જે ઉપર આપ્યાં છે. બાકીના શ્લોકોનો ગુજરાતીમાં અર્થ કરેલો છે. તે છેક સં. ૧૬૭૨ માં લખાયલું હોઇ, ગદ્યના નમુના તરીકે ઉપયોગી છે અને ઘણે ભાગે એ જ કવિના વેદાન્ત વિષયક કાવ્યો આગળ "સાહિત્ય" માં પ્રકટ થએલાં અમારા જાણવામાં છે. ]

૧૯૪ ઓખાહરણ નાકર સં. ૧૮૬૨ ૪૯

છેવટ:—

એક મને જે સાંભળે જે કથા એ હરીવંશજી
કૃષ્ણજી એમ ઉચરે કાંઇ તેનો વાધે વંશજી
કૃષ્ણ દ્વિપાયન ઉચરે તેહેનો વાધે વંશજી
એક મના જે સાભળે એ કથા નરને નારજી
ત્રતીયો જ્વર પિડે નહિ એમ બોલે દેવ મોરારજી
હરિવંશ માંહે ઓખાહરણ તે ઉત્તમ છે કથાયજી
અડસથ તીરથ તાંહાં વસે ને પાપી પાવન થાયજી
શીખે સુણે ને ગાયે સાંભળે તેહ તણાં દુખ વામેજી
ધર્મ અર્થ કામના મુક્તિ ફળ ચાર પદારથ પામેજી
દીસાવાલ કુલ અવતર્યો ને વીરક્ષેત્રમાં વાસજી
કરજોડીને વીનવે તે નાકર હરિનો દાસજી.

કડવાં—૪૫......ઇાત શ્રી ઓખાહરણ સમાપ્ત.

[ નોંધ. નાકરની બીજી અનેક કૃતિઓની પેઠે પ્રસ્તુત કાવ્ય પણ અપ્રસિદ્ધ છે. થોડાક સમય પર પ્રેમાનંદ, કહાન અને વિષ્ણુદાસના

ઓખાહરણ સાથે સદરહુ કાવ્ય એડિટ કરી આપવાનું કામ સોસાઇટી તરફથી પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એમ, ને સોંપવામાં આવ્યુ છે. ],

१९४ अ શિવ ભીલડી ભાલણ સં. ૧૮૬૨ ૩
સંવાદ

છેવટ —

> ગાએ ગવરાવે ને સાભળે તેહેને પોહોચે આશજી
> ભાલણ પ્રભુ મુને રાખજો તે ચરણે વાસજી.

[ નોંધ. આરંભનો ભાગ ખડિત છે, પ્રતના પૃષ્ઠ ૨૦ થી ૨૨ માં કાવ્યનો ઉત્તર ભાગ છે ]

१९४ ब સીતાવેલ વજીઓ સં. ૧૮૬૩ ૬

આરંભઃ—

> ઈશ્વર થકી ઉત્પન્ય હવો સુધ બુધ નાથ નરેશ
> ઉમયા અંગથી ઉપન્યો એવો અવરી પુત્ર ગણેશ
> સતી સીતા જુગદાશ્વરી વર વદે રઘુનાથ
> ત્રબક ત્રોડે બાંધીયુ તારે જુગે જાણી વાત.

× × ×

અંત.—

> રામ સીતા વેલ જોડી દાસ કહે વજીઓ કરજોડી
> કરજાડી કરે વીનતી કહે એમ વજીઓ દાસ
> સીતાવેલ્ય ગાય સાંભળે તેને હજો વઇકુંઠ વાસ.

કડવાં—૫ રામ સીતા વેલ્ય નપૂર્ણ સમાપ્ત.

[ નોંધ. લેખકનું નામ પરિચિત છે. પણ તેનું આ કાવ્ય અપ્રસિદ્ધ છે. તે છપાયેલું જાણવામાં નથી. ]

१९४ क નંદબત્રીસી સામળ ૪૨

[ નોંધ. ઉપરના કાવ્યો ઉપરાંત પ્રસ્તુત પ્રતમાં નીચેના પદો, ગરબીઓ વગેરે લખેલાં છે —

(૧) ઓધવજીનો ગરબો-વલ્લભ (પૃ. ૬); (૨) મથુરાનો કાગળ-મુકુંદ-સં. ૧૭૭૩-(પૃ. ૬); (૩) કાનુડાનો ગરબો-વિશ્વનાથ (પૃ. ૩); (૪) વાંસળી-રૂપરામ (પૃ. ૩); (૫) દાણલીલા-રતનો (પૃ. ૩); ( કહાનાની ચાતુરી-નાથ (પૃ. ૬) આ પ્રત સં. ૧૮૬૨ માં ઉતારેલી છે છેવટનો ભાગ તુટક છે. ]

૧૯૫ અંગદવિષ્ટિ સામળ સં. ૧૮૦૮ સં. ૧૮૫૦ ૮૮

છેવટ:—

સંવત અઢાર આઠ આસો શુદી દસમી દીવસે
રૂડો વાર રવીવાર અકલ આપી છે ધસે.

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ, યાદી નં. ૧૧૧ ]

૧૯૬ ભોજની વાર્તા સામળ સં. ૧૯૦૭ ૫૦

શરૂઆત:—

ચોપાઇ.

શ્રી ગણપતના વંદુ ચર્ણ, આરાધુ હું અશરણ શર્ણ
રાંમકથા રસપુરણ પવિત્ર, હેવુ વર્ણવુ ભોજ ચરિત્ર
તે સાંભળતાં પાતિક જાય, નરનારી સહુ પાવન થાય

છેવટ:—

દોહો.

સમજ્યાં માતા મુખથી સૌને જાવા દીધ
રુડી વારતા જ્યે હતિ તે સાંભળે કીધ
વારતા સાંભલી આપશે, અન્ન વસ્ત્ર દક્ષણા દાન
પરલોક તે પાંમશે, આલોકે બહુ માંન
એહ કથા પુરણ થઇ, કરુ શીવનિ શેવ
સામળ ભટ્ટ કહે, બોલજ્યો, જે જે શ્રી મહાદેવ. ૪૭૦

ઇતી શ્રી પરમારથ પુરાણે ઇતિ ભોજ પ્રથમા સંપુર્ણ. સંવત ૧૯૦૭ના ચૈ. વદી ૫ વાર ભોમે લખિતંગ મેહેતા ગંગાશંકર.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય અપ્રસિદ્ધ છે અને વળી અપ્રાપ્ય છે. તે વિશેષ ઉપયોગી અને કિમતી એટલા પુરતું છે કે તેમાં સહેજાનંદ સ્વામીએ

નવો સંપ્રદાય સ્થાપેલો અને તે પરથી તે વખતે જનતામાં એક પ્રકારનો ખળભળાટ ઉભો થયેલો એ હકીકત બે ભાઇઓ, જેમાંનો એક સ્વામિનારાયણ સંપ્રદાયને અને બીજો વૈષ્ણવ મતને માને છે, તે વચ્ચે ઝઘડો ઉભો થતાં તેઓ ભોજ પાસે જઇ તે વિષે તે કેવો ન્યાય આપે છે, તેનું વર્ણન કરેલું છે. એમ જણાય છે કે વિક્રમના પરાક્રમની જેમ સામળે ભોજની કથા લખવાનો વિચાર રાખ્યો હોય અને તેમાંની આ પહેલી વાર્તા હોય. કેમકે પુસ્તકની શરૂઆતમાં તેમજ અંતમાં ભોજની કથા 'પ્રથમા' એવું લખેલું છે. આ કાવ્ય સામળનું જ ઠરે તો એનું આયુષ્ય લગભગ એક સો વર્ષનું થવા જાય.]

૧૯૭ વિરાટ પર્વ નાકર સં. ૧૬૫૦ સં. ૧૭૯૭ ૧૧૩

છેવટ:—

વૈરાટ પર્વ પરિપૂરણ પદકૃત દસશત સહિ પંચાસ રે
રાગ પનર કડવાં બદ્ધ પાંસઠે, ઉત્તમ કથા અતિ હાસ રે

× × ×

વીરક્ષેત્ર મધ્યે વાસિ વાણીઓ, દીસાવલ કુલ સારરે
વીકાસુત નાગર મૃખિ વર્ણ્યું, હરિ ભક્તિ શુભ આચાર રે
કરી ગ્રંથ વાડવ કરિ સોપ્યો, વિશ્વ પૂણ્ય વિસ્તરવા રે
વૃદ્ધ નાગરકુલ નાત મદનસુત ગાશિ ભવજલ તરવા રે.

... ... ...

કડવાં ૬૬ ઇતિ શ્રી મહાભારતે શત સાહસ્ત્રાં સંહિતાયાં વૈરાટ પર્વ નાકર કૃત સંપૂર્ણમ્—

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ. યાદી નં. ૧૯૦ક. ]

૧૯૭ અ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૭૯૦ ૬

[ નોંધ. પ્રત સુવાચ્ય છે; બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૭ ]

૧૯૮ ગણપતિ અને શિવજીની લાવણીઓ } હરગોવિંદ સં. ૧૮૭૭ ૮+૧૪

છેવટ:—

સંવત ૧૮૭૭ તરો સાર, માગસર શુદ સાતેમ ગુરૂવાર
ભટ મેવાડાની નાતે, વલ્લભ ગુરૂ મોટા માથે.

[ નોંધ. લેખક છેક અર્વાચીન છે; અને શિવજીની લાવણી શ્લોક ૯ થી તુટે છે. ]

૧૯૯ શિક્ષાપત્રી સહેજાનંદ સ્વામિ 3૯

[ નોંધ. સ્વામિનારાયણ સંપ્રદાયનું મુખ્ય અને પ્રસિદ્ધ પુસ્તક છે; અને તેની છાપેલી—લખેલી પ્રતો મળે છે. ]

૨૦૦ હરિશ્ચંદ્ર આખ્યાન વિષ્ણુદાસ સં. ૧૬૫૭ સં. ૧૯૯૮ ૨૩

" ઉત્તમ રાગ વાણી છવીશ, ભેદ તણાં છે કડવાં સતાવીશ
પદ પાંચશે એકત્રીશ સહી, કથા તણી મરજાદા કહી
સંવત સોળ સતાવનો, ઉજ્જવળ પક્ષ માઘ માસનો
મગશર નક્ષત્ર હતો અતિશાર, તીથી નવમી ઉત્તમ રવિવાર.

× × ×

શ્રી નાથજી પાસે સ્તંભ તીરથ, સ્વસ્થાન શ્રી રતનાગર પરમ નિધાન
સ્નાને સ્વરગ પમાડે જ્યાંહાં, કવિતા જ્ઞાતિ મસ્કુલ યાંહાં
વૈષ્ણવ જનનો કાહાવું દાસ, બેઉ કર જોડી કહે વિષ્ણુદાસ."

× × ×

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, વર્ષ ૭ મું, અંક ૩ માં આ કાવ્ય છપાયું છે. ]

૨૦૦ अ ધ્રુવાખ્યાન હરિદાસ સં. ૧૬૩૭ સં. ૧૭૯૮ ૨૧

છેવટ:—

સંવત ૧૬૩૭ વરખે ચૈત્ર માસ તે સાર
ધ્રુવજીનું આખ્યાન જ કીધું એકાદસી શનીવાર

× × ×

સ્થંભતીરથ વૈકુંઠ તોલે, કવિનો ત્યાંહાં વાસ
સાંભળતાં વૈકુંઠ પદ પામે, કેહે ભક્ત હરિદાસ.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્યદોહન ભા. ૮ માં છપાયું છે. આ પ્રતમાં કડવાંની સંખ્યા ૨૨ ની છે. આ કયો હરિદાસ તે સમજાતું નથી. ]

૨૦૦ ब. બભ્રુવાહન આખ્યાન હરિરામ સં. ૧૬૯૬ સં. ૧૭૯૮ ૨૭

છેવટ:—

સંવત ૧૬૯૬ સાર માસ ભાદ્રપદ સાર
સુદી પંચમીએ ભ્રગુવાર, પૂરણ ગ્રંથ થીઓ પ્રકાસ
સકલ શિરોમણ નગર કહીએ સુરત પુરી અવિધાન
કવિતા વસે હરીપુરા માંહે ઔદિચ ન્યાત પ્રકાશ

શ્રી ગુરૂ બ્રાહ્મણ વૈષ્ણવ જન કવિતા કેહે તેહેનો દાસ
વીરમ સુત હરીરામ કેહે હરી રાખો ચરણ નીવાસ.

કડવાં ૨૩ ॥ ઇતિ શ્રી આખાંન બભ્રુવાહનનું પૂરણ થૈ. જેવી પ્રત હતી તેવી લખી છે. કાના માત્રની ખોડ મો દેશો. સંવત ૧૭૯૮ ના જેઠ વદ ૧૨ શુક્રરવાર પૂરણ થૈ છે.

[ નોંધ. આ જ કાવ્યની ત્રુટક પ્રત ઉપર નોંધી છે. જુઓ યાદી નં. ૧૬ ચ. બીજી એક પ્રત બ્રિટિશ મ્યુઝીઅમમાં છે, નં. ૫૦-૨; તેમાં કવિએ " સીતા સ્વયંવર " અને " રૂક્મિણી હરણ " રચ્યાની નોંધ છે. રા. ભાનુસુખરામે પ્રેમાનંદ રચિત બભ્રુવાહન આખ્યાન એડિટ કર્યું છે, તેની પ્રસ્તાવનામાં આ કાવ્યનો ઉલ્લેખ કરેલો છે. વધુ માહિતી માટે જુઓ તે પ્રસ્તાવના. ]

૨૦૦ क પાંડવવિષ્ટિ કવિ ભાઉ સં. ૧૬૭૬ સં. ૧૭૯૮ : ૬૯

છેવટ:—

સંવત દશે બે છોતરો આનંદ, શાકે પનર બેતાલ મન
ચૈત્ર માસ સોહામણો આનંદ, સુને દિવે કીધી સાર મન
કૃષ્ણ પખ તાથી પ્રતીપદા આનંદ, સંખેપે કહ્યો વિસ્તાર મન
સુરત ગામ નીવાસ માંહી આનંદ, ગોપીપરા મધે વાસ મન
ઔદીચ જ્ઞાતિ સાંભળો આનંદ, હું બાળક બુધ અજાણ મન

× × ×

સુરજી સુત ભાઉ કહે આનંદ, હું કાંઇ ન જાણું મૂઢ મન
બુધીમાને મેં ગ્રંથ કરો આનંદ, રાગ પંનર ને કડવાં ત્રીસ મન
પદ સંખ્યા કાઢી કહું આનંદ, એક સહસ્ત્ર ને એકવીસ મન.

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૬, અંક ૩જામાં આ કાવ્ય પ્રસિદ્ધ થયેલું છે: આ અને છાપેલી પ્રતમાં બહુ ફેર છે. ઉપર આપેલો છેવટનો ભાગ છાપેલી પ્રતમાં નથી. એ જ કવિએ રચેલા "દ્રોણ પર્વ"ની નોંધ પાછળ કરી છે. જુઓ યાદી નં. ]

૨૦૦ ड. અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૯૬ ૨૮

[ નોંધ. ૨૧ કડવાં સુધીનો ભાગ છે. તે પછીના પાનાં ખૂટે છે. એ જ કાવ્યોની બીજી બે પ્રતોની નોંધ ઉપર કરી છે. જુઓ નં. ૧૯૦ ञ અને ૧૯૧ ]

૨૦૦ इ સભાપર્વ (?) સં. ૧૭૯૮ ६६
અને
આરણ્યિક પર્વ સં. ૧૭૯૭ ૧૦

શરૂઆતઃ—

અથ આરણીક પરવ લખું છું:—

રાગ રામગ્રી.

પાંડવ પાંચે ચાલ્યા વનજી, ધરમ વીમાંસે સ્થીર મતિ મનજી

ઢાલ

ધરમ રાજ વીમાંસીને ચાલયા વન ભાત
પણ સીખ લેવા આંચરયા જાંહાં હતાં કુંતા માત
આવી આગલ રહા ઊભા માતાને નામ્યું સીસ
આજ પુત્ર મેં સાંભળ્યું જે દુભાણા જુગદીશ.

છેવટઃ—

દિલથી અવર હરિ રાખ્યા નીત નીત નથી કીધી સેવ
ચોડે દાડે રાજ પામશો એમ કહી દ્વારકા પોહોતા દેવ
અરણીક પરવ સંખેપે સૌનું વૈશંપાએન કેહે સુણ રાએ
હવે કથા કહેશું અતિ સુંદર, સાંભળતાં અઘદૂર પમાએ.

કડવા ૧૯ અથ આરણીક પરવ સંપૂરણ લખું છે. સંવત ૧૭૯૮ના ભાદ્રપદ ત્રયોદશી બુધવાર

[ નોંધ. આ કાવ્ય રચનારનું નામ તેમજ રચ્યા સાલ મળી આવતાં નથી. આ જ પર્વની બીજી ચાર પ્રતો છે, તેમાં પણ કવિનું નામ કે કાવ્યની રચ્યા સાલ નથી. ]

૨૦૧ સોટકાનો ગરબો નાકર ૬
૨૦૧ अ સતભામાનું રૂસણું વલ્લભ ११

[ નોંધ. ઉપરના બંને કાવ્યો ગરબાના છે, જેમાંનો એક નાકરનો હોઇ વિશેષ ધ્યાન ખેંચે છે. વલ્લભના ગરબાના શરૂઆતના પાંચ પાના તૂટક છે. ]

૨૦૨ જાલંધર આખ્યાન ભાલણ ૧૯

શરૂઆતઃ—

આક્ષાન જાલંધરનું.

સીતા પત્યને ચરણે કમલ કરી પ્રેમે કરુ પ્રણામ
બુદ્ધિમાની આક્ષાન બોલ ગોવિંદના ગુણ ગ્રામ

શ્રી ગુરુ સરસ્વતી પારવતિ સુત ચરણે નામુ સીશ
. કેહે ભાલણ ઉત્તમ પદ આપો, ગાઉ ગુણ યુગદીસ.

[ નોંધ. કડવા ૧૮ થી આગળનો ભાગ ખંડિત છે. સદરહુ કાવ્ય, અન્ય કવિઓના એ જ વિષય પરના કાવ્ય સાથે એડિટ કરી આપવાનું કાર્ય સોસાઇટી તરફથી રા રામલાલ ચુનીલાલ મોદીને સુપ્રત થયુ છે. ]

૨૦૩ લક્ષ બુદ્ધિની વાર્તા સામળ ૫૫

[ નોંધ. છેવટનો ભાગ ખંડિત છે, સદરહુ વાર્તા બૃહત્કાવ્યદોહન ભા. ૫ મા છપાએલી છે. ]

૨૨૪ મદન મોહનાની વાર્તા સામળ ૫૨

[ નોંધ. આગળ પાછળના પાના નથી. સદરહુ કાવ્ય છટું છપાએલુ છે. ]

૨૦૫ ઓખાહરણ નાકર ૫૫

[ નોંધ પહેલુ પાનુ ખુટે છે, બીજી પ્રત માટે જુઓ યાદી ન. ૧૯૪. સદરહુ પ્રતમા ભાલણની દશમલીલાના ૮ પાના છુટા મળી આવેલા છે અને તે સ. ૧૮૭૩ મા ઉતારેલાં છે. ]

૨૦૬ ભ્રમરગીતા બ્રહ્મદેવ સં. ૧૬૦૯ સં. ૧૮૬૩ . ૨૪

[ નોંધ બૃહત્કાવ્યદોહન ભા. ૧ મા આ કાવ્ય પ્રસિદ્ધ થયેલું છે અને બીજી છાપેલી પ્રતો પણ મળી આવે છે, સદરહુ કાવ્ય ભક્તિસાહિત્યની દષ્ટિએ મહત્વનું છે અને એ જ પ્રકારના હિન્દી કાવ્યો સાથે તેની સરખામણી અને તુલના થવી ઘટે છે, બીજી પ્રતો માટે જુઓ યાદી ન. ૧૬૭બ, ૧૮૫અ, ]

૨૦૬અ ચાતુરી રણછોડ સં. ૧૮૬૩ ૧૫

[ નોંધ. બૃહત્કાવ્યદોહન ભા. ૩ જામાં આ કાવ્ય છપાયુ છે; બીજી પ્રત માટે જુઓ, યાદી ન ૪૮,૪૯ ]

૨૦૬ ब હુંડી પ્રેમાનંદ સં. ૧૮૬૧ ૧૨

[ બીજી પ્રતો માટે જુઓ યાદી નં ૭, ૧૭૮અ, ૧૮૦બ,]

૨૦૬ क અર્જુન ગીતા ધનદાસ ૭

[ નોંધ આ ગીતા જનતામા બહુ પ્રચલિત છે અને તેની અનેક પ્રતો મળી આવે છે, વળી તે છપાએલી છે. આ સિવાય સદરહુ પ્રતમા કાવકાનો અને ઠાકોરજીના ઉદાપડનો એ બે ગરમા લખેલા છે. ]

૨૦૭ પ્રહ્‌લાદ આખ્યાન કાલિદાસ સં. ૧૮૮૬ ૫૯

[ નોંધ. પ્રત ઠીક છે પણ તેના શરૂઆતના અને છેવટના પાનાં નથી. એ કાવ્યની પુષ્કળ પ્રતો મળી આવે છે અને તે છપાએલું છે. ]

૨૦૮ નરસૈંના પદ નરસૈં સં. ૧૭૭૦ ૪૩

[ નોંધ. આશરે સો એક પદ મળી આવે છે અને પ્રત કંઇક જુની સંવત ૧૭૭૦ ની ઉતારેલી છે; અને સંશોધન માટે કિંમતી છે; વળી તે પછી નીચે ભ્રમરગીતાનું કાવ્ય નોંધ્યું છે તે પરથી જણાય છે કે એ પ્રત બુરાણપુરમાં લખાઇ છે. ]

૨૦૮ અ ભ્રમરગીતા સાર સારથીભારથી સં. ૧૭૭૪ ૬૧

શરૂઆતઃ—

> સારથીભારથી પ્રણમું વરણવું મદન લુહાર;
> દેવ દ્વારાવતી જઈ રહ્યા વિરહ હવો વ્રજનાર. ૧
> ગોપકન્યા કરે વાતડી રાતડી કેમેહ ન જાય;
> કૃષ્ણ (?) દેસડે જઇ રહ્યા, અમે મેહેલ્યાં ગોકુલ માંહે. ૨

અંતઃ—

> અડસઠ તીરથ અવગાહન કરે, હેમનું દાન દે તેહ તોલે;
> ગાતાં સાંભળતાં તેહ તોલે, ચતુર્ભુજ કહે એમ વેદ બોલે.

ઇતિ શ્રી સારથીભારથીની ભમરગીતા સમાપ્ત સંવત ૧૭૭૪ વરખે ભાદ્રપદ માસે શીતે પખે ત્રયોદશીને દિવસ સંપુરણ લખી છે. બુરાણપુર મધે આત્મ પઠનાર્થં.

[ નોંધ. કવિનું નામ અપરિચિત છે; છતાં કાવ્યનો વિષય અગત્યનો હોઇ, એ જ પ્રસંગના અન્ય કાવ્યો સાથે મેળવવા જેવો છે. ]

૨૦૯ રસિકરાજ વિશ્વનાથ સં. ૧૭૯૨ સં. ૧૮૩૭ ૫૬

આરંભઃ—

રાગ અસાવરી.

> શ્રી ગુરુ ગણપતિ સરસ્વતીને પ્રથમ લાગુ પાયરે;
> કોટય જનમનાં કીધાં કલ્મીષ પાણિવે (?) માં જાય રે. ૧
> સુંદર વર યશોનંદન, રાધા રમણીક રૂપરે;
> છેલ છબીલો ને છોગાળો રસિકનો છે ભૂપ રે. ૨

છેવટઃ—

સંવત સત્તર બાસઠામાં જ્યેષ્ઠ શુદિ તિથિ બીજ;
વાર ગુરૂને ઇંદુ વર્ષનો ગ્રંથ પુર્ણ રીઝ,
વિશ્વનાથ કર જોડી માગે કૃષ્ણ રાધા પાસ;
અંધારૂં અજ્ઞાનનું તે પમાડોનિ નાશ.
કવિ મોટાને નમૂં હું ને નમુ ગુરૂને ચર્ણ;
નમૂ રાધાકૃષ્ણને જે રાખ્ય હુંને શર્ણ.
... ... ...

ઇતિ રસિકરાજ વિશ્વનાથ વિરચિતાયાં રાધાકૃષ્ણ પ્રથમ સમાગમ નામ્નો અષ્ટમો વિનોદ.

[ નોંધ. કાવ્ય સુંદર છે અને કવિ પણ નવો ભાસે છે. તે અપ્રસિદ્ધ હોઇ છપાવવા જેવું છે. ]

**૨૦૯અ નરસૈંના પુત્રનો વિવાહ હરિદાસ સં. ૧૭૨૫ સં. ૧૮૩૭ ૭૫**

[ નોંધ. પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૯ માં આ કાવ્ય છપાએલું છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૧અ. ]

**૨૧૦ નરસૈંના પદ નરસૈં ૫૨**

[ નોંધ. આમાં નરસૈં મહેતાએ લખેલાં મામેરાના ત્રણ પદો મળી આવે છે, જે નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહમાંના પદો, ૨૩, ૨૪, ૨૫; પૃ. ૫૪૭ અને ૫૮૪ ને મળતાં છે. પ્રતના પાનાં બીજાઈ ચોંટી જવાથી કેટલેક સ્થળે ફાટી ગયા છે, તેમ તે વાંચવામાં મુશ્કેલી નડે છે. સંશોધન માટે એ પ્રત ઉપયોગી છે. ]

**૨૧૧ સ્રીચરિત્રની કથા સામળભટ્ટ ૧૩૮**

[ નોંધ બત્રીસ પુતળીમાંની આ વાર્તા છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૦૩ અને ૭૫ ]

**૨૧૨ સ્વર્ગારોહીણી સુરભટ્ટ સં. ૧૮૯૦ ૨૨**

છેવટઃ—

બેહુ કરજોડી કરું વિનતિ, કૃષ્ણ રાખો રદે ધીર રે;
એમ સુરભટ વાણી વદે, એકવાર બોલો શ્રીહરિ રે
કડવાં ૧૬ ઇતિશ્રી સરગા રોહણી સંપૂર્ણ સમાપ્ત......

[ નોંધ. એ જ કવિના પ્રહલાદ આખ્યાન અને ધ્રુવાખ્યાનની પાછળ નોંધ કરેલી છે; જુઓ યાદી નં ૧૮૯. ]

૨૧૨ અ ભ્રમરપચીસી પ્રેમાનંદ સં ૧૯૯૦ ૧૧

[નોંધ. પ્રેમાનંદની ભ્રમરપચીસી બૃહત્કાવ્યદોહન ભાગ ૩ માં છપાએલી છે; બીજી પ્રત માટે જુઓ, ઉપર યાદી નં. ]

૨૧૩ રસિકરાજ વિશ્વનાથ સં. ૧૭૬૨ સં. ૧૮૨૫ ૩૧

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ, યાદી નં ૨૦૯ ]

૨૧૩ અ નરસૈંના પુત્રનો વિવાહ } હરિદાસ સં ૧૭૨૫. સં. ૧૮૨૫ ૩૩

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં ૨૦૯ અ. ]

૨૧૩ ૨ રસગીતા ભીમ સં ૧૮૨૫ ૮

[ વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૧૮૪ચ ]

૨૧૩ ૬ મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૩૮ સં. ૧૮૨૦ ૨૭

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં ૪ ]

૨૧૩ ચ રૂકિમણી હરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૮૨૦ ૫૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં ૧૮ ચ. ]

૨૧૩ છ સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ સં. ૧૮૨૯ ૨૧

[ નોંધ. પ્રત સારી છે અને તેમાં સંખ્યાબંધ કાવ્યો ઉતારેલાં છે અને તે બધાં પ્રચલિત અને પ્રસિદ્ધ છે. છેવટમાં કોઇ દલપતદાસનો અંબાજીનો ગરબો લખેલો છે. વધુ માટે જુઓ યાદી નં ૬ ]

૨૧૪ રણયજ્ઞ પ્રેમાનંદ સં ૧૭૪૨ ૨થી૩૨

[ નોંધ. શરૂઆતનું તેમજ કડવાં ૩૯ પછીના પાના નથી. પ્રસ્તુત કાવ્ય રા. મંજુલાલ આર. મજમુદારે સારી રીતે એડિટ કર્યું છે, તેમાંથી એ વિષે વિશેષ માહિતી મળી આવશે. ]

૨૧૫ અંગદવિષ્ટિ શામળભટ સં. ૧૮૦૮ સં. ૧૯૪૨ ૬૮

[ નોંધ. આ પ્રત છાપેલી છે; તેમાં કાવ્યની રચ્યા સાલ સં ૧૮૦૮ આપેલી છે. તે કવિ શામળનો કાળનિર્ણય કરવામાં બહુ સહાયભૂત થાય છે. એનું પદ્માવતીનું કાવ્ય છેક સં. ૧૭૭૫ માં રચાયું હતું એ લક્ષમાં લેવા જેવું છે. ]

૨૧૬ રણયજ્ઞ પ્રેમાનંદ સં ૧૭૪૨ સં ૧૮૪૬ ૨૪

[ નોંધ. પહેલાં ૭ કડવાંના પાના નથી. વધુ માહિતી માટે જુઓ, રા. મજમુદારની સટિક આવૃત્તિ, બીજી પ્રત માટે જુઓ યાદી નં ૨૧૪ ]

૨૧૭ લગ્નના જોડકણાં સં ૧૯૨૧ ૧૮

શરૂઆત

" પરથમ ગણપતીનું નામ લીજે
હવે જોડકણાનો આરંભ કીજે
વેવાઇન રે ચકાવસો રીસ
જોડકડાં તો ગાવાની છે રીત
જોડકડાં તો ગાઇસું રંગ રસે
સાંભળી સાજન સરવે હસે. "

[ નોંધ. લગ્ન પ્રસગે ગવાતાં ગીત અને જોડકણાંનો બહુ મોટો સંગ્રહ થવા જાય. કેટલીક ઉંચી નાતોમાં ગવાતા ગીત સંગ્રહ ચાર પાંચ પ્રસિદ્ધ થઇ ચુકેલા છે. જનસમાજરૂઢિ અને આચારવિચાર જાણવા સમજવાને તેમજ સ્ત્રીઓનામનો ભાવ અને મનોરથ પારખવાને તે કિમતી ખજાનો છે. પ્રસ્તુત જોડકણાંનું મહત્વ એ છે કે સ્વ. સરદાર ભોળાનાથભાઇને ત્યાંના લગ્ન પ્રસગે ગવાયલાં જોડકણા, સા. રૂપાલીબાઇએ લખેલાં છે. ]

૨૧૮ ગીતગોવિંદ જયદેવ ૧૪૨

પ્રસ્તુત પ્રતનો આરંભનો અને અંતનો ભાગ નથી. નમુનારૂપે થોડોક ભાગ, અત્રે આપીએ છીએ:

' હે કેશવ ! ધૃત ધર્યા છે. વામન રૂપ કહેતાં અદ્દભુત વામાન પદ નખયિકે ઉપનૂયે નીર ગંગોદક તેણે કરી જનિત ઉપજાવ્યું છે. જન લોકની પાવન પવિત્ર ભાવનૂં પ્રાક્રમે કરી અલિને છલતો છાં

[ નોંધ. જયદેવના ગીતગોવિંદની મૂળ સંસ્કૃત તેમજ ગુજરાતી અર્થ સાથેની અનેક પ્રતો મળી આવે છે. જુની ભાષાના નમુના માટે ગુજરાતી અર્થવાળી પ્રતો ઉપયોગી છે. ]

૨૧૯ ગીતગોવિંદ જયદેવ સં. ૧૬૬૫ ૨૧

છેવટ —

' તે જયદેવનું ભણિત કેહવું ।૭. હરિનાં જે ચરણ તેહનુ જે સ્મર

લક્ષણુ જે અમૃત. તેણિ અમૃતિ કરી કલિયુગનાં પાપજ્વર નિ ખંડન એ કરું છું......'

[ બીજી પ્રત માટે જુઓ ઉપર નં. ૨૧૮ ]

૨૨૦ ગીતગોવિંદ જયદેવ સં. ૧૮૬૯ ૧૦૫

[ ગુજરાતી અર્થ સાથે. ]

૨૨૦ અ ધનુષધારીનો ગરબો વલ્લભ સં. ૧૭૯૨ સં. ૧૮૬૯ ૨૬

[ નોંધ. આ ગરબો છપાએલો છે. જુઓ, બૃહત્કાવ્યદોહન ભા. ]

૨૨૧ અનાવિલ પુરાણ વલ્લભ સં. ૧૭૪૬ સં. ૧૯૦૪ ૩૫

[નોંધ. પ્રસ્તુત ચોપડો વલસાડના વકીલ રા. મણિભાઇ ગોપાલજી દેસાઇએ સોસાઇટી પર મોકલી આપેલો, અને તેમાંનું અનાવિલ કાવ્ય તે વખતે 'બુદ્ધિપ્રકાશ'માં છાપેલું. વધુ માટે જુઓ બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૪ અંક. ૧,૨. ]

૨૨૧ પ્રહ્લાદ આખ્યાન કાલિદાસ સં. ૧૯૦૩ ૧૦૨

[ નોંધ. આ કાવ્ય જાણીતું છે અને તેની પુષ્કળ પ્રત છાપેલી અને લખેલી મળી આવે છે. જુઓ બૃહત્કાવ્યદોહન ભા. ]

૨૨૨ અનાવિલપુરાણ વલ્લભ સં. ૧૭૪૬ ૧૫

[ નોંધ. ઉપર નોંધેલી પ્રત સાથે આ પ્રત પણ ભેગી આવી હતી. ]

૨૨૩ લવકુશઆખ્યાન વિષ્ણુદાસ સં. ૧૭૩૮ ૪૮

( શરૂઆતનો ભાગ ખંડિત છે. )

છેવટઃ—

લવકુશ કેરું એ આખ્યાંન, કથા અનોપમ પરમ નિધાન;
અનેક ચરિત્ર શ્રી રાઘવતણાં, સેવકને સુખ આપે ઘણાં.

× × × ×

નરનારી જે કો સાંભળે, તેહનાં પંચે પાતક ટળે;
ગાતાં અન્ય ઉપજે ઉલ્લાસ, કરજોડીને કહે વિષ્ણુદાસ.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે; અને વિષ્ણુદાસના અન્ય કાવ્યો ભેગું છપાવવા જેવું છે. ]

૨૨૩અ રૂકિમણી વિવાહ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૩૮ ૫૫

[ નોંધ. આ કાવ્ય છપાએલું છે અને પાછળ અનેક પ્રતની નોંધ થઈ ગઇ છે. આ સિવાય નરસિંહના પદ, બાર માસ તેમજ બ્રહ્માનંદના બાર માસ લખેલા છે; નરસૈંના બાર માસ જાણવામાં નથી. કોઇ લેખકે તે નરસૈંના નામે ચઢાવી દીધાનું અનુમાન થાય છે. તેનો આદિ અને અંત ભાગ નીચે પ્રમાણે છેઃ—

આરંભઃ—

'પરથમે ગણપતિ ! આરાધુ વળી વળી બ્રહ્મસુતા ! માગું,
ગુણ હું તો ગોવિંદના ગાઉં રે મધુકર ! મોહનને કહેજો.
કવિજન સૌ પાસે માગું, કરજોડીને પાએ લાગું;
પરસાદ એટલો માગું રે—મધુકર !—',

છેવટઃ—

"સાજાવીએ સા બાધી રાખી કુલ જુગમાં શુધ કોહોને નવ લાધી;
વધામણી નરસૈંએ ખાધી રે—મધુકર માધવને કહેજો."]

૨૨૪ અર્જુન ગીતા ધનદાસ સં. ૧૮૮૦ ૬

[ નોંધ. આ ગીતા બહુ પ્રચલિત છે અને તેની છાપેલી અને લખેલી પ્રતો પુષ્કળ મળી આવે છે. જુઓ બૃહત્કાવ્યદોહન ભા. ]

૨૨૫ અભિમન્યુ આખ્યાન જનતાપી ૧૨

[ નોંધ. પ્રત તદ્દન ખંડિત છે, પણ તે રા. મંજુલાલ મજમુદારે સારી રીતે એડિટ કરી, એક કિમતી ઊપોદ્‌ઘાત સાથે છપાવી છે, તે વધુ માહિતી માટે જોવી. વળી આમાં મીરાંનો થાળ ઉતારેલો છે ]

૨૨૬ અબોલારાણીની વાર્તા સામળભટ ૨૪

[ બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૧૦૦ ]

૨૨૭ વિક્રમ ચરિત્રની વાર્તા સામળ ભટ ૧૭

[ બીજી પ્રત માટે જુઓ. યાદી નં. ૮૫ ]

૨૨૮ મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૩૯ સં. ૧૮૪૩ ૩૧

[ શરૂઆતના પાનાં નથી. ]

૨૨૯ સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ ૨૮

૨૨૯અ મામેરૂં પ્રેમાનંદ ૩૦

[ શરૂઆતના પાનાં નથી. ]

૨૩૦ છજીનો ગરબો વલ્લભ સં. ૧૮૪૩ ૪૫

૨૩૧ નંદબત્રીસી સામળ ભટ્ટ ૬૯

[ નોંધ. છેવટનો ભાગ તુટક છે. આ કાવ્ય છૂટું તેમજ બૃહત્કાવ્યદોહન ભા. માં છપાએલું છે. ]

૨૩૨ હારમાળા નરસૈં સં. ૧૯૬૧ ૭૮

[ નોંધ. આ પ્રત છાપેલી છે અને તેમાં પદ સંખ્યા ૧૬૨ ની છે. એમાં હારમાળા પ્રેમાનંદે ગૂંથ્યાનું છેલ્લું પદ નીચે મુજબ છે —

છેવટઃ—

પદ ૧૬૨ રાગ આશાવરી.

'હારમાળા હરિ હેતે ગાઇ, પદ એક શત અડતાલન રે;
જે કોઇ શીખે ને ગાયે તેની, માત પિતાને ધંન રે.
સંવત સત્તર ચોતરીશ માંહે, ચૈત્ર શુદી એકાદશી દંન રે;
હારમાળા સંપુરણ કીધી, હરિ સાથે રહી એક લગન રે.
વડું રાજ્ય વડોદરૂં કહીએ, તે મધ્યે મારો વાસ રે;
કૃષ્ણ સુત પ્રેમાનંદે કહ્યું, હરિદાસનો દાસ રે.' હારમાળા.

પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાએલી પ્રતને અનુસરતી આ પ્રત છે; અને બંનેમાં પદ સંખ્યા સરખી છે. ]

૨૩૩ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૧૧ ૯ થી ૩૨

[ નોંધ. બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૧૬૭બ, ૧૮૫અ અને ૨૦૬. છેવટમાં કોઇ અજ્ઞાત કવિના બાર માસ લખેલા છે. ]

ઓખાહરણ કાહાન ૨ થી ૯૦

[ નોંધ. શરૂઆતના તેમજ છેવટના પાના નથી. કડવાં ૫૭ સુધીનું લખાણ મળે છે. અન્ય કવિઓના ઓખાહરણ ભેગું કાહાનનું કાવ્ય પણ સોસાઇટી તરફથી એડિટ કરવાનું પ્રો. ગજેન્દ્રશંકર પંડયાને સોંપાયું છે. ]

૨૩૫ પ્રલ્હાદ આખ્યાન ભાણદાસ સં. ૧૭૬૬ સં. ૧૮૬૫ ૧૦૧

છેવટ:

"સંવત સત્તર છાયોત્તરો માગસર મહીનો તે ખરો,
શુકલ પક્ષ દશમી સોમવાર, પુરણ ગ્રંથ થયો અતીસાર.
× × × ×
કીપા કરે તેને અવીનાશ, કરજોડીને કેહે ભાણદાસ.
કડવાં-૨૧ ઇતિશ્રી ભાગવતે મહાપુરાણે સપ્ત સ્કદે પ્રલ્હાદ અખાંન સમાપ્ત.

[ નોંધ. આજ કવિનું હસ્તામલક કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૬, અંક ૪ માં છપાયું છે; તેમાં તે કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૧૫ આપેલી છે, તે પરથી સહજ અનુમાન થાય છે કે વખતે પ્રસ્તુત કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૬૬ ને બદલે સં. ૧૭૧૬ હોય. ]

૧૩૫અ વિરાટ પર્વ નાકર સં. ૧૮૬૫ ૯૬

[ નોંધ. આ બીજી પ્રત છે. પહેલી પ્રત માટે જુઓ યાદી નં ૧૯૦ક]

૨૩૬ કર્ણ આખ્યાન નાકર ૧૭

છેવટ:—

નરનારી જે કો સાંભળે, તિહનિ હોઅિ વૈકુંઠ વાસ
બેહું કર જોડી વીનવિ, નાકર હરીનો દાસ.
ઇતિ શ્રી કરણનું આક્ષાંન સમાપ્તઃ

૨૩૬અ નાસિકેતાખ્યાન મેગલ ૧૯

છેવટ:—

" થયું ગ્રંથ પૂરણ વીકલક જાણે પૂન્ય તણો એ અંક
નર નારીની પુહચિ આસ, કરજોડી કહે મેગલદાસ."

[નોંધ. આ પ્રતનો ઉપરનો ભાગ ખંડિત હોવાથી, તે ઉતારી શકાય તેમ નથી. પરંતુ નાકર અને મેગલે આ કૃતિઓ રચેલી, તેના પુરાવા પુરતી આ પ્રત કિંમતી છે.]

૨૩૭ ભમરગીતા. બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૨૧ ૪૦

[ નોંધ. આ કાવ્ય નવેસર એડિટ કરાવવા જેવું છે અને તુલના સારૂ પ્રેમાનંદની ભ્રમરપચીસી લેવા જેવી છે. બીજી પ્રતની ઉપર નોંધ થઈ ગઈ છે. જુઓ યાદી નં. ૧૮૫ અ. ]

૨૩૮ હરિલીલા ભીમ સં. ૧૫૪૦ ૧૪૬

[નોંધ. પ્રસ્તુત કાવ્ય સોસાઈટી તરફથી પ્રકટ થઈ ચૂક્યું છે. આ પ્રતનો શ આતનો તેમજ છેવટનો ભાગ તુટક છે.]

૨૩૯ પદસંગ્રહ ૧૯ થી ૧૬૬

[નોંધ. બીજા એવા સંગ્રહોની નોંધ પાછળી થએલી છે. જુઓ યાદી નં. ૧૨૩-૨૪-૨૫ વગેરે. આમાં ભાલણના કેટલાક પદ મળી આવે છે.]

૨૪૦ ગરબા ભાણદાસ ૧૬૪

[નોંધ. આમાંના ઘણાખરા ગરબા ભાણદાસના રચેલા છે. હસ્તામલક અને પ્રહ્લાદ આખ્યાન ભાણદાસના રચેલાની ઉપર યાદી નં. ૨૩૫માં નોંધ કરેલી છે. તે અને આ લેખક એકજ વ્યક્તિ હોય તેમ સંભવે છે.]

૨૪૧ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૮૪૯ ૧૩૯

છેવટ:

"રીતુપરણ નલ દમઅંતી, યુધીષ્ટર રૂષી નાગજી
એહેને સમરે પ્રાતઃકાલે, તાહાં કલીનો નહી પાગજી
સંવત ૧૭૩૩ વરશ ફાલગુન વદ નવમી દીનજી
એ દિવસે પરીપુરણ કીધું, નલકથા કીરતંનજી
બ્રાહ્મણ ક્ષત્રી શ્રેષ્ટ જ કહીએ, હરીગુણ ગીત અભાસજી
ચતુરવંસી કુલ માહા ઉદે, વટપત્રમાં વાસજી
ન્યા બુધે કહુ છે એહજ, ગુરૂચરણ અનુસારજી
વીપ્ર પ્રેમાનંદ કેહે કરજોડી, શ્રોતાજન બોલો શ્રીહરીજી."

[નોંધ—આમાં રચ્યા સાલ સં. ૧૭૪૨, ૧૭૬૫ કે સં. ૧૭૭૬ની નહિ પણ સં. ૧૭૩૩ની છે, જે વધુ ધ્યાન ખેંચે છે. ખાસ કરીને, બીજી પ્રતોની પેઠે આમાં ગામનો, જેમકે, સુરત, નંદરબાર, ન્યાં એ કાવ્ય રચાયાં તેનો ઉલ્લેખ હોય છે, તે મળી આવતો નથી, એ અભ્યાસીએ નોંધવા જેવું છે. બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૩, ૮ વગેરે.]

૨૪૧ અ રૂક્મિણી વિવાહ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૮૫૨ ૪૦

[નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી ને. ૧૮ અ.]

૨૪૨ બ લવકુશ આખ્યાન શંભુરામ સં. ૧૭૯૫ સં. ૧૮૬૬ ૬૪

છેવટ:—

સં. ૧૭૯૫ ના શ્રાવણ માસ શુભ દીનજી

શુદ એકાદશી શનિવાસરે પૂર્ણ રામ કીરતનજી
વીરક્ષેત્ર વડોદરું ગુજરાત મધે ગામજી
હાટકેશ્વરને તેજે ઉદ્યોત નાગર જ્ઞાતિ નામજી
જથાબુધ પદબધ કીધુ લવકુશ પરમ આક્ષાનજી
શંભુરામ કવિ કેહેવા માત્ર, કરતા સહુ ભગવાનજી

[ નોંધ—આ કવિ નવીન અને અપ્રસિદ્ધ છે. એજ વિષય પરના બીજા કાવ્યો સાથે તે સરખાવી જોવુ જોઇએ ]

૨૪૨ સ્વર્ગારોહણ સુરભટ સ. ૧૮૦૧

[ નોંધ—શરૂઆતનું પાનુ નથી, તેમજ પાછલો છેવટનો ભાગ બહુ અશુદ્ધ રીતે લખેલો છે આ સુરભટ્ટ કપોલનો વતની અને જાતે ગાયકવાળ બ્રાહ્મણ હતો આજ કાવ્યની બીજી એક પ્રતની નોધ આગળ જતા કરવામા આવશે મૂળજી કૃત સ્વર્ગારોહણ પણ ઉપલબ્ધ છે, જેની નોધ હવે પછી કરવામા આવશે ]

૨૪૩ ચાતુરી રણછોડ સં. ૧૮૩૪ ૪૨

[ નોંધ—આ કવિના વ્રજવિલાસ વા રાધાજીનુ રૂસણુ એની નોધ પૂર્વે થઇ ગયલી છે ચાતુરી પણ પ્રસિદ્ધ અને છપાયલી છે જુઓ બૃ કા દો ભા. ૩ ]

૨૪૩ અ શનિની કથા સ. ૧૮૩૫ ૨૨

[ નોંધ—આ કથા ગદ્યમા છે. નમુના તરીકે થોડોજ ભાગ અહં ઉતાર્યો છે —

"શ્રી સનીસરની કાથા લખી છે એક દનને સોમ જોગને વખે રાજા વીર વીર કાળજીત રાજ કરે છે ॥ સભા પુરીને બેઠા છે .."

[ નોંધ—ભાષા બહુ અશુદ્ધ અને ભૂલભરી છે ]

૨૪૩ બ સુરતી મહિના સદાનંદ સં. ૧૮૩૮ ૧૬

છેવટ —

એ માસ ગાએ ને સાભલે, રાધાજી કેરો વીલાસ
આમા તે શ્રીહરી પુરસે, આપે વઈકુંઠ વાસ.

દોહ

સદાનંદ કહે જનમ કરમ છૂટે, સાભળતા સસારના બંધ તૂટે.
કલીપાતકના નાસ થાએ, શ્રીહરી હરી કેતા પ્રાણ જાએ.

[ નોંધ. બીજી બારમાસીઓ જેવી આ એક વિશેષ બારમાસી છે; અને એ સર્વ બારમાસીઓનો એક જૂદો સંગ્રહ યોજાય તો તેનો અભ્યાસ કરવાને વિશેષ સુગમતા થાય. ]

૨૪૪ ભૂગોળ પુરાણ સં. ૧૮૮૪ ૧૧

શરૂઆત:—

" પૃથ્વી આકાર લિખ્યતે ॥ જદિ એક બ્રહ્માંડ હે. નીલવર્ણું બ્રહ્માંડ. જદિ દીખત હે. તહાં વિષ્ણુકા શિવકા સ્થાન હે. ॥

૨૪૫ ઇંદ્રજાળ વિદ્યા સં. ૧૮૯૫ ૭

છેવટ:—

" સેવાલ સોપારી વાટી લેપ પગે લેપ કરીએ. અગ્નિ ઉપર ચાલીયે. રાતી રેતીકુ હારઉની કુ રીપારી ભરી લીણુ દેઇ ગોદ માંહી રાખીએ દિવ્ય સ્થંભ ॥ ઈતિ ઇંદ્રજાળ કૌતક."

૨૪૬ ગૌતમ રાસ વિજયભદ્ર સં. ૧૪૧૨ સં. ૧૭૨૯ ૨૯થી ૩૬

[ નોંધ—જુની ગુજરાતીના અભ્યાસ માટે આ કાવ્ય મહત્વનું છે. વધુ માહિતી માટે જુઓ રા. મોહનલાલ દલીચંદ દેસાઇ રચિત ' જૈન ગુર્જર કવિઓ ભા. ૧. આ રાસ સિવાય પરચુરણ સ્તવનો પણ એમાં ઉતારેલાં છે. આ કાવ્ય છુટું છપાયલું છે. ]

૨૪૭ પાબુજીરા દુહા ૫.

શરૂઆતઃ

દેવી દ્યો વરદાન સુંએ તો સુલઇ આણીયો
પાબુસર પરધાન ગાઉ તો અંગુ તે ગુણે
સુરનાયક સુંડાળ વરદાયક હોય જો વલે
તબ પાબુ ભૂપાલમલ કહે કીરત ભણ.

[ નોંધ—આ દુહા રાજસ્થાની-મારવાડી બોલીમાં છે. ]

૨૪૮ રાધાજીનું રૂસણું રણછોડ ૨૫.

[ નોંધ વ્રજવિલાસ રાધાજીનું રૂસણું અગાઉ નોંધાયું છે; જુઓ યાદી નં. ૨૪૩. આમાં સુરતી મહિના લખેલા છે; પણ તે તુટક છે. પણ તેના છેવટના પાને પ્રેમાનંદનું નામ લખેલું છે:—

"રથ ચઢી કૃષ્ણ પોતે પધારા, રાધીકા સુંદરીના વહાલા
પ્રેમની ગતે પ્રેમાનંદ ગાએ, સાંભળો સનેહે કરીને બાંહે સાહે."
મહીન સુરતી સંપૂરણે લખા છે. માસ ૧૨ સમાપત શ્રી. ]

૨૪૯ મુકુંદના પદો મુકુંદ સં. ૧૮૪૩ ૧૯

[ નોંધ. સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુ કવિ મુકુંદના આ પદો જણાય છે. શરૂઆતના ૧૮ પાના નથી.

૨૫૦ હારમાળા નરસૈં સં. ૧૫૧૨ સં. ૧૮૩૯

( આમાં પદની સંખ્યા ૧૪૫ છે. )

૨૫૦અ મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૩૨ સં. ૧૮૩૯

૨૫૧ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૮૨૮ ૧૯

૨૫૧અ મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૩૨ સં. ૧૮૨૮ ૬૪

૨૫૨ મહિના પ્રેમાનંદ સં. ૧૮૮૪ ૧૨

[ નોંધ—યાદી પ્રત નં. ૨૪૮માં પ્રેમાનંદના મહિના વિષે ઉલ્લેખ કર્યો છે, તેની આ સંપૂર્ણ પ્રત છે. એ પરથી સમજાય છે કે પ્રેમાનંદે પણ અન્ય કવિઓ પેઠે "મહિના" લખેલા; પરંતુ વડોદરાનો પ્રેમાનંદ તે જ આ પ્રેમાનંદ એ વિચારવાનું રહે છે. ]

૨૫૩ રસગીતા ભીમ ૧૯

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮૪ બ. ]

૨૫૩અ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ ૪૪

[ જુઓ યાદી ન. ૨૩૭ ]

૨૫૪ નરસૈંના પિતાનું શ્રાદ્ધ મૂળજી સં. ૧૮૧૧ સં. ૧૮૭૪ ૬

( પહેલું પાનું નથી. જુઓ, યાદી નં. ૧૧ )

૨૫૪અ ઓડાણાચરિત્ર રવિસુત નરસિંહ સં. ૧૮૨૫ સં. ૧૮૭૪ ૮

છેવટઃ—

સંવત અષ્ટાદસ સત પચીસ વીક્રમે
માર્ગશીર્ષ શુભ માસ એકાદશી કૃષ્ણ ભજે
વાસર રવિસુત વીરક્ષેત્ર નરસીંહ તણું
સંપૂર્ણ થયું આખ્યાન ચરિત્ર રસીક ઘણું.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે; સામળને નામે ચાલતું ઓડાણાનું બીજું એક કાવ્ય મળી આવે છે. પીઝના નરભેરામે પણ 'ઓડાણા ચરિત્ર લખેલું છે. ]

૨૫૪ધ અરજુન ગીતા ધનદાસ સં. ૧૮૭૪ ૨

( જુઓ યાદી નં. ૨૨૪ )

૨૫૪ક સગાળશાનું આખ્યાન રતનદાસ ૨

છેવટ:—

વક્ષતી બોલ્યાં સતી નારી રે હું તો માગુ ભગતી તમારી
સગાલ સાથે સંગાવતી યે નામનું ગ્રહુ જપ
રતનદાસ કે ભાણ્યા પરતાપે તેને છોડીયે કેમ
માયાને મળવા માટે રે જાવુ વઇકુંઠની વાટે.

[ નોંધ. નાકર, ભોજો, સુખદાસ સુત તુલજારામ વગેરેના સગાળશા આખ્યાન જૂદા જૂદા મળી આવે છે, તે સર્વ એકઠાં, એક જૂદા પુસ્તકરૂપે છપાવવાની જરૂર છે. એથી પ્રાચીન કાવ્યના અભ્યાસ અને તુલના કરવાના કામમાં વિશેષ સુગમતા થવા વકી છે. સદરહુ કાવ્ય સં. ૧૯૪૦ માં લીથોમાં છાપેલું તેમજ બૃહત્કાવ્યદોહન ભા. ૫ મામાં પ્રકટ થયલું છે. ]

૨૫૪ઙ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૮૭૩ ૪

છેવટ:—

ઉદર નીમીત્ત પરદેસ સેવું, સેવું તે નંદરબાર
બુરાનપુર પરદેસ કીધો, ઉપને બુધિ અનુસાર.

× × ×

૨૫૪ઈ સુદામા ચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ સં. ૧૮૭૩ ૯

૨૫૪ એફ હારમાળા નરસૈં ૯૨

[નોંધ. આમાં પદની સંખ્યા ૨૧૭ છે.]

૨૫૪ જી મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૩૯ સં. ૧૮૭૩ ૧૦

[ નોંધ. આમાં રચ્યા સાલ સં. ૧૭૩૨ ને બદલે સં. ૧૭૩૯ લખેલી છે. ]

૨૫૪ એચ રસગીતા ભીમ ૫

( જુઓ બીજીપ્રત માટે યાદી નં. ૧૮૪)

૨૫૪ આઇ સામળશાનો વિવાહ હરિદાસ સં. ૧૭૨૫ સં. ૧૮૭૫ ૩૦

( જુઓ યાદી નં. ૧૨. )

૨૫૪ એચ દાણલીલા દયારામ ૨

[ નોંધ. આ ઉપરાંત કેટલાક પરચુરણ પદ, ગરબા વગેરે ઉતારેલા મળી આવે છે. ]

૨૫૫ આદિપર્વ  હરિદાસ સં. ૧૬૪૪ સં.૧૯૦૩  ૧૨૮

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે. કવિ બારેજાનો ગ્નાતે રૈકવ બ્રાહ્મણ છે. કાવ્યનો અંત ભાગ બીજી પ્રત આગળ નોંધતી વખતે અપાશે. ]

૨૫૬ ગદાપર્વ  વિષ્ણુદાસ  સં. ૧૮૮૧  ૧૬ થી ૨૫

( શરૂઆતમાં ૧૬ પૃષ્ટો નથી. )

છેવટઃ—

ઓધારશે અવિનાશ આશા સ્વામી પુરે મન તણી,
વિષ્ણુદાસ કહે ને કીરપા કરશો શ્રી કૃષ્ણજી અતિ ઘણી.

[ નોંધ. કડવાં ૧૫ સંવત ૧૮૮૧ ના અશવન શુદ ૧૫. વાર શની ઓલપાડ મધે લખાઇ છે. આ કાવ્ય, વિષ્ણુદાસના બીજા કેટલાંક કાવ્યોની પેઠે અપ્રસિદ્ધ છે. ]

૨૫૬અ આખ્યાન અભિમન્યુ પ્રેમાનંદ  ૪૧

[ નોંધ કડવાં ૨૮ થી કાવ્ય અધુરૂં છે. પ્રાચીન કાવ્યમાળા પુ. ૩૩ માં એ કાવ્ય છપાયું છે. આ પ્રતમાંના બંને કાવ્યો તુટક છે. ]

૨૫૭ પદમાવતીની વાર્તા  સામળ  સં. ૧૭૭૪  ૨૭

[ નોંધ. આ વાર્તાનો છેવટનો ભાગ તુટક છે; અને તે બૃહત્કાવ્યદોહન ભા. ૨ જામાં છપાયલી છે. ]

૨૫૮ નંદબત્રીસી  સામળ  સં. ૧૮૯૮

( જુઓ યાદી નં. ૧૧૪ બ )

૨૫૯ રસગીતા  ભીમ  ૧૦

( જુઓ યાદી નં. ૧૮૪ )

૨૫૯અ દાણલીલા  પ્રેમાનંદ  ૧૧

( જુઓ યાદી નં. ૧૬૫અ )

૨૫૯બ ભગવદ્ગીતા  રામભકત  ૩૬

( જુઓ યાદી નં. ૬૨ )

૨૫૯ક ઉદ્ધવસંવાદ  ૨૨

[ નોંધ. ભાગવતના એકાદશ સ્કંધમાંનો આ પ્રસિદ્ધ સંવાદનો છેવટનો ભાગ તુટક છે. ]

૨૬૦ વિક્રમચરિત્રની વાર્તા સામળ  સં. ૧૯૦૧  ૯૮

( જુઓ બત્રીસ પુતળીમાંની વાર્તા ૧૨ મી. )

૨૬૧ ચંદ્રહાસનું આખ્યાન વિષ્ણુદાસ સં. ૧૬૩૪ સં. ૧૯૦૫ ૩૦

છેવટઃ—

પદસેં પાંચ ઉપરે બાવન, સંવત ૧૬૩૪ સો ચાર
ચૈત્ર માસ ઉત્તમ ગુરુવાર, કૃષ્ણપક્ષને તિથિ ત્રયોદશી
બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે. બીજા કવિઓએ એ જ વિષય પર આખ્યાનો રચેલાં છે, તેની સાથે આની સરખામણી થાય એ ઇચ્છવાયોગ્ય છે. ]

૨૬૧અ કામાવતીની વાર્તા શિવદાસ ૩૬

[ નોંધ. જુઓ યાદી નં. ૮ અ. છેવટના પાનાં ફાટી ગયેલાં છે. આ વાર્તા જૂદી છપાયેલી છે. ]

૨૬૨ કામાવતીની વાર્તા શિવદાસ સં. ૧૮૯૮ ૫૪

[ નોંધ. આ બીજી પ્રત છે; તેના શરૂઆતના પાંચ પાનાં નથી. ]

૨૬૩ દ્રૌપદી વસ્ત્રાહરણ હેમદાસ ૫૭

શરૂઆતઃ—

વીશંભરનાથને વરણવું અકલ આપે ઉપદેશ
અલક નરંજણ આદ હે, જાતે શરૂપ જગેશ
ભગવાન જેણે ભજ્યા, તે ભવસાગર તરીઆ
કો એ કે પરબ્રુ આદ હે, કો એ કે શામ શરૂપ
કો એ કે પ્રીછીઆ, બાળક બધા રૂપ
હરીજન હેતે સાંભળે, રાખી મન વશવાસ.
વશવાશે ન હે વેગલા, જેમ હરી હરીજન પાસ.

× × ×

છેવટનો ભાગ તુટક છે.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે, તેમ લેખક કવિ પણ અજાણ્યો છે. તે ભાલણના દ્રૌપદી વસ્ત્રાહરણ સાથે સરખાવવું જોઇએ. ]

૨૬૪ ઓખાહરણ પ્રેમાનંદ સં. ૧૯૦૭ ૯૦

આરંભઃ—

શ્રી શંભુસુતને આરાધુજી, મનવાંછિત સેવા શાધુજી
ચતુર લોક દશ જેને માનેજી, તેહેના ગુણ શું લખીએ પતિજી

× × ×

અંતઃ—

વીરક્ષેત્ર વાસી ચતુર્વેશી, ભટ્ટ પ્રેમાનંદ નામ
જયા બુધે કરી કથા, શ્રોતાજન બોલો શ્રી રામ.

[ નોંધ. આ કાવ્યની પ્રતો વત્તાઓછા કડવાંની પુષ્કળ મળી આવે છે; એમ કહેવાય છે કે પ્રેમાનંદે પ્રથમ ઓખાહરણ ૨૯ કડવાનું રચેલું અને તેની એક પ્રત દિ. બ. કેશવલાલ ધ્રુવ પાસે છે. બીજા કવિઓના પણ એ જ વિષય પર કાવ્યો મળી આવે છે, તે બધાં સોસાઇટી તરફથી એક જૂદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થનાર છે. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્ય દોહન ભા. ૧ લામાં છપાયું છે. ]

૨૬૫ શુકદેવ આખ્યાન વસ્તો સં ૧૬૨૪ સં ૧૭૨૮ ૪૬
છેવટઃ—

અંગ ગંગ ગુણ એક થયા શ્રોતાજનને ગંગા સ્નાન
ગાનારા ગુણ પામશે, ઠાંમ વૈષ્ણવ જનતનો લેવા નાંમ
વસ્તો વાણી ઉચરે ડોઢા કુલિવિ સદિવાસ કાલા સુત નારાયણદાસ
વસ્તો કાંઇ વિપ્રનો દાસ દાસ, ભણે હરિ ચરણે વાસ.

ઇતિશ્રી શુકદેવનું આખ્યાન સંપૂર્ણ.

[ નોંધ. લખાણ સુંદર છે; પણ શરૂઆતના ૨૮ પાનાં ગયલાં છે. આ આખ્યાન બૃહત્કાવ્યદોહન ભા. ૪ થા માં છપાયું છે. છાપેલી અને લખેલી પ્રતમાં ઝાઝો ફેર છે. સંશોધન માટે સદરહુ પ્રત ઉપયોગી થાય એવી છે. ]

૨૬૫ अ પ્રહ્‌લાદ આખ્યાન સુરદાસ સં ૧૬૧૧ સં. ૧૭૨૪ ૫૦
છેવટ—

સંવત સોલ અગીઆરો જાંણિ માસ ભાદ્રપદ પ્રમાંણ
. વદિ પખવાડો એકાદશી, હરી વાસરને દ્વાદસી
સિદ્ધ યોગ ને નક્ષત્ર મધા, તેણે દિન પૂરણ થઇ કથા.
રાગ ત્રેવીસ અનોપમ હોય પદ છત્રોહે ને ચૌદ જ હોય
ગ્નાન વિરાગ વિવેક વિચાર, અનિ અતિ ભકત ભંડાર
વૈષ્ણવ જનની જીવનકથા, એ આખ્યાન અમૃત સર્વથા
ગાએ સુણે તેહને વૈકુંઠ વાસ, બેહુ કરજોડી કહે સુરદાસ.

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ અને જુનું છે. બીજી પ્રતની નોંધ આગળ કરવામાં આવશે. ]

૨૬૫ ઘ હરિલીલા ભીમ સં ૧૫૪૦ સં ૧૭૨૪ ૧૩૩

[ નોંધ. સદરહુ કાવ્ય સોસાઇટી તરફથી પ્રકટ થઈ ગયું છે. પ્રતના અંતમાં સંસ્કૃતમાં 'ગીત ગોવિંદ' લખેલુ છે. ]

૨૬૬ આદિ પર્વ (?) સં ૧૬૪૮ ૫૬.

શરૂઆતઃ— રાગ કેદારો.

શ્રી શંકર ગીરીજાસુત ગુણનિધિ વિઘન વીનાશન ધીર
નાગાનન નવ ગુણ ગણ પંડીત ભુષણ સુભગ શરીર
કરિ કંકણ ઘંટારવ મંડન ભડણ સુર તેત્રીસ
શેવે સદા નીરતર શુભ કર્તા હરણ ગર્ભ હરીશ.

× × ×

[ નોંધ. છેવટનો ભાગ ખંડિત છે, તેમજ તેમાંથી કવિનું નામ મળતું નથી. પણ તેમાં 'ગીત ગોવિંદ' લખેલું છે તેની સાલ સં ૧૬૪૮ આપેલી છે, તે પરથી આ કાવ્ય પણ એ સમયે લખાયુ હોય એવું અનુમાન કર્યું છે. ]

૨૬૬જ ગીત ગોવિંદ સં ૧૬૪૮

ગુજરાતીમાં ટીકા લખેલી છે.

[ નોંધ. શરૂઆતનાં પાનાં નથી, અંતનો ભાગ નીચે મુજબ છેઃ— ઈણિ પ્રકારિયે કૃષ્ણજી યમુનાના તટની વ્યવિ રાધા સાથિ સંભોગ ક્રીડા કરી રાધાનિ સમસ્ત અભ્રણ પિહિરાવી આપોપિ શ્રવ શૃંગાર કરીનિ સમરત ગોપાંગ તાહિ પરવરયાથિકા પ્રભાતિનિ સમિ ગોકુલપ્રતિ પધારતા હવા. એહવાં શ્રી રાધાકૃષ્ણનું સંભોગ સમરતની સુખ હુ. ૧ ઇતિશ્રી જયદેવકૃત ગીતગોવિંદ × × × સમાસ. સં ૧૬૪૮. માઘ શુદ ૧૩ રવિ જંબુસર. ]

૨૬૭ હુંડી કૃષ્ણદાસ ૪

[ નોંધ. હૂંડી જૂદા જૂદા કવિઓએ લખેલી મળી આવે છે; આ કાવ્ય સન. ૧૯૨૨ ના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ થયું છે. ]

૨૬૭ બાળલીલા ભાલણ ૨૫

[ નોંધ. ભાલણના દશ્મસ્કંધમાંથી છુટાં પદ ઉતારી લીધેલાં માલુમ પડે છે, જો કે લીંટીઓમાં હેરફેર છે. ]

૨૬૮ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૩૨ સં ૧૮૮૪ ૨૬૫
છેવટઃ—

અરણીક પરવની મુલ કથાર્મા, નઇસદ લીલા ભાંખીજી
મહુરત કીધુ સુરતમાં, પુરણ નંદરબારજી
એ કથા નલ દમઅંતીની સાર માંહ સારજી
સંવત ૧૭૩૨ વરખે વઇસાક સુદ બીજ જી
દીતીઆ ચંદ્ર દરશનની વેલા, થઇ પુરણ કથા વીસતારજી
સાંભળે પદ પાંચસે અંતે વઇકુંઠ વાસજી
બ્રહ્મહતાદીક પ્રાતીક નાસે, આપે ચરણ નીવાસજી

× × ×

[ નોંધ. આમાં નળાખ્યાનની રચ્યા સાલ સં ૧૭૩૨ લખેલી છે તે ખાસ વિચારવા જેવી છે; બીજી બે પ્રતો મળી આવેલી છે, તેમાં પણ એજ સાલ આપેલી છે. ]

૨૬૯ રણછોડજીના શલોકા ગોપાળ ૫
શરૂઆતઃ—

આજે આરાધું માતા સરસ્વતી
કરો કીરપા ને આપો શુદ્ધ બુદ્ધિ
મારા પુરો મનકેરા કોડ
વરણું વખાણું શ્રી રણુછોડ.

× × ×

અંત— બેસાડયા થાનક થાપા રણછોડ
નરનારીના પૂર્યા ત્યાં કોડ;
નરનારી તો મંગલ ગાય
દાસ ગોપાલ બલીહારી જાય.

[ એજ વિષયનું બોડાણા ચરિત્ર પાછળ નોંધ્યું છે તે જુઓ, યાદી નં ૨૫૪. અ ]

૨૬૯ अ ધ્રુવાખ્યાન રઘનાથ ૧૨
છેવટઃ—

શીખે સાંભળે ધ્રુવ ચરિત્ર સાંજ સવારે ગાય;
રઘુનાથનો સ્વામી મળે ને પ્રેમભક્તિ થાય.

[ નોંધ. રઘુનાથના પદો જનતામાં બહુ પ્રચલિત છે અને અમદાવાદના ગોમતીપુરનો રઘનાથ તેનું જ આ કાવ્ય હોય એમ જણાય છે; પરંતુ તેના કાવ્યસંગ્રહના અભાવે એ નક્કી કરવાનું બની શક્યું નથી. ]

આ ઉપરાંત પ્રતમાં રણછોડજીના પદો, વલ્લભનો આંખ મિંચામણીનો ગરબો અને દયારામના મહિના ઉતારેલા છે.

૨૭૦ રસગીતા ભીમ ૧૦

( જુઓ યાદી નં ૨૫૩ )

૨૭૧ ચંદ્રહાસ આખ્યાન વિષ્ણુદાસ સં ૧૬૩૪ ૧૦

[ નોંધ. માત્ર સાત કડવાં મળી આવે છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૬૧. ]

૨૭૧अ સુદામાચરિત્ર પ્રેમાનંદ ૯

૨૭૧ब હુંડી પ્રેમાનંદ ૧૨

૨૭૧क મામેરૂં પ્રેમાનંદ ૯

[ આ પ્રત તદ્દન સામાન્ય અને જીર્ણ છે. ]

૨૭૨ નાસિકેતાખ્યાન મેગલ ૧૨

[ નોંધ. છેવટનું પાનું નથી. સદરહુ કાવ્ય સાહિત્ય' સન. ૧૯૨૫ના ઑગષ્ટ–ઓકટોબર અંકોમાં છપાઇ ચૂક્યું છે; એ જ કવિના ધ્રુવાખ્યાન વિષે હવે પછી નોંધ કરવામાં આવશે. ]

૨૭૨ अ ઓખાહરણ નાકર ૪૩

[ નોંધ—શરૂઆતના દશ પાનાં નથી. બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૧૯૪ ]

૨૭૨ ब સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ સં. ૧૮૧૮ ૧૯

૨૭૨ क મામેરૂં પ્રેમાનંદ ૨૪

[ પ્રત અશુદ્ધ અને તુટક છે. ]

૨૭૩ હરિલીલા ભીમ સં. ૧૫૪૦ સં. ૧૭૪૫ ૮૦

[ જુઓ યાદી નં. ૨૩૮ ]

૨૭૩ अ મામેરૂં પ્રેમાનંદ

[ નોંધ. પ્રત અશુદ્ધ છે. વળી ' રામચરિત્ર ' નામના કાવ્યની ૧૫૮ કડીઓ ઉતારેલી છે પણ તેના કર્તાનું નામ મળી આવતું નથી. ]

૨૭૪ વણઝારો પ્રેમાનંદ સં. ૧૬૧૬ ૧૧

( જુઓ યાદી નં. ૧૦ ड)

| | | |
|---|---|---|
| ૨૭૪ અ રૂક્મિણી વિવાહુ<br>અને<br>હનુમાન ગરૂડ સંવાદ | દયારામ | ૧૩+૪ |

[ નોંધ. ગુજરાતી પ્રેસ તરફથી બહાર પડેલા દયારામ કાવ્યસંગ્રહમાં આ બંને કાવ્યો છપાએલાં છે. તેમજ કોઇ મોહનદાસજી સાધુનું રચેલું 'સ્નેહ-લીલા ' નામનું હિંદી કાવ્ય લખેલું મળી આવે છે. ]

૨૭૫ રામાયણ  વિષ્ણુદાસ  સં. ૧૬૫૪ સં. ૧૮૩૭

આ પ્રતમાં રામાયણના નીચે જણાવ્યા પ્રમાણે કાંડો લખેલા છેઃ-

આરણ્યિક પર્વ — પૃ. ૧ થી ૫૯
કિષ્કિંધા કાંડ — પૃ. ૧ થી ૪૮
સુંદર કાંડ — પૃ. ૧ થી ૪૮
લવકુશ આખ્યાન— પૃ. ૧ થી ૪૩

કડવું ૯. છેલ્લી કડી —

ગંગા તટ મેહેલીને ચાલ્યા લક્ષ્મણ સાથે નાર કેહે
વિષ્ણુદાસરે બેઉ જણ આવ્યા મહા ભયંકર વન મોઝાર

[ નોંધ આ કાવ્યની બીજી પ્રત સોસાઇટીના સંગ્રહમાં છે અને તે સુદર રીતે લખેલી છે.

રામાયણની પ્રત નં. ૨૭૧ સારી રીતે ઉતારેલી છે અને તેનું લખાણ શુદ્ધ છે. આ પ્રતમાંના ઘણા પાનાઓ ચોંટી ગયલા છે અને વળી તેનું લખાણ સામાન્ય પ્રતિનું છે. પરંતુ પાઠ મેળવવા માટે તે પ્રત મદદરૂપ થાય એમ છે. સોસાઇટીના મૂળ સંગ્રહમાં વિષ્ણુદાસકૃત રામાયણની ઉતરાવેલી નકલ છે, (યાદી નં ૩૧)તે અને આ પ્રત પરથી આખું રામાયણ સંશોધન થઇ નવેસર છપાય એ ઇચ્છવાયોગ્ય છે. વિષ્ણુદાસના કાળ અને રચ્યા સાલ બાબત વિદ્વાનોમાં ભારે મતભેદ છે અને જૂદા જૂદા અભિપ્રાયો પ્રચલિત છે, તેથી સોસાઇટીમાંની પ્રત પરથી છેવટનો ભાગ નીચે ઉતાર્યો છે, જે વિચાર માટે સાધન પૂરૂં પાડે છે —

એ ઉત્તર કાંડ પુરણ થયું રે વાલ્મિક કૃત જે સાર,
વદે વિષ્ણુદાસ બુદ્ધમાને કવ્યાંરે શ્રી રામના ગુણ માર.
કડવાં—૮૨ રાગ પ્રભાવતી.

છેવટ—

કાંહાં રવી દીસે મન હસી ધાયે, તેમ કવી આગળ મમ બુદ્ધિ કહેવાયે,

તેહ તણો અહી આધાર બુધમાને કીધો વિસ્તાર
અંત સાહે થયા દરસન તો હું ગ્રંથ પામ્યો રતન
ભર બાલકૃષ્ણે કરૂણા કરી, જાણ બુધ્ધ આપી શીશ મૂકો પાણ
તેહુ તણી કીપાએ કરી, ઉત્તરકાંડ કહ્યું વિસ્તરી
સંવત ૧૬ છપન વીસ્તાર, આસો માસ ત્રીતીઆ ચંદ્રવાર
તે દીન પુરણ હતું આક્ષાન, સાહે કરો મુને શ્રી ભગવાન
વાસે સ્થંભતીર્થ છે જાંહે, કવીના જ્ઞાતિ મકર કુલ માંહે
ખાનપીર મધે છે વાસ, વૈષ્ણવ જન કાહાવું દાસ
એ કથા જે સુણે નર ને નાર કૃપા કરે તેને જુગદાધાર
વિષ્ણુદાસ વદે રાઘવ રાએ, મુજને કરજો પ્રેમ કૃપાએ.

* * * *

૨૭૬ રામાયણ વિષ્ણુદાસ સં. ૧૬૫૪ સં. ૧૭૧૪

આ પ્રતમાં રામાયણના નીચે જણાવ્યા પ્રમાણે કાંડો લખેલા છે.
અયોધ્યા કાંડ — પૃ. ૫ થી ૬૫ (૧ થી ૪ સુધીના પાના નથી)
આરણ્ય કાંડ — પૃ. ૧ થી ૬૨
કિષ્કિંધા કાંડ — પૃ. ૧ થી ૨૨ ( પાછળનો ભાગ નથી. )
સુંદર કાંડ — પૃ. ૧ થી ૧૨

છેવટઃ— (ઉથલો.)

ચાર પદારથ પામે જેહો, રામ ગુણ શ્રવણે ધરે,
કર જોડી વિષ્ણુદાસ કહે, નેહને રઘુનાથજી કૃપા કરે
ઇતિ શ્રી અયોધ્યા કાંડની કથા સંપૂર્ણ.

સંવત ૧૭૧૪ વર્ષે શ્રાવણ વદ દુતીયા શનિવારરે;
લખી તે ગોપાળગીર સંન્યાસી.

કિષ્કિંધા કાંડ.

છેવટઃ—સંવત ૧૬ ચુપની ચીત્ત ધરી, રામકીર્તિ બોલ્યો વિસ્તરી
ચૈત્ર માસ શુક્લપક્ષ સાર, ત્રયોદશી ઉત્તમ રવિવાર
તેણે દીન હરખ ઘણો મન ધર્યો, પદબંધ એ પુરણ કર્યો

નરનારી જે શ્રવણ ધરે, તે ભવસાગર રહે તરી
રામચંદ્ર તેહની પૂરે આસ, બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ.

ઇતિ શ્રી કિષ્કિંધા કાંડની કથા સમાપ્તં. સંવત ૧૭૧૪ વર્ષે ભાદરવા વદિ અષ્ટમી.

૨૭૭ કર્ણ પર્વ વિષ્ણુદાસ સં. ૧૬૮૪ મં. ૧૮૬૮ ૪૧ થી ૧૧૭

છેવટ —

થશે જુધ દારૂણ અતિ તાહે, સલ રહી લડશે રણ માંહે
તે સલ પ્રવ માંહે કથા સમંધ, કવતા કેહે બાંધીસ પ્રતિબંધ.
સંવત સોળ ચોરાસી સાર, જેષ્ટ શુદ્ધ ચોથ શનિવાર
તે દીવસે પુરણ થઇ એ કથા, બુધમાને બોલી સરવથા
કડવાં અડત્રીસે કથા કહી. શ્લોકે બે હજારે પુરણ થઇ
ગાએ સુણે તેહને વૈકુંઠ વાસ, બેહુ કરજોડી કહે વિષ્ણુદાસ.

આ જ કાવ્યની બીજી એક પ્રત ( યાદી નં. ૨૭ ) સોસાઇટીના અસલ સંગ્રહમાં છે અને તેમાં તેની રચ્યા સાલ સં. ૧૬૮૧ નોંધેલી છેઃ—

સંવત ૧૬૮૧ શ્રાવણ વદ્ય સોમવાર તે દિન પુરણ થઇ એ કથા,
ગાએ સુણે તેહને વૈંકુંઠ વાસ, બેઉ કરજોડી કહે વિષ્ણુદાસ.

૨૭૭અ દ્રોણ પર્વ કવિ ભાઉ સં. ૧૮૬૪ ૧ થી ૧૪૦

વણુઃ—

કયમ રાજ પામ્યા સુભટ કેમ, હણ્યા કૌરવ અરી
કરજોડી વીપ્ર ભાઉ કેહે, તમો સદા સેવો શ્રી હરી

[ નોંધ. કવિ ભાઉ રચિત 'પાંડવ વિષ્ટિ' પ્રસિદ્ધ છે અને તે કાવ્યની બીજી એક પ્રત છે, તેમાં કવિ વિષે કેટલીક જાણવા જેવી માહિતી આપેલી છે અને તે તેની નોંધ કરતી વખતે તે સ્થળે આપવામાં આવશે. વળી કવિ વિષ્ણુદાસ રચિત 'દ્રોણ પર્વ' સોસાઇટીના અસલ સંગ્રહમાં છે પરંતુ તેના કાગળ એટલા જીર્ણ અને બરડ છે કે તે ફેરવી શકાય તેમ નથી અને વળી તેનો છેવટનો ભાગ તુટી ગયેલો છે. ]

૨૭૮ મોરધ્વજનું આખ્યાન વિષ્ણુદાસ ૨૬

શરૂઆત —

રામ પરીક્ષત કેરા તંન સાંભળો વાણી મંન
સ્વામી કોહો તે મુજને વાત અગ્ર કથા હયની વિખ્યાત
કૃષ્ણકથા તેમાં પાવન, સાંભળતે હીમે મુજ મંન.

[ નોંધ. આખ્યાનની શરૂઆતમાં વિષ્ણુદાસે અશ્વમેધ રચ્યાનું લખેલું છે, તે પરથી ઉપર નોંધેલું નં. ૨૭૮ નું મોરધ્વજ આખ્યાન કદાચ તેમની કૃતિ હોય એમ અનુમાન કર્યું છે. સદરહુ કાવ્ય સને ૧૯૦૪ ના "બુદ્ધિપ્રકાશ"માં છપાયું છે. ]

૨૭૯ ઓખાહરણ વિષ્ણુદાસ સં. ૧૯૧૪ ૨૧

૨૮૦ ઓખાહરણ વિષ્ણુદાસ સં. ૧૮૭૬ ૨૭

[ નોંધ. આ પ્રત શુદ્ધ અને સારી રીતે લખાએલી છે, અને તે સંપૂર્ણ છે. આ બે પ્રતો પરથી આ અપ્રસિદ્ધ કાવ્ય ટીકા સાથે છાપવા જેવું છે, તે પરથી નાકર અને પ્રેમાનંદના ઓખાહરણ સંબંધમાં કેટલુંક નવું જાણવાનું પ્રાપ્ત થશે. હારમાળા પેઠે ઓખાહરણનો પ્રશ્ન પણ તુલનાત્મક રીતે, સાહિત્યની દૃષ્ટિએ વિચારવાની જરૂર છે; તેથી એક બીજાને કેટલે દરજ્જે અનુસરે છે અને આભારી છે તે તે પરથી સ્પષ્ટ માલુમ પડી આવશે. ]

૨૮૧ ચંડીઆખ્યાન વિષ્ણુદાસ ૮

૨૮૧ अ પેમલા રાણીનું આખ્યાન હરિદાસ ૧૫

શરૂઆતઃ—

અથ પ્રેમલા રાણીનું આખ્યાન હરિદાસ કૃત અશ્વમેધનું લીખ્યતે

રાગ કેદારો.

બેહુ કરજોડી શંભુ સુતને પ્રથમ કરૂં પરણામ
અંધકાર અઘ સરવે નાસે, જપતાં જેહેનું નાંમ.
તેહ તણા ગુણ મન સંભાળી, આણી અતી ઉલાસ
વીઘ્ન હરણ અવીચલ મતી આપો કેહે સેવક **હરીદાસ.**

[ નોંધ. આ કાવ્ય અધુરૂં છે, તેથી છેવટનો ભાગ ઉતાર્યો નથી; વળી આ કયો હરિદાસ, તે પણ નક્કી કરી શકાય એમ નથી. ]

૨૮૨ હારમાળા નરસૈં સં. ૧૯૩૯ ૬૦

[ નોંધ. આ ચોપડી અમદાવાદમાં લીથોમાં છાપેલી છે. પદની સંખ્યા ૧૪૩ છે. ]

૨૮૩ નરસૈં મહેતાના પુત્રનો વિવાહ નરસૈં સં. ૧૮૯૦ ૨૭

[ નોંધ. પ્રસ્તુત વિવાહ છપાએલો છે. તે માટે જુઓ નરસૈં મહેતા કૃત કાવ્ય સંગ્રહ—ગુજરાતી પ્રેસની આવૃત્તિ. ]

૨૮૪ નરસૈંના પદ નરસૈં. ૮

[ નોંધ. નરસૈંના થોડાક પદો ઉપરાંત બીજાં કેટલાક પદો, હિન્દીમાં લખેલા છે. ]

૨૮૫ કામાવતીની વાર્તા શિવદાસ સં. ૧૮૫૨ ૭૧

( જુઓ યાદી નં. ૮૪ )

૨૮૫ અ ગજેન્દ્રમોક્ષ રામકૃષ્ણ સં. ૧૮૪૩ ૧૩

છેવટ:—

અલ્પ મતિએ આશરે એ બાંધીઓ પદબંધ;
રામકૃષ્ણ જન કહેતા માત્ર ને કરતા શ્રી ગોવિંદ.

[ નોંધ. રામકૃષ્ણના પદો, બૃહત્કાવ્યદોહનમાં છુટા છુટા છપાયા છે; પણ તેમાં આ કાવ્ય મળી આવ્યું નહિ. પણ એક લક્ષ્મીદાસ નામના કવિએ સં. ૧૬૪૮ માં એ જ નામનું કાવ્ય લખેલું મળી આવે છે. જેની નોંધ આગળ કરવામાં આવશે. નરભેરામે પણ એ વિષે એક કાવ્ય લખ્યું છે. ]

૨૮૬ ઓખાહરણ કાહાન સં. ૧૮૪૧ ૧૨૭

[ **નોંધ.** આ પ્રતમાંના કાગળ તદ્દન જીર્ણ થઇ ગયેલા છે તેથી પહેલા ૭૫ પાના ઉપયોગમાં લઇ શકાય એમ નથી. આ પ્રત ઔરંગાબાદમાં ઉતારેલી છે, એ દૃષ્ટિએ તે ઉપયોગી છે.

કામરાજ દીજનો સુત હીરો ઔદિચ્ય ન્યાત પ્રકાશજી
એક કૃત એની થઈ બીજી કૃત છે તે સહી
દીસાવાળ કુલ અવતરયો ને વીરક્ષેત્રમાં વાસજી
કરજોડીને વીનવે નાકર હરીનો દાસજી
ઓખાહરણ પુરુ થયું તે જે જે શ્રી ગોપાળજી. (કડવાં ૫૪)

શ્રી સંવત ૧૮૪૧ ના માહા શુધી ૯ વાર બુદ્ધે—શ્રી ઓખાહરણ પંચમેળ શ્રી નાકરકૃત તથા કાહાનાકૃત તથા પ્રેમાનંદકૃત લખું છે. લખીતંગ દીક્ષિત ભુખણ તાંહાં. ન્યાતી મોહોડ ચાતુરવેદી રહેવાસી શ્રી અવરંગાબાદ મધ્યે ફાજલપુરા મધ્યે ક્ષત્રી મેહેલમાહિ લાલા દક્ષણી રાયજી વલદ માહારાયજીના ઘર મધ્યે વાસ કરયો છે.

પ્રેમાનંદ કૃત આમાં ઉતારેલું માલુમ પડતું નથી અને નાકરકૃત ઓખાહરણનો ભાગ પાના જીર્ણ થઇ જવાથી નકામો થઇ પડ્યા છે.

૨૮૭ સગાળશા આખ્યાન નાકર સં. ૧૬૬૫ ૮

છેવટ:—

અભણે માંડો અભ્યાસ, કરજોડી કેહે નાકરદાસ

[ નોંધ. જુદા જુદા કવિઓ જેમકે, રતનદાસ, બોન્તે, સુખદેવ વગેરેએ લખેલું સગાળશાહ આખ્યાન મળી આવે છે, તે બધાનો એકત્ર સંગ્રહ પૂર્વે સૂચવ્યા મુજબ જુદો છપાવવાની જરૂર છે. ]

૨૮૮ સુદામાચરિત્ર જગન્નાથ સં. ૧૬૬૧ ૩૨

[નોંધ. વધુ માહિતી માટે જુઓ સુદામાચરિત્ર—સંપાદક, રા.રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, જેમાં પ્રસ્તુત કાવ્ય પરિશિષ્ટરૂપે છાપ્યું છે. ]

૨૮૮ अ સીતાવિવાહ ભાલણ સં. ૧૮૫૦ ૭૧

છેવટ:—

નવ રાગ સોહામણા પદબંધ લીલ વિલાસ;
ધન્ય ગુરૂની કીપાએ પૂરણ એહવા સાર.
કરજોડી કહે ભાલણ જન, પદબંધ કરા વીસ્તાર.

[ નોંધ. આ કાવ્ય પરથી ભાલણે શ્રી કૃષ્ણની પેઠે રામના ગુણ ગાયાનું માલુમ પડે છે. ]

૨૮૮ ब મહાકાલેશ્વરનો ગરબો કુબેર ૪

છેવટ:—

વાસ કુબેરની વિનંતિ, હું તો માગું રે શિવચરણે વાસ.
જેવી ગોપસુતને કૃપા હતી, તેહેવી પુરજો સર્વ જગતની આસ.

૨૮૯ સત્યભામાનું રૂસણું ભાલણ સં. ૧૭૭૬ ૬

[ નોંધ. આ પદો કવિના પ્રેમાનંદના નાટકનું સ્મરણ કરાવે છે. ]

૨૮૯ अ બોધપ્રદીપિકા શ્રી શંકરાચાર્ય સં. ૧૭૭૬ ૩૯

[ નોંધ. ગુજરાતીમાં અનુવાદ કરેલો છે, જેમકે:—

શરૂઆત:—

આ લોક વિષે પરમ કરુણા ભગવાન..........શંકરાચાર્ય તે પરમ કરૂણાએ કરીને શાસ્ત્રાર્થ અવગાહન કરવાને અસમર્થ બુદ્ધિ સેહવાયે બ્રહ્મવિદ્યાવિશે મંદાધિકારી તિહાંમાં અનુગ્રહને અર્થે સર્વ વેદાંતનો × × × પ્રતિજ્ઞા કરે છે.

છેવટ:—

× × × એમ સકલ તીર્થ થકી ઉત્કૃષ્ટ દિશા દેશકાલ ઇત્યાદિકને

પરિચ્છેદ તેણે રહિત એહવું યે આત્મતીર્થ તેહને જે ભજે શું અન્ય તીર્થે કરીને. ]

૨૯૦ ચંદ્રહાસ આખ્યાન નાકર ૧૨૪

છેવટઃ—

બેહુ કરજોડી વિનવિ નાકર હરિનો દાસ.

( શરૂઆતના ૩૦ પાના નથી. )

૨૯૦ अ ધ્રુવાખ્યાન સુરદાસ ૩૦

સુરદાસ કવિ કહિ કરજોડી, વૈષ્ણવ જનનો દાસ
ધનજય ભટ્ટની કૃપા કરી, મિં કીધો છે અભ્યાસ
ભૂદેવનિ નમસ્કાર કરી, નિ શ્રી ગુરૂચર્ણનું ધ્યાન
તેહની કૃપા કરી, ગ્રંથોક્ત બોલીશ ધ્રુવ આક્ષાન

( કાવ્યનો છેવટનો ભાગ નથી. એ કવિના અન્ય કાવ્યો માટે ) જુઓ નં. ૧૮૯ क.

( આ બંને કાવ્યો અપ્રસિદ્ધ છે. ]

૨૯૧ સપ્તશતિ ભાલણ સં. ૧૭૪૮ ૩૯

છેવટઃ—

માત્રા ભેદ જાણું નહિ, કાંઇ તાલ છંદ પ્રબંધ,
કહે ભાલણ બુદ્ધિમાને, કહ્યો કથા સબંધ.

[ નોંધ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, વર્ષ ૩, અંક ૩ માં સદરહુ કાવ્ય છપાયું છે. ]

૨૯૨ સપ્તશાત ભાલણ સં. ૧૭૧૨ ૪૭

[ નોંધ. ઇતિ ભાષાબંધ સપ્તશતિકા સમાપ્ત. સંવત ૧૭૧૨ વર્ષે ચૈત્ર આસે શુકલ પક્ષે પંચમ્યાં તિથૌ સોમવાસરે અદ્યે શ્રી અહમદપુર પાટણ મધ્યે વાસ્તવ્ય આંતર નાગર જ્ઞાતિ સનમાન સપડનાર્થ. ]

૨૯૩ રૂકિમણી હરણ દેવીદાસ સં. ૧૬૬૦ ૪૧

( જુઓ યાદી નં. ૧૮ घ. )

૨૯૪ રૂકિમણી હરણ દેવીદાસ સં ૧૬૬૦ સં. ૧૬૭૪ ૬૬

[ નોંધ. શરૂઆતના પાંચ પાનાં નથી. પણ પ્રત બહુ જુની સં. ૧૬૭૪ માં લખાએલી છે, એટલે તે અગત્યની કહેવાય. ]

૨૯૪અ. વિરાટ પર્વ }  ( ? )  ૬૫
આણિક પર્વ
સભા પર્વ

[ નોંધ. આ કાવ્યની રચના સાલ તેમજ કવિનું નામ મળતાં નથી. આવી બીજી ત્રણ પ્રતો છે, તેમાં પણ તે સંબંધી કશી માહિતી આપેલી નથી. ]

૨૯૫ હારમાળા   નરસૈં   સં. ૧૮૯૦   ૪૩

[ નોંધ. આ પ્રત વડોદરામાં ઉતારેલી છે અને તેમાં હારના પદની સંખ્યા ૯૪ છે. ]

૨૯૫અ નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ.   હરિદાસ સં. ૧૭૨૬ સં. ૧૮૯૦   ૪૬

[ નોંધ. આ સિવાય કેટલાક છુટક પદો, આરતી વગેરે ઉતારેલાં છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં ૧૨. ]

૨૯૬ ઉદ્યમકર્મ સંવાદ   સામળ   સં. ૧૮૬૦   ૩૭

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય ગુજરાતી પ્રેસ તરફથી છૂટું છપાએલું છે.

૨૯૬ અ અબોલા રાણીની વાર્તા   સામળ   સં. ૧૮૬૨   ૩૩

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૦૦ )

૨૯૭ નંદબત્રીસી   સં. ૧૭૮૨   ૨૬

છેવટઃ—

ભણિ ગણિ નિ જે સંભલિ નરનારી એક મંન સુાણ,
નવનિધ રતન ચૌદ સંમજિ, શ્રી સંભાળે આણંદ કરી.

[ નોંધ. સામળની વાર્તા જાણીતી છે; તેની પહેલાંના કોઇ જૈન મુનિએ લખેલી આ ચોપાઇઓ અભ્યાસની દૃષ્ટિએ મહત્વની છે. ]

૨૯૮ હારનાં પદ   નરસૈં   સં. ૧૭૬૦   ૨૯

( આમાં પદની સંખ્યા ૧૦૯ છે. )

૨૯૯ હારમાળા   નરસૈં   ૫૫

( આમાં પદની સંખ્યા ૧૪૭ છે. )

૩૦૦ પંચદંડની વાર્તા   સં. ૧૭૩૮   ૬૬

( સંસ્કૃત અને ગુજરાતી ગદ્યમાં ઉતારેલી છે. )

આરંભઃ—અથ વિક્રમચરિત્ર કથા. ધારાપુરી નામ નગરી. તેને વિષે ભોજ રાજા રાજ્ય કરે છે. એકદા સમે રાજા ભોજ સીકાર કરવા ચાલ્યો. જાંહ સરોવર પાલે ઊભો રહ્યો. સરોવર દીઠું.

અંત—+ + વાજિત્ર વાજાં–દેસ દેસના રાજાની વીદા કીધી. આનંદ ઉપનું. ઇતિ પંચદંડ કથા સંપૂર્ણ.

[ નોંધ. સદરહુ વાર્તા રા. મંજુલાલ મજમુદાર એડિટ કરનાર છે. ]

૩૦૧ કિષ્કિંધા કાંડ અને સુંદર કાંડ } તુલસીદાસ ૧૩ અને ૨૦

[ નોંધ—પ્રસ્તુત કાવ્યો હિંદીમાં છે અને તે તુલસીદાસના 'રામચરિત માનસ'માંથી ઉતારેલા જણાય છે. ]

૩૦૨ પદ સંગ્રહ નરભેરામ ૫૨

[ નોંધ. આમાં નરભેરામના છૂટક પદો લખેલાં છે. બીજાં કાવ્યો માટે જુઓ યાદી નં. ૩૪. એ કવિના બીજા કેટલાક કાવ્યો પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨૨ માં છપાએલાં છે. ]

૩૦૩ દયારામ કાવ્ય દયારામ સં. ૧૮૬૮ ૧૪૦

[ નોંધ. આમાં કવિ દયારામના કાવ્યો–પદ, ગરબી વગેરે લખેલાં છે. એ કાવ્યોનો એક મોટો સંગ્રહ ગુજરાતી પ્રેસે બહાર પાડેલો છે અને તેના બીજા ગ્રંથો પણ છાપેલાં મળી આવે છે. ]

૩૦૩અ ભગવદ્ગીતા રામભક્ત સં. ૧૬૬૦ સં. ૧૮૬૮ ૨૧

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૨ )

૩૦૪ અંગદવિષ્ટિ સામળ સં. ૧૮૦૮ સં. ૧૯૧૬ ૩૮

( વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૧૧૧ )

૩૦૫ ભડાપચીસી સામળ ૧૭૩

[ નોંધ. બત્રીસ પુતળીમાંની આ છેલ્લી વાર્તા છે; અને તેના પહેલા ત્રણ પાનાં ખૂટે છે. ]

૩૦૬ પંચદંડની વાર્તા સામળ સં. ૧૮૪૪ ૨૬

[ નોંધ. આ વાર્તા સંસ્કૃત શ્લોક અને ગુજરાતી અનુવાદવાળી પાછળ નોંધાઈ છે–જુઓ યાદી નં. ૩૦૦; અને બત્રીસ પુતળીમાંની વાર્તાની બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૦૬. ]

૦૭ વાર્તા અબોલા રાણીની — સામળ — ૨૪
૦૮ વાર્તા સુડાબહોતેરીની — સામળ.

વાર્તા(જુઓ યાદી નં.૧૦૦)

[ નોંધ. આ સંપૂર્ણ સંગ્રહ નથી; પણ જૂદી જૂદી વાતો છૂટી ઉતારેલી તેના પાનાં મળી આવ્યાં છે. સદરહુ વાર્તાસંગ્રહ જૂદો, રા. બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠકે છાપેલો તેમજ બીજે મળી આવે છે; તેના લખાણના કારણે તેનો પ્રચાર જૂજ જેવો છે. વધુ માટે જુઓ યાદી નં. ૧૦૮.]

૦૯ વીપ્રની વાર્તા — સામળ — ૨૬

[ નોંધ. બત્રીસ પુતળીમાંની વાર્તા વધુ માટે જુઓ યાદી નં-૮૦. ]

૩૧૦ શુક બહોતેરીમાંની વાર્તા સામળ — ૩

[ નોંધ પહેલું પાનું નથી. બોતેરમાંની એકજ વાર્તા લખેલી છે. ]

| | | | |
|---|---|---|---|
| ૩૧૧ સિંહલદ્વીપની વાર્તા | સામળ | સં. ૧૮૩૪ | ૨૨ |
| ૩૧૨ હંસની વાર્તા | સામળ | સં. ૧૮૩૩ | ૨૯ |
| ૩૧૩ હરણની વાર્તા | સામળ | સં. ૧૮૩૬ | ૧૯ |
| ૩૧૪ સાગરની વાર્તા | સામળ | સં. ૧૮૩૪ | ૩૫ |
| ૩૧૫ ધનવંતશેઠની વાર્તા | સામળ | | ૧૬ |

[ નોંધ. આ બધી વાર્તાઓ બત્રીસ પુતળીમાંની છે. તેની છાપેલી પ્રતો, છૂટી અને એકસામટી મળે છે. વધુ માટે જુઓ યાદી નં. ૧૦૫. ]

૩૧૬ સગાળશા — ૨ થી ૯

[ નોંધ. શરૂઆતનાં અને છેવટનાં પાના તુટક હોવાથી કર્તાનું નામ મળતું નથી; પણ જૂદા જૂદા કવિઓએ રચેલાં—જેમકે, નાકર, રતનદાસ, સુખદાસ, ભોજો વગેરે—સગાળશા વિષેના કાવ્યોનો એક સ્વતંત્ર સંગ્રહ દિ. બા. કેશવલાલભાઇ એડિટ કરનાર છે. તેમાં એ વિષે વિશેષ હકીકત નોંધવામાં આવશે. ]

૩૧૭ મડાપચીસીની વાર્તા સામળ — સં. ૧૮૯૪ — ૧૫

[ નોંધ. પ્રત અધુરી છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૦૫ ]

૩૧૮ પંચડંડની વાર્તા — સામળ — ૪૦

( છેવટનો ભાગ નથી. )

૩૧૯ પદમાવતીની વાર્તા — સામળ — ૩૩

[ નોંધ. ખંડિત પ્રત છે; બૃહતકાવ્યદોહન ભા. ૧ માં આ કાવ્ય છપાયેલું છે. ]

૩૨૦ પદ્માવતીની વાર્તા સામળ સં. ૧૮૫૫ ૮૮

( શરૂઆતનો ભાગ નથી. )

૩૨૦ अ.ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૮ સં. ૧૭૪૮ ૨૮ થી ૫૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮૫ अ ]

૩૨૦ व.પાંડવ વિષ્ટિ ભાઉ સં. ૧૬૭૬ સં. ૧૭૭૫ ૧૭ થી ૧૧૦

[ વધુ માટે જુઓ યાદી નં. ૨૦૦ क. ]

૩૨૦ क.હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ સં. ૧૭૭૧૧૧ ૫ થી ૧૨૫

[ નોંધ. છેવટનું પાનું નથી; પણ પ્રેમાનંદની હયાતીમાં તે ઉતારેલી છે, એટલા પુરતી તે વિશેષ ધ્યાન ખેંચે છે. ]

૩૨૧ દશમ સ્કંદ ભાલણ. ૩૨

[ નોંધ. પ્રત સારી રીતે લખેલી છે પરંતુ તેનો મોટો ભાગ ત્રુટક છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૫૭ ]

૩૨૨ મદન મોહનાની વાર્તા સામળ ૨૯ થી ૧૦૨

[ નોંધ. શરૂઆતના પાનાં નથી. પ્રસ્તુત કાવ્ય બૃહત્ કાવ્યદોહન ભા. ૫ માં તેમજ છૂટું છપાયું છે. ]

૩૨૩ નંદબત્રીસીની વાર્તા સામળ ૩૨

[ છેવટનો ભાગ ત્રુટક છે, બીજી પ્રત માટે જુઓ યાદી નં, ૧૯૫ ब ]

૩૨૪ ઓખાહરણ નાકર ૯ થી ૫

[ નોંધ. પહેલાં સાત પાનાં ખુટે છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૪ ].

૩૨૫ નૌકાની વાર્તા સામળ ૨ થી ૨૭

[ પ્રત ખંડિત છે. )

૩૨૬ સભાપર્વ<br>આણિક પર્વ<br>વિરાટ પર્વ } (?) ૧૨૮

[ નોંધ. કાવ્યની રચ્યા સાલ તેમજ કવિનું નામ મળતાં નથી. આની બીજી ત્રણ પ્રતો મળેલી છે ( યાદી નં. ૨૦૦ इ ) તેમાં પણ એ સબંધી કશી માહિતી આપેલી નથી. ]

૩૨૭ ભગવદ્‌ગીતા પ્રીતમ ૭ થી ૧૪૭

[ નોંધ. શરૂઆતનાં ૬ પાનાં નથી. વધુ માહિતી માટે જુઓ, યાદી નં. ૪૫. ]

૩૨૮ કલજુગનો મહિમા  હીમો  સં. ૧૭૧૫  ૯ થી ૧૩
અંતઃ—

" સંવત ૧૭ પનરોતરેનુમે નારાયણ અવતરે.
પ્રબોધી બધી પૃથ્વી, નરહર ચરણે ન શકયા નમી.
હીમો હરીજન હરિને કહે, બાંધી હોય તો લાખજ વહે. "

[ નોંધ. શરૂઆતનો ભાગ નથી. વળી લખાણ બહુ અશુદ્ધ છે. એજ અરસામાં સુરભટ્ટે લખેલું કલીયુગ નામનું કાવ્ય મળી આવે છે, જેની નોંધ હવે પછી કરવામાં આવશે. ]

૩૨૮ અ એકાદશી મહાત્મ્ય  હીરાસુત કાહાન  સં. ૧૭૪૮  ૨૧
છેવટઃ—

" ગામ અમરાવતી આદે સદા પૂર્વજ ઠામ:
કામરાજ તણો તે નંદન પ્રગટ હીરો નામ.
રાજનગર સમીપ તે રાંણીપ કીધો વાસ,
હીરાસુત કહે કાહાન શ્રી ગોપાલ પુરો આસ. "

[ નોંધ. એજ કવિનું ઓખાહરણ મળી આવે છે. એક દૂર પ્રાંતના અને પ્રેમાનંદ સમયના એક કવિ તરીકે તેના પ્રતિ, વિશેષ લક્ષ આપવાની અને માહિતી મેળવવાની જરૂર છે. ]

૩૨૮ બ મામેરું  ગોવિંદ  સં. ૧૭૫૨  ૨૦

[ નોંધ. પ્રેમાનંદના મામેરા સાથે એ સરખાવી જોવું જોઇએ; એ જ અરસામાં તે ઉતારેલું છે. અને તે પ્રેમાનંદ પૂર્વે રચાયું હોય એ સંભવિત છે. કવિ વિષે કાંઈ જાણવામાં નથી. ]

૩૨૯ હસ્તામલક  નરહરિ  ૪૬

[ નોંધ. છેવટનો ભાગ નથી. પાછળ યાદી નં. ૧૩૪ માં જગદીશ નામના લેખકના હસ્તામલક કાવ્યની નોંધ કરેલી છે; અને ભાણદાસનું કાવ્ય જાણીતું છે. નરહરિ, જેની ગીતા પ્રાચીન કાવ્યમાળામાં છપાય છે, તેનું લખેલું આ કાવ્ય હોય, એવું આંતર પ્રમાણ પરથી અનુમાન થાય છે. ]

૩૩૦ ભ્રમરગીતા  બ્રેહેદેવ  સં. ૧૬૦૯ : સં. ૧૮૪૧  ૩૦

[ નોંધ. શરૂઆતનાં પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮૫ અ. ]

૩૩૦ અ મહાદેવજીનો  ગોપીભાણ  સં. ૧૮૪૧  ૭
વિવાહ

શરૂઆતઃ— * * * *

વીનતી ગોપી ભાણુની સુણજો શ્રીદુંદાળ,
ઇચ્છા ગુણ ગાવા તણી કૃપા કરો કૃપાલ,

૩૩૧ ગર્ધવસેનની વાર્તા સામળ સં. ૧૯૩૩ ૩૦

૩૩૧ અ શુકસારિકા સામળ સં. ૧૯૩૪ ૪૧

[ નોંધ. બને વાર્તાઓ બત્રીસ પુતળીમાંથી ઉતારેલી છે. ]

૩૩૧ બ જાનકીવિવાહ તુલસીદાસ સં. ૧૮૫૭ ૨૪

શરૂઆતઃ—

સ્વસ્ત અવધ્યપુરી ઉત્તમ ગામરે, આનંદ મંગલ દશરથ રાયનું ધામરે,
પ્રગટયા પ્રભુજી મરવેને સુખ દેવા રે, ભવમાં ભુલ્યા તે જાણે લેવા રે.

× × ×

છેવટઃ—

સંવત ૧૮૫૭ વૈશાક માસ દંન મંગલવાર– અવધ
તે દાડે દયા કરી દાસને, ગાયો રવીવારે રઘુનાથનો સાર.

× × × × ×

સંત તુલસીદાસ નૌતમ થયો, નીત રહેજો સ્વામીની પાસ.

[ નોંધ. કાવ્ય અર્વાચીન છે, તેમ લેખક પણ અપરિચિત છે.

૩૩૧ ક વિદુરભાવ નથુ સં. ૧૯૨૬ ૬

છેવટઃ—

રૂદીઆમાં જે કોયે કથા રાખસે તેની ભાવક વિદુરજી ભાગસે
કર જોડી નથુ વિનતિ કરે, પ્રભુ તમો વિના દુખ કુણ હરે.

[ નોંધ. લખાણ બહુ અશુદ્ધ છે; અને લેખક પણ અજાણ્યો છે. ]

૩૩૨ પદ્માવતીની વાર્તા સામળ સં. ૧૮૮૭ ૧૫થી૬૨

[ શરૂઆતનો ભાગ ખંડિત છે. ]

૩૩૨ અ પંચદંડની વાર્તા સામળ સં. ૧૮૮૭ ૫૨

( બીજી પ્રતોની નોંધ પાછળ થઇ ગયલી છે. )

૩૩૩ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૮૫ ૩૬

( પ્રત જીર્ણ અને તુટક છે. )

૩૩૪ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૨૮ ૯થી૩૧

( વધુ માટે જુઓ યાદી નં ૧૬૭ અ. )

૩૩૪ અ આંબાનો મહીમા ગીરધર ૨

[ નોંધ. કાવ્ય તુટક છે; તેમાંની એક બે કડીઓ નમુનારૂપે નીચે ઉતારી છેઃ—

આંબા વેચાવે દામણા ને આંબા કઢાવે કર્જ
આંબા વેચાવે લુગડાં જે કરે ખાધાની ગર્જ
દીસાવાલ ગીરધર ભટ કહે છે સાંભળો મુનીજન વાત,
જમે જમાડે સ્વર્ગ હોય ને સંતોષાય શ્રી ભર્ગ " ]

૩૩૫ પદમાવતીની વાર્તા સામળ સં. ૧૭૭૪ ૯૫

( શરૂઆતનો ભાગ તુટક છે. )

૩૩૫ અ ભૂત વિષે નિબંધ દલપતરામ ૧૦

[ નોંધ. કવિ દલપતરામને સોસાઇટી તરફથી પ્રસ્તુપ નિબંધ માટે ઇનામ મળેલું. તે ગ્રંથનો આ મૂળ ખરડો હોય એમ અનુમાન છે. વાર્તા ૬ પછીનો ભાગ નથી. ]

૩૩૬ ગજેન્દ્ર મોક્ષ લક્ષ્મીદાસ સં. ૧૬૩૯ ૨૩.

છેવટ:—

સપ્ત રાગ તે અતિ ભલા, નિ કડવાં નવ પર્માણ
એક રાતનિ નેઉ પદ એ ગ્રંથનું બંધાણ
સંવત્ સોલ ને ઓગણચાલુ ઉત્તમ તે જેષ્ટ માસ
શુકલ ને ગુરૂ સપ્તમીનાં દીન ગ્રંથ હોઉ ઉલ્લાસ
મિહિમદાવાદનિ વેત્રવતિ નદી જીતુલી માંહા વાસ
સમસ્ત વિપ્ર કીપા કરી નિ દાખ્યો ત્યાં શર્ણ
વાલમ જ્ઞાતિ ઉપનું હું જ્ઞાતિની ચર્ણ
મિહિમદાવાદનિ વેત્રવતિ નદી જીતુલી માંહે વાસ
ચર્ણરજ સહુ સાથની, ખોખા સુત કિહિ લક્ષ્મીદાસ.
શ્રી ભગવાન જિય. ઇતિશ્રી ગજેન્દ્રનું આક્ષાન–સંપૂર્ણ.

[ નોંધ. શરૂઆતના ૯ પાનાં ખુટે છે; કાવ્ય જૂનું અને અપ્રસિદ્ધ છે. બીજા એક ગજેન્દ્ર મોક્ષ કાવ્યનો પાછળ ઉલ્લેખ કરેલો છે, તે માટે જુઓ યાદી નં. ૨૮૫ અ. વળી લક્ષ્મીદાસના થોડાંક છૂટા પદો પણ ઉતારેલાં છે. ]

૩૩૬ अ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯

[ નોંધ. લખાણ અશુદ્ધ છે; તેમજ શરૂઆતનાં પાનાં ખુટે છે. ]

૩૩૬ ब યુદ્ધકાંડ ( ? )

અંતઃ—

જાંહાં ભીમસેન દૂતા ત્યાંહાં માંસુ આવ્યા મનિગમતા,
જાહારિ ભીમિ આવતા નિરખ્યા ત્યાહારિ હૈયામાંહિ હરખ્યા;
ભીમ ઉપરિ કીધી ડૅાટ ત્યાંહાં મેહેલ્યા બાણના ગોટ
યોધા સહુકો વેધ્યા, ત્યાંહાં ભીમસેન આકલા કીધા.

× × ×

[ નોંધ. કયા કવિનું લખેલું આ કાવ્ય છે, તે આદિ અને અંતના અભાવે નક્કી કરવું અઘરૂં છે. નમુના માટે બે કડી ઉપર નોંધી છે. ]

૩૩૭ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૫૮ ૨૨

(શરૂઆતનો ભાગ નથી.)

૩૩૭ अ રૂકિમિણી હરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૫૮ ૩૮

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮ ब. )

૩૩૮ આદિ પર્વ હરિદાસ સં. ૧૬૪૪ સં. ૧૭૬૨ ૧૬૦

[ નોંધ. વિશેષ હકીકત એની બીજી પ્રત નોંધતી વખતે આગળ આપવામાં આવશે. જુઓ યાદી નં. ૩૪૫. ]

૩૩૯ સ્વર્ગારોહણ રત્નેશ્વર સં. ૧૭૪૮ સં. ૧૭૯૯ ૬થી૨૯

છેવટ—

રત્ન કહે યત્ને કરિ કર્યો, યથા બુદ્ધિમાને વિસ્તર્યો.

[ નોંધ. પહેલા ૭ પાનાં ખૂટે છે. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં એ છપાયું છે. મૂળજી ભટ્ટ નામના લેખકે એજ વિષય પર કાવ્ય રચેલું છે, અને સુરજરામના કાવ્યની નોંધ પાછળ કરી છે; જુઓ યાદી નં. ૨૪૨ ]

૩૪૦ ચંડીપાઠના ગરબા રણછોડજી દીવાન સં. ૧૮૦૮ સં.૧૯૦૯ ૨૨

[ નોંધ. આ ચંડીપાઠના ગરબા પ્રસિદ્ધ છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૩૫. વળી એ જ લેખકના અન્ય કાવ્યો માટે જુઓ યાદી નં. ૬૭. ]

૩૪૧ વિદુરનીતિ સં. ૧૯૦૯ ૪૮

આરંભ—

કોઈ એક વખતે સંજય ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવીને કૌરવની નિંદા

કરીને બોલો કે હુ કાલે રાજસભામાં આવીને ચાર ભીષ્મ દ્રોણાદિક બેઠા હશે તાંહાં પાંડવોનો સંદેશો કેહેનાર છુ પછી જેહ થનાર હોય તે થાય. એવાં વચન બોલીને તે પોતાને ઘેર ગએો. × ×

અંતઃ—

× × પછી ત્રૈલોકનો સ્વામી જે પરમ કૃપાલુ જે સરવ મનોરથ પુરણ કરતા તે ઈશ્વિર સખા થઈને અંતકાલે તે પોતાના નિજ ધામે લઈ જસે.

અધ્ય આઠમો. વિદુરનીતિ સમાપ્તઃ

[સં. ૧૯૦૯ ના ભાદરવા સુદ ૧૫ ને શનિવારે ધોલેરાના મહેતાજીની નિશાલેથી પ્રત મંગાવી ઉતારી લીધું છે.]

૩૪૨ હસ્તામલક નરહરિ. ૪૦

છેવટઃ—

કર્ત્તા નરહર નામ જેહ, લખતં સંત મન ધારી સ્નેહ
સ્થાનક વડોદરા વાસ, ભક્તિ વૈરાગ્ય જ્ઞાન અભ્યાસ
સંવત ૧૭૪૦ ચૈત્ર સુદ એકાદશિ, એ કથા માહારે મન વસી.

(બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૨૯.)

૩૪૩ પ્રબોધ મંજરી નરહરિ સં. ૧૮૦૮ ૧૪

આરંભઃ—શ્રી ગુરૂદેવને કરુ પ્રણામ સમરૂ એક નિરંતર રામ;
જે હરિ ભજે સાધ પુરૂષને મલે તેહેની સકલ કલુષિત ટલે.
× × × શ્રી પ્રબોધ મંજરી પ્રેમે ભણે;
એ ચંચલ મન તો સ્થિર થાય નરહરિ જો ભુલીએ રઘુરાય.

અંતઃ-નિમિત્ત માત્ર તે નરહરિરામ કરતા પુરૂષોતમ અવિનાશ.
સં. ૧૮૦૮ ના આષાઢ સુદ ૧૫ ને બુધવાર.

[નોંધ. ગીતા અને હસ્તામલક સુદ્ધાંત નરહરિનો આ ત્રીજો ગ્રંથછે.]

૩૪૪ હમચી કૃષ્ણદાસ સં. ૧૭૨૮ ૫

શરૂઆતઃ—

શ્રી દામોદરના ગુણ ગાઈ મનડા માહે હરખે
તન કોમલ સાંમળીઓ સુંદર રૂપ મનોહર નિરખેરે
હમાચંડી હરી રંગરે પાવન કીજે અંગ
મોર મુગટ પીતાંબર ધારી, કુંડળ કાને લલકે.

૩૪૪ અ માંમેરૂં   કૃષ્ણદાસ   સં. ૧૭૨૮   ૧૫

× × ×

છેવટ—

રૂકમણી કૃષ્ણ મનોહર શેમા જોઈ જોઇને સું પામું
કૃષ્ણદાસ ત્રેમ કૃપા કરીને જોઓ સેવક સામૂં રે
હરી રંગ—પાવણુ કીજે અંગ

[શ્રી સંવત ૧૭૨૮ શાક ૧૫૯૩ વરીખે આખાડ માસ કૃષ્ણ પક્ષ દીતીઆ અન્યત થઉ રવિ વાસરે.]

× × ×

[નોંધ. કૃષ્ણદાસની હુંડી અને મામેરૂં સન ૧૯૨૨ ના 'બુદ્ધિપ્રકાશ' માં છપાયાં છે; હમચી અને બીજો એક ગરબો જે આ પ્રતમાં લખેલો છે તે અપ્રકટ છે. ગુજરાતી પ્રાચીન સાહિત્યના અભ્યાસીએ આ કવિની કૃતિઓ તપાસવી ઘટે છે. વળી પ્રત પણ જુની છે.]

૩૪૫ આદિપર્વ   હરિદાસ   સં. ૧૬૪૭   ૧૭૨૭   ૨ ગ થી ૨૨૪

છેવટઃ—

સંવત ષટ દશ વેદ ઉદધી વર્ષાગમ આષાઢ માસ.
ઉત્તમ પક્ષ ઃશશાંક શંકીત, હરીદીન વૃષત વિશ્વાસ
નંદા તીથી ભૃગુવાર ઉત્તમ સિદ્ધિ યોગ અપાર
વૃષ્યક શી દિવ મધ્ય દિવાકર પૂર્ણ ગ્રંથ વિસ્તાર
દ્વિજવર રૈકવ કુલિ ઉત્પન્ન, પૂર બારેજા મધ્ય વાસ
આદિ કથા અનુકાસંધાતિ કહિ કવીશ્રી હરીદાસે
ઇતિશ્રી હરીદાસ કૃત પ્રાકૃતિ પ્રબંધ આદિ પર્વ સંપૂર્ણ.

સંવત ૧૭૨૭ વર્ષે શાલિવાહન કૃત શાકે ૧૫૯૨ પ્રવર્તમાને આષાઢ શુદિ ૧૩ સોમે સાણંદ વાસ્તવ્યં રૈકવ જ્ઞાતિય પંડયા રામજી સુત શાળજી ગ્રંથાનુસારે એ લિખિતં.

૩૪૫ અ આદિ પર્વ   હરિદાસ   સં. ૧૬૪૪   સં. ૧૭૬૧   ૧૬૦

[નોંધ. નં ૩૪૫ અને ૩૪૫ અ એકજ કવિના કાવ્યો છે; નં. ૩૪૫ અ વિસ્તૃત અને મૂળને અનુસરતું છે; જ્યારે નં. ૩૪૫ આદિ પર્વના સારરૂપ છે. અંતે કાવ્યને છેડે પ્રતિશ્રી એક સરખીજ છે.]

૩૪૬ પ્રકીર્ણ કાવ્યો   ધનરાજ   ૨૯ થી ૮૩

[નોંધ. આમાં ન્હાના ન્હાના પ્રકીર્ણ કાવ્યો જેમકે, ત્રિરૂઆ ગણપતિ,

ચતુરવદન લખેલાં છે અને એક બે સ્થળે ધનરાજનું નામ મળી આવે છે, તે પરથી કર્ત્તા તરીકે તેનું નામ આપ્યું છે. કાવ્યના નમુના તરીકે થોડીક પંક્તિઓ નીચે ઉતારી છેઃ—

"ચતુર વદન સમરયુ યુગ આદિ, ત્રિપુર હણ્યું શવ યેહ પ્રસાદિ
...સ્તવુંઅ ગણેશા હરિ. ૧

સકલ ભુવનયે વ્યાપિ વાણી, સમરુ તદગત્ ચિતિ આણી
જાગી દૈવત સારા. ૨

અહનિશિ સમરુ એક નિરંજન, જરા મરણ દુઃખ ભવ ભય ભંજન
રંજન મુનિજન ચિંતે. ૩

પતિત અજામિલ પુત્ર હકારુ નારાયણ નામિ ભવતારક
રધુ પરમ પદે સોએ,

× × ×

૩૪૭ ઓખાહરણ નાકર ૪૬

[નોંધ. પહેલાં બે પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૪.]

૩૪૮ હરિલીલા ભીમ સં. ૧૫૪૨ સં, ૧૬૪૪ પર થી ૧૩૪

[નોંધ. પ્રથમનાં ૫૧ પૃષ્ટ નથી. વધુ માટે જુંઓ યાદી નં. ૨૩૮]

૩૪૮ અ ભૂગોળ શાસ્ર. ૩૪

[નોંધ. આમાં પૃથ્વીનું પુરાણ પ્રમાણે વર્ણન લખેલું છે, તેમ રાજાઓની વંશાવળી આપેલી છે, જે નોંધ મેળવવા માટે ઉપયોગી થઇ પડે.]

૩૪૯ હરિલીલા ભીમ સં. ૧૫૪૨ સં. ૧૬૮૭ ૧૪૬

[શરૂઆતનાં દશ પાનાં નથી.]

૩૫૦ ઢોળામારૂની વાર્ત્તા કુશળલાભ સં ૧૬૭૭ સં ૧૭૪૨ ૬થી૫૯

[નોંધ, પહેલાં ૭ પાનાં નથી. એ વાર્તા આનંદ કાવ્ય મહોદધિ ભા. ૭ માં છપાઇ છે [પૃ. ૧ થી ૬૬]; એજ લેખકની બીજી કૃતિ માધવ કુંડળા પણ સદરહુ ગ્રંથમાં આપેલી છેઃ]

૩૫૧ ભગવદ્દ ગીતા ૬ થી ૭૫

[નોંધઃ સંસ્કૃત મૂળ—ગુજરાતી ટીકા સાથે—પ્રત સારી છે પણ શરૂઆતમાં ૫ પાનાં નથી તેમજ તે ચૌદમા અધ્યાયથી તુટક છે. ટીકાનો નમુનો નીચે આપ્યો છે'—

અંતઃ—શમયિ મન વશ રાખવું. દમયે બાહ્ય ઇંદ્રિય વશ રાખવાં. તપયિ
શારીર વાચિક માનસ ત્રિવિધ શૌચયે બાહ્યાંતર કરવૂં. ક્ષાંતિયિ ક્ષમા,
આર્જવેયિ કોમલપણું. શાસ્ત્રજ નિતયિ જ્ઞાનયિ આત્માનંદનો અનુભવ
આસ્તિકાયિ વેદાર્થને વિષે શ્રદ્ધા રાખવી. એ તાં બ્રાહ્મણનાં કર્મ,

૩૫૨ નળાખ્યાન પ્રેમાનંદ ૬૮

[ નોંધ ૬૩ કડવાં સુધીનો ભાગ છે. છેવટનાં પાનાં નથી. ]

૩૫૩ સભા, વન અને વૈરાટ પર્વ } (?) ૯૫

નોંધ વધુ માટે જુઓ યાદી નં. ૩૨૬, આદી અને અંત બંને ત્રુટક છે,
નમુનારૂપે વૈરાટ પર્વમાંથી થોડી લીટીઓ નીચે ઉતારી છેઃ—

વૈશપાયન કહિ જનમેજાઇ। કથા વૈરાટ વિશાલ;
પૂરવિ પુરખ રહ્યા જિમ છાના તે સાંભલિ ભૂપાલ!
ધૌમિ પ્રતિ પંચ બ્રાત્રિ કહિ ગુરૂજી। કહિ નગરઇ જૈ રહીઇ
તમ પ્રતાપિ આનંદિ વન કીધાં એ દુઃખ કેહી પરિસહીઇ?
મછવેધ રાદુપદ વરી પંચાલી પરણાવ્યા
સુભદ્રા હરઈ નઇ રાજસોઇમાં શિવ કહિનઇ એ લખાવ્યા

૩૫૪ નળાખ્યાન પ્રેમાનંદ સં ૧૭૩૩ ૬૮

છેવટઃ—

" સંવત ૧૭૩૩ ના વર્ષે ફાગણ વદ ૧૧ મી દીનજી
પરીપુરણ કીધુ નળ કથા આખ્યાનજી "

[ નોંધ. સામાન્ય રીતે નળાખ્યાનની રચ્યા સાલ સં ૧૭૪૧ જોવામાં આવે
છે; પણ ત્રણ પ્રતો નળાખ્યાનની મળી છે, તેમાં તે સાલ સ ૧૭૩૩
મળી આવે છે, જેમાંની એક ઉપર નોંધી છે. પ્રેમાનન્દના અભ્યાસીએ
આ તેની રચના સાલનો પ્રશ્ન વિચારવા જેવો છે. ]

૩૫૫ સુરેખાહરણ વીરજી સં ૧૭૨૦ સં ૧૮૨૯ ૫૫ ૫.

છેવટઃ-

નરનારી જે સાંભળે એ સુરેખાનું હરણ, અવળાંનું સવળું કરે પ્રભુ અશર્ણ્ય શર્ણ્ય

\+ + +

સંવત ૧૮૦૩ વર્ષ શ્રાવણ સુદી ૪ વાર ગુરુ પાવન
તે દહાડે ગ્રંથ પૂરો થયો, છે કન્યા રાસે ચંદ્રમા વળી નૌતમ દીન

× + ×

ગ્રંથની સંખ્યા વિષે પદ સાતસે ને તેર છત્રીસ કડવાં બાંધ્યાં જુજવે રાગે ફેર.
મોઢ જ્ઞાતિ ચતુર્વેદી વીપ્ર ફેરો દાસ તાપી તીરે દેશ દક્ષિણ તાંહાં તેનો વાસ.

× × ×

લખીતંગ ઔદિચ્ય જ્ઞાતિ આચાર્ય મહેશ્વર સુત જોશ, લીંબડી મધે લખું છું. સં. ૧૮૧૯ વર્ષે લખું છું......

[ નોંધ. આમાં રચ્યા સાલ સં. ૧૮૦૩ લખેલી છે, પણ ખરી રીતે તે પ્રેમાનંદના શિષ્ય વીરજીનું કાવ્ય છે, જે પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાયું છે અને તેમાં તેની રચ્યા સાલ સં. ૧૭૨૦ આપી છે. ]

| | | | |
|---|---|---|---|
| ૩૫૫ अ હુંડી | પ્રેમાનંદ | સં. ૧૭૩૩ | ૮ |
| ૩૫૫ ब સુદામાચરિત્ર | પ્રેમાનંદ | સં. ૧૭૩૮ | ૯૩ થી૧૧૦ |
| ૨૫૫ क શિવરાત્રીની કથા | (?) | સં. ૧૮૧૬ | ૨૬ |

આરંભ:—ઇશ્વર ભલો સુમરી જાય પાપ જન્મમાં કરી,

એહ ભણતાં ત્રુટે ભવપાસ......શંકરનું દાસ;
ગણપતિ સ્વામી સીધ બુધ ધણી, માગુ વિદ્યા પરમ પદ તણી;
પુજે અગર કપુર અતિ મેવ, લક્ષ લાભ આપે અતિ દેવ.

અંત:—ત્રિભુવન કરતાં જે જે કામ ઇશ્વર ત્રુઠા દેવદાતાર,
એ કથા છે પુણ્ય પ્રકાશ ભણતાં સુણતાં શિવપુર વાસ.

૩૫૬ ચંદ્રહાસ આખ્યાન (?) સં. ૧૯૧૮ . ૨૭

છેવટ:—

નારદ કહે છે અરજુનને તું સાંભળ્યને વચન
એ સાથે કેમ ચાલશે, એને માથે જુગજીવન
વચન સાંભળી રૂપી તણુ ને અરજુન લાગ્યા પાય
રૂખિણી અમને પાવન કીધા, સંભળાવી કથાય
એ આક્ષાનનો મહીમા મોહોતો, પતીત હોય પાવન
વિઘન સરવે તેહનાં ટલે ને મલે જુગજીવન.
ઇતિ શ્રી ચંદ્રહાસની કથા સંપૂર્ણ.

[ નોંધ. પ્રત જીર્ણ છે તેમ વચમાંથી પાનાં ગયલાં છે; કર્ત્તાનું નામ મળતું નથી; અને વળી પ્રેમાનંદના ચંદ્રહાસથી તે જુદું પડે છે. ]

૩૫૭ ચંદ્રહાસ આખ્યાન શાસ્ત્રી વ્રજલાલ સં. ૧૯૧૪ ૭૬

છેવટ:—

એક મને જે સાંભળે ચંદ્રહાસ આખ્યાન,
ભક્તિભાવ શુભ ઉપજે પ્રસન્ન થાય ભગવાન.
ગાતાં સુણતાં શ્રી હરિ પૂરે મનની આશ,
કહે વ્રજલાલ વિવેકથી :પરિગ્રહનો દાસ.
નાગર બ્રાહ્મણ નાત્ય છે વ્રજલાલ મુજ નામ,
સંસ્કૃતનો અભ્યાસ છે રહુ મહતાજ ગામ;
ઓગણીશે ને ચૌદમો વિક્રમ સવત જેહ,
ચૈતર સુદ અગીઆરશે પૂરણ કીધુ એહ.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય લીથોમાં છાપેલું મળી આવે છે. શાસ્ત્રી વ્રજલાલની કૃતિ તરીકે તે અભ્યાસીનું વિશેષ ધ્યાન ખેંચશે. ]

૩૫૮ અભિમન્યુ આખ્યાન (?) સં. ૧૯૦૭ ૪૨

આદિ—

વિઘ્ન હરણ વિધાતા......પ્રથમે સુરીએ કરુ નમસ્કાર,
સ્વામી ! તું છે ગરૂઓ દેવ, મન વાંછિત ફલ આપો ખેવ;
આગે કવિજન હેવા બહુ તુજ આરાધે બોલા મહુ.

અંત—

ભાવે ભગતે સાંભલે તેહને વૈકુંઠવાસો થાયરે,
પચદેવની કીરપા વડે તો ગ્રથ પુરણ થાયરે.
સંવત ૧૯૦૭......સોમવાર.

[ નોંધ. ૩૩ કડવાનું આ કાવ્ય છે અને તે સંપૂર્ણ છે. કર્ત્તાનું નામ જણાયું નથી. ]

૩૫૯ મામેરૂં પ્રેમાનંદ સં. ૧૭૭૫ ૨૮

છેવટ:—

માહામેરૂં હો ગાએ સાંભળે તેહની પોચે આસ,
સોળ કડવાં પૂરાં થયા તે કહે પરમાનંદદાસ.

[ નોંધ. પ્રત બહુ જુની, પ્રેમાનંદની હયાતિમાં ગોધરામા લખાયલી છે; અને તે પુરતી તે મહત્વની કહેવાય. ]

૩૬૦ અલખબુલાખીનાં પદો . . સં. ૧૮૮૯ ૪૪

[ નોંધ. અલખબુલાખી ગયા સૈકામાં થઇ ગયા અને તેમના પદોનો સંગ્રહ છૂટો છાપેલો મળે છે. ]

૩૬૧ અભિમન્યુ આખ્યાન ( ? ) ૮ થી ૫૦

છેવટઃ— ઉથલો.

થઇ નાસાનાસ હેવો પાર્થ કુમારરે,
રથ આવે ગર્જતો ગભરાવ્યા દ્રોણુ તણુા અવતાર.
દ્રોણુ સહુને કહે નાસો નહિ કો જનરે,
નહિ પારથ પ્રથવીપતી એ તો આવ્યો અર્જુન તન.
ગટોરગછે સારથીને ઝાલો ધનુષ ને બાણુ,
અર્જુન સુતને દેખતાં, સહુ નાસા લેઇને પ્રાણુ.

[ નોંધ. શરૂઆતનાં પાનાં નથી. થોડોક ભાગ પ્રત નં. ૩૫૮ પ્રમાણે છે. પ્રેમાનંદ અને લલ્લરામના આખ્યાન સાથે મળતાપણું નથી. અભિમન્યુ આખ્યાન જૂદા જૂદા કવિઓએ લખેલું એડિટ કરવામાં આ પ્રત જરૂર ઉપયોગી નિવડે. ]

૩૬૨ મોરધ્વજ આખ્યાન નાકર સં. ૧૭૩૦ ૭૮

છેવટઃ—

અશ્વમેધ તણી એ કથા, સાંભળો રાજા તમો સર્વથા;
એકમનાંતાં જે સાંભળે, તેહેનાં પાતક પરતક્ષ બલે,
જે કો સાંભલિ નર ને નાર, મયા કરિ તેહિને દેવ મુરારિ;
સાંભલિ તેહેની પોહોચિ આસ, કેહિ નાકર વિષ્ણુનો દાસ.

ઇતિ શ્રી અશ્વમેધ પરવ તણી જૈમુન્ય ભારથ મોરધ્વજનું આક્ષાન સમાપ્ત. સંવત ૧૭૩૦ વર્ષે કાર્તિગ વદી ૯ શનઉ, સંધ્યાકાલ સમાપ્ત.

૩૬૩ વિરાટપર્વ ( ? ) ૬૯

આરંભઃ—

વૈશંપાય જનમેજે કહે છે, ધૌમ્ય પ્રત્યે ધર્મરાય,
........અમારા બલીયા, જાણીતા જુગ માંહે.
મછવેધ રાજા દ્રુપદને ઘેરય, પંચાળી પરણાવ્યાં,
રાજસુય યજ્ઞ કરીને સુભદ્રા હરણુ, સાંહા સહુકોને.....

[ નોંધ. છેવટનાં પાનાં નથી; તેમજ કર્ત્તાનું નામ મળતું નથી.
જુઓ યાદી નં. ૩૫૩. ]

૩૬૪ સુરેખા હરણ  વીરજી  ૩

[ નોંધ. કાવ્ય છપાઇ ગયલું છે; છેવટનો ભાગ તુટક છે. ]

૩૬૫ કૃષ્ણ વિષ્ટિ  ભાલણ  ૪

આરંભઃ—  રાગ મારુ.

દ્રુપદીને ભવન આવા જુગદીશરે ક્રોધ ટાલો રહે મનની 'રીસ,'
આસન આપું અવળે હાથ ઘેર આવા શ્રી જદુનાથ.  ૧
હરિનો હાથ ઝહો પંચાલી, બોલંબો દે વાલી વાલી,
તમો જીવતાં સારંગપાણિ ! સભામાં હું અતિ વગુઆણી.

અંતઃ—

કરમણજી ! માહરે ખપ નથી રાજ અને દામરે;
એમ કરજે જયમ ભાલણ પ્રભુ રાઘવ કામરે.
હરિજી ! સાંભળોરે.  ૨૨

[ નોંધ. પ્રત વચ્ચેથી તુટક અને ખવાઇ ગયેલી છે. પ્રસ્તુત કાવ્ય ઉપરાંત રાજે, રામકૃષ્ણ, રણછોડ વગેરેના પદ તેમ હનુમંતના મહીના વગેરે લખેલાં મળી આવે છે. ]

૩૬૬ હરિલીલા  ભીમ  સં. ૧૫૪૧ સં. ૧૬૯૧  ૧૧૩

( વધુ માહિતી માટે જુઓ યાદી ન. ૨૧ )

૩૬૭ ભગવદ્‌ગીતા  સં. ૧૭૧૨  ૨૮૪

[ નોંધ. મૂળ શ્લોક ગુજરાતી શ્રીધરની ટીકા સાથે; જુના કાળની ભાષાશૈલીના નમુના માટે તે ઉપયોગી થાય એમ છે. નમુનોઃ—" ગ્રંથના " ગ્રંથના પ્રારંભ નિ વિષિ ગીતાની ટીકાનું કર્તાયે શ્રીધરાચાર્ય તે ઇષ્ટિદેવ નિ નમસ્કાર કરિ છે. અહલ્યો તે ઇશ્વરના ચરણાવિંદનિ નમૂં છૂં. હૂં નમૂ છૂ ઇમ શિં ન કહ્યું. યમ અહમ્યો નમું છૂં કહ્યું તે અહમ્યો કહિતાં શિષ્ય સહિત શ્રીધર ઇશ્વરની નમૂં છૂં. ]

૬૬૮ ભગવદ્‌ગીતા  ૭૭

[ નોંધ. ઉપર મુજબ. ટીકાની ભાષા જૂદી પડી જાય છે. જેમકેઃ- " ગ્રંથ આરંભને વીષે ગીતાની ટીકાનો કરતા શ્રીધર છે ? તે ઇષ્ટદેવને નમસ્કાર કરે છે. ઇશ્વરના ચરણારવંદને નમુ છું ]

૩૬૯ ભગવદ્‌ગીતા  ૨ થી ૯૪

નમુનો—"......હવડાં હસ્તિનાપુર નિં વિષિ રહ્યે ધૃતરાષ્ટ્ર સ્વરિં જન્માંધ તે સારથિયે સંજય તે પ્રતિ પૂછિ છિ. કેહવું છિ તે સંજય. વેદ

વ્યાસની કૃપાથિ હું પામ્યું છિ દિવ્ય ચક્ષૂ યેણિ એકિં દામિ બિઠુ........
તે દેખી સમસ્ત લોક બોલિને સાંભલિ........

[ નોંધ. પ્રત ત્રુટક તેમજ ઘસાઈ ગયલી છે. ]

૩૭૦ મામેરૂં    પ્રેમાનંદ    સં. ૧૭૩૯  સં. ૧૮૪૨

[ નોંધ. થોડોક ભાગ પાના ચોંટી જતાથી રદ ગયો છે.

૩૭૧ લવકુશ આખ્યાન રઘુરામ  સં. ૧૭૭૨  સં. ૧૯૩૫   ૫૩

[ નોંધ. રઘુનાથકૃત અશ્વમેધ છે. તેમાંથી આ ભાગ સંક્ષેપમાં ઉતારી લીધો છે. પ્રસ્તુત અશ્વમેધ કાવ્ય સં. ૧૯૧૪ માં લીથોમાં છાપેલું મળી આવે છે તેમાંથી નીચેની પંક્તિઓ કવિ વિષે માહિતી આપે છેઃ—

" દીક્ષત કુલ ઓટક કેહેવાએ, યજુરવેદી સાક્ષાત જ થાએ.
ઓરપાડ મધે વસવો વાસ, કવી શકતી હવી પ્રકાશ;
સંવત સત્તર બોહોતેરા ચાર, શ્રાવણુ માસને બીજ બુધવાર,
પુરણુ પદબંધ કીધા સરસ્વતી, માતા ભવાની મસ્તક ગાજતી.
કરી કરૂણા ત્રીકમજી રણછોડ, જન રઘુરામનાં પૂરયાં કોડ
શ્રોતાજન સહુ સાંભલજે શઇ, જાગ કથા તે પૂરણુ થઈ.

કડવાં ૧૨૧–ઇતિ શ્રી મહાભારથ મધ્યની અસ્વમેધની કથા સંપૂરણુ સમાપ્ત...]

૩૭૨ નરસિંહના પુત્રનો વિવાહ   હરિદાસ  સં. ૧૭૨૫   ૭૬

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ નં. ૯ માં છપાયું છે; પ્રતનો આગળ પાછળનો ભાગ ફાટી ગયલો છે. ]

૩૭૩ ગરબા અને પદો          સં. ૧૯૧૪   ૩૮

[ નોંધ. આમાં પરચુરણુ પદ ગરબા ઉતારેલાં છે; છેવટે જુનું ફળાદેશ લખેલું છે. ઉદાહરણુ તરીકે—

સંવત સતરેતરોતરે બોહોત હોસે સુકાળ,
લોક માહાજન સુખ લહે, ઘેર ઘેર મંગલચાર.

...  ...  ...  ...  ...

૩૭૪ અંબરિષ આખ્યાન  રામભક્ત          ૧૫

આરંભ—

આદે શ્રી ગુરૂને નમું આદ પુરૂષનું ધ્યાન,
વિષ્ણુ વરત એકાદશી, અંબરિષનું આખ્યાન.

× × × ×

છેવટ:—

રામભક્ત કહે વીનતી, મુને કીરપા કરો જુગદીશ;
તાહારી ભક્તી નિશ્ચલ આપીએ, ચરણે નામું શીશ.

[ નોંધ. ભગવદ્‌ગીતાનો જેણે પદ્યમાં અનુવાદ કર્યો છે તેજ આ રામભક્ત હોય એ સંભવિત છે. ]

૩૭૪ * નરસૈંના પુત્રનો વિવાહ } હરિદાસ સં. ૧૭૨૫ ૫૪

[ નોંધ. પ્રત સંપૂર્ણ છે અને સુવાચ્ય છે. જુઓ યાદી નં. ૩૭૨. ]

૩૭૫ ઓખાહરણ કાહાનભટ સં. ૧૯૦૩ ૯૫

છેવટ —

તાવ એક તને નવ્ય પીડે, વર આપ્યો ગોપાળજી;
એકમને એક પુન્ય કરે જે નર ને નારિજી;
ધન ધાન્ય સંતાનને આપે, પામે મનની આશજી;
કરજોડિને વિનવે કાહાનભટ હરિનો દાસજી.

[ નોંધ. આ પ્રત સારી રીતે લખાયલી છે અને પુરી છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૮૬ ]

૩૭૬ મદાલસા આખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૨૮ ૧૮૬૩ ૧૪૬

છેવટ—

સંવત સતર અઠાવીસ વરષે, ચૈત્ર માસ પંચમીને રવૈ.
વીપ્ર સરવની કૃપાથી આક્ષાન એ પુરણ હતું
વીરક્ષેત્ર વડોદરૂં તે મધે કવિનો વાસ,
ચતુર્વિંશી ગ્નાતિ બ્રાહ્મણ, પ્રેમાનંદ હરિનો દાસ.

× × ×

[ નોંધ. માર્કંડેય પુરાણમાં આ કાવ્યનો સમાવેશ થઇ જાય છે; પણ એ આખા ગ્રંથનો અનુવાદ કરતાં પૂર્વે કવિએ આ આખ્યાન પ્રથમ અજમા-

યશ તરીકે લખેલું. વિશેષ હકીકત માટે જુઓ પ્રાચીન કાવ્યમાળા માર્કંડય પુરાણ-ભા. ૨. વળી આ કાવ્ય છૂટું છપાયલું પણ મળી આવે છે. ]

૩૭૬ અ રામદેના મહીના નરસૈં (?) સં. ૧૯૦૬ ૯

છેવટઃ—

આપણ અમસુ રંગે રમા કહા તેરજ માસરે
કરજોડી નરસહીઓ વીનવે, તારો ક્વી છે ભક્તદાસરે
ઇતિશ્રી રાંમદેના મહીના સંમુપુરણ લખા છે

[નોંધ, નરસૈંના નામે કોઈ કવિએ આ મહિના લખેલા માલુમ પડે છે. પ્રતના છેવટ પ્રેમાનંદકૃત સુદામાચરિત્ર લખેલું છે પણ તે તુટક છે. ]

૩૭૭ મદાલસા આખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૨૮ સં. ૧૯૨૧ ૩૫

[ નોંધ. પ્રત સુવાચ્ય અને સળંગ છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૭૬ ]

૩૭૮ સુધન્વા આખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૪૦

[ નોંધ. પ્રત ફાટી ગયલી તેમજ અશુદ્ધ અને કાચા અક્ષરે લખાયલી છે. આ કાવ્ય પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ નં. ૩૩ માં છપાયલું છે. ]

૩૭૯ હરિશ્ચંદ્રાખ્યાન ( ? ) ૪ થી ૪૩

[ નોંધ. શરૂઆત અને અંતનો ભાગ ખૂટે છે. પ્રેમાનંદના હરિશ્ચંદ્રાખ્યાન સાથે તે મળતું આવતું નથી. વળી તે વિષ્ણુદાસનું કે નાકરનું લખેલું જણાતું નથી. નમુના માટે થોડીક લીટીઓ છેવટના ભાગમાંથી અહિં નોંધી છે.—

" વાડી મધ્યે ચાલી આવ્યો રાજા કેરો બાલરે
દામ હામથી વિચારથી તે આવી મલા તત્કાલરે
નાના વિધનાં પુષ્પ અનોપમ કહેતાં નાવે પારરે
ખોળા વાળી શોધી કરીને વીણે બ્રહ્મ કુમારરે
જાય જુઇને મોગરો છે સેવંત્રાં ઘણું સારરે
ડમરો મરવો કેતકી, ચંબેલી અપારરે.

× × × ×

વાડી માંહે વિપ્ર આવ્યો સર્પ થયા તે વારરે.

× × × ×

૩૮૦ શિક્ષાપત્રી સહેજાનંદ સ્વામી સં. ૧૮૮૨ ૩ થી ૬૪

[ નોંધ. સ્વામીનારાયણ સંપ્રદાયનો આ ગ્રંથ અતિ માનનીય અને પૂજ્ય સ્થાન ભોગવે છે; તે ગ્રથ છપાયલો મળી આવે છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૯. ]

૩૮૧ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ ૨૫

[ નોંધ. શરૂઆતનો ભાગ ખંડિત છે. છેવટની કડી નીચે પ્રમાણે છેઃ—

"૨૬ વિપ્ર ચતુર્વશી કૃષ્ણસુત પ્રેમાનંદ
હરિ કૃપાએ હુંડી કરી, હસનપરામાં બંધ." ]

૩૮૨ રણછોડજીનો ગરબો ૯

[ નોંધ. પ્રત તુટક છે. વધુ માટે જુઓ યાદી નં. ૨૬૯ ]

૩૮૩ આંબાનું આખ્યાન. ૩

છેવટ—

" નંદરબાર નગરમાં વસૂ નાણાવટાની માંહાં,
આંબા તાં ઉત્તમ થાએ છે, નાહાની મોટી જાતાં "

\+ + + +

મોહનજીનો પહેરો સુ આવો આંબો લેવા
પંચરાત્ર દેવ સુંદરીની પ્રેમ કીધી પુજા;
પેહેલા કો કવિઆં કીધુ તુ આંબાનુ આંક્ષાન,
સુંદરીઆં ઘુંઘ સારૂ આંબાનું આક્ષાન.

\+ + + +

[ નોંધ. બીજું એક કાવ્ય છે, તેની નોંધ પાછળ કરવામાં આવી છે. જુઓ યાદી ન. ૩૩૪ अ ]

૩૮૩ अ પ્રેમગીતા સં. ૧૭૬૬ ૨૩

છેવટઃ—

સંવત ૧૭૬૬ હાતેરે શ્રાવણ સુદ એકાદસી;
સનેહી સીધાં સઘળાં કાજ પ્રેમ ગીતા મન વસી.

\+ + + +

[ નોંધ. આ બંને કાવ્યો ન્હાનાં છે; અને તે અપ્રસિદ્ધ છે. ત્રીજું એક કાવ્ય ઉમીયા લક્ષ્મીવરનો ગરબો પણ આમાં ઉતારેલો છે. ]

૩૮૪ ઓખાહરણ કાહાન સં. ૧૯૧૮ ૭૨

[ નોંધ. આમાં કેટલીક પરચુરણ ગરબીઓ અને પદો ઉતારેલાં છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૩૭૫. ]

૩૮૫ ઓખાહરણ ( ? ) ૨૯

[નોંધ. પ્રત ત્રુટક છે; તે ૨૩ કડવાંનું કાવ્ય છે; અને કર્તાનું નામ મળતું નથી. ]

૩૮૬ ઓખાહરણ પ્રેમાનંદ

[નોંધ. આમાં કડવાંની સંખ્યા ૮૯ છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૨૬૪. ]

૩૮૭ પ્રહ્‌લાદ આખ્યાન કાલિદાસ સં. ૧૮૧૭ સં. ૧૮૬૯ ૬૭

છેવટ—

" સંવત સંખ્યા પુરાણે શણગાર ઉપર એક.
ચૈત્ર શુદ એકાદશી, થઓ ગ્રંથ વીરણ વિવેક.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય છૂટું છપાયલું મળી આવે છે. ]

૩૮૭અ દ્રૂપદી વસ્ત્રાહરણ ભાલણ ૩

છેવટઃ—

" ત્રીકમે તાંતણા ગણીને રાખા, જે નવસે નવાણું થાય
દોહલી વેલામાં પુરીશ તે દુસ્યાશનને દ્વાર "

[ નોંધ. ભાલણનું આ કાવ્ય જાણીતું છે; અને તે પ્રસિદ્ધ છે. ]

૩૮૮ અભિમન્યુ આખ્યાન પ્રેમાનંદ

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ નં. ૩૩ માં છપાયલું છે; પ્રત બહુ જીર્ણ અને ત્રુટક છે. ]

૩૮૯ નરસૈંના પિતાનું શ્રાદ્ધ. મૂળજી સં. ૧૭૧૧ (?) ૩૧

[ નોંધ. પ્રત સુવાચ્ય છે અને તેમાં રચ્યા સાલ ૧૭૧૧ નોંધી છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૧૧ ]

૩૯૦ નરસૈંના પિતાનું શ્રાદ્ધ. પ્રેમાનંદ સં ૧૯૧૨

[ નોંધ. પ્રત બહુ અશુદ્ધ છે; અને શરૂઆતના ચાર પાનાં નથી. તે બૃહતકાવ્યદોહન ભા. ૬ માં છપાયું છે. ]

૩૯૧ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૩૩ ૨ થી ૧૦૮

અંત—

" સંવત ૧૭૩૩ મા વરષે ફાલ્ગુણી વદી નવમી દીનજી
તે દિવસે પરિપુરણ કીધું નવલકથા કીરતનજી. "

[ નોંધ. પ્રત તુટક છે; વચ્ચમાંનો ભાગ નથી; છતાં કાવ્યની રચ્યા સાલ તેમાં સં. ૧૭૩૩ નોંધેલી છે, તેટલા પુરતી એ કિમતી છે. વધુ માટે જુઓ યાદી નં. ૨૬૮.]

૩૯૨ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૪૨ ૬૬

છેવટ—

સંવત સત્તર બેહેતાલો પોષ સુદી એકાદશી ભૃગુવાર
દ્વિતીય. દર્શનની વેલાયે થયો પુરણ પીસ્તાર.

× × × ×

રાઘવ વરને પાસસે સાંભળતાં પદબધરે
શ્રોતાજન શ્રી કૃષ્ણ કહો, તે કહે ભટ્ટ પ્રેમાનંદરે.

[ નોંધ. ગુ. વ. સોસાયટી તરફથી આ કાવ્ય એડિટ કરવાનું કામ જાણીતા અભ્યાસી રા. મંજુલાલ આર. મજમુદારને સુપ્રત થયું છે.

૩૯૩ પુરૂષોત્તમ માસની કથા કેશવરામ સં. ૧૯૨૫ ૭૨

છેવટ—

પુરણ પુરસોતમ માસની કથા વિસ્તારી કહી
શ્રોતાજ સાવધાન થઇ બોલો જે જે શ્રી હરી.

× × × ×

વલણ.

નરનારી જે સાંભળે પોહોચે મનની આશ;
કરજોડી કેશવ કહે હરિચરણે પામો વાસ.

[ નોંધ. પુરૂષોત્તમ માસની કથાનું માહાત્મ્ય ગુજરાતમાં વિશેષ મહત્ત્વ ધરાવે છે. તેનો પદ્ય અનુવાદ બીજો કોઈ જાણવામાં નથી.

૩૯૪ અંગદવિષ્ટિ સામળ સં. ૧૯૧૬ ૪૮

( વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૧૧૦ )

૩૯૫ નળાખ્યાન પ્રેમાનંદ સં ૧૭૪૨ સં ૧૬૪૭

[ નોંધ. પ્રત તદ્દન તુટક, અપૂર્ણ અને અશુદ્ધ છે. ]

૩૯૬ ભગવદ્ગીતા રામભક્ત સં ૧૭૬૦ સં. ૧૮૩૬ ૩૬

( જુઓ યાદી નં. ૬૨ )

૩૯૬ અ. સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૮૩૭ ૨૨

૩૯૭ સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ સં. ૧૮૨૨ ૨૦

છેવટ:—

સંવત સત્તર આડત્રીસ વર્ષે શ્રાવણ સુદિ નીધાન
તીથી ત્રતીઆ ભૃગુવાસર પદબંધ કર્યું આખ્યાંન
ઉદરનીમિત્ત પ્રબંધ કીધો સેવક નંદરબાર
નંદીપુરમાં કથા કરી જ્યા શુદ્ધ અનુસાર.

× × × ×

( જુઓ યાદી નં. ૬ )

૩૯૮ સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૮૫૪ ૨૨

૩૯૯ સુદામાચરિત્ર પ્રેમાનંદ ૧૯

[ આનું પહેલું પાનું નથી. ]

૪૦૦ ચંદ્રહાસ આખ્યાન સોજો ૫૬

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્યદોહન ભા. ૮ માં છપાયું છે. ]

૪૦૧ સુદામાચરિત્ર પ્રેમાનંદ

( શરૂઆતનો ભાગ નથી. )

૪૦૧ એકાંતરીઆ તાવની ૯

કથા

આરંભ:— પૂરવ છાયો.

શ્રી પાટણકુલ એકાંતરો થઓ, તાહાં એક રજપુત હતો સાર.
તેને એક છોકરો હતો તેનો કેહેવા લાગો સાર.
દાદાજી આપણે હીંઆથી જઇએ સહી.
તાંથી તે જણ ૨ આવા જેતાં મંહી.

× × × ×

છેવટ:—

ને જાઉં તો ખાલાપાની કુંડીનો કીડો અવતરું. તે કરતાં
તે કરતાં ન જાઉં તો હું ભારના ઘરનો ગધેડો અવતરું.
ઇતિશ્રી વારતા એકાંતરીઆ તાવની સંપૂર્ણ લખી છે.

૪૦૨ ઓખાહરણ પ્રેમાનંદ

છેવટ.—

પછે ઓખાને પદમા આપી વરતો જેજેકાર;
શ્રી કૃષ્ણ પધારા દ્વારકાને પરણાવી કુમાર.

વાડી માંહે ઉતરા નાયજી, સ્વજન તેડાવૂં પ્રીતે કરી
ગાજતે વાજતે પુરમાં આવા પુત્રનો વીજે કરી.
ઓખાહરણ જે સાંભળે તેના તાપ ત્રણે જાએ;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા સાંભળો શ્રી જદુરાએ,
ભવિ કરીને સાંભળે તેને વઈકુંઠ પ્રાપ્તી થાએ.
વઇરણુર જન જે હરી કહે તેને અંગ નીરમળ થાએ

વલણ

થાએ નીરમળ અંગ જે સાંભળે ધરી ભાવ,
વઇરણુવ માત્ર હરી કોહો, પ્રભૂનું ધરજો ધ્યાન

કડવાં ૩૧ સંપુરણ )

[ નોંધ. શરૂઆતના ૧૯ કડવાં નથી; પણ આમાં કુલ કડવાં ૩૧ છે, તે પુરતી પ્રત ઉપયોગી કહેવાય.

૪૦૩ ધનુષધારીનો ગરબો વલ્લભ ૨૧

[ નોંધ. વલ્લભના મુખ્ય અને જાણીતા ગરબાઓ છૂટક તેમજ બૃહત્કાવ્યદોહનમાં જૂદા જૂદા ભાગોમાં છપાયા છે. ]

૪૦૪ ઓખાહરણ પ્રેમાનંદ સં. ૧૮૭૯

[ નોંધ. નં. ૪૦૨ની પ્રત મુજબ આમાં પણ ૩૨ કડવાં છે; એટલે પ્રેમાનંદે મૂળ કાવ્ય ૨૯ કડવાંનું લખ્યાનું મનાય છે, તેને આ પ્રતોથી સમર્થન મળે છે; અને ૫૩ કડવાનું કાવ્ય પાછલી અવસ્થામાં વધારવામાં આવ્યું હોય એ સંભવિત છે. ]

૪૦૫ ઓખાહરણ. ૨૮

( સદરહુ પ્રતનો શરૂઆતનો તેમજ છેવટનો ભાગ તુટક છે. )

૪૦૬ અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૦૮ ૩૬

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય શ્રીયુત મંજુલાલ આર. મજમુદારે સારી રીતે એડિટ કરી બ્હાર પાડ્યું છે. ]

૪૦૭ વિક્રમ ચરિત્ર સામળ ૧૩

[ નોંધ. પ્રત તુટક છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૮૫ ]

૪૦૮ પદસંગ્રહ

[ નોંધ આમાં પરચુરણ, ગુજરાતી, હિંદી પદ, ગરબી વગેરે ઉતારેલાં છે; પણ તેમાં ઝાઝું મહત્વનું કાંઈ નથી. ]

૪૦૯ સુરેખાહરણ વીરજી સં. ૧૭૨૦ સં. ૧૮૪૧ ૫૩

અંતઃ—

પ્રીત કરીને ગાય સાંભળે તેહની પૂરે આશ;
બેઉ કરજોડીને ક્હે ભટ્ટ પ્રેમાનંદ દાસ.

[ નોંધ. પ્રસ્તુત કાવ્યના અંતે કર્તા તરીકે પ્રેમાનંદનું નામ આપેલું છે તે ખોટું છે. વાસ્તવિક રીતે તે વીરજીનું રચેલું છે. સદરહુ કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક વર્ષ ૫, અંક ૪ માં છપાયું છે. ]

૪૧૦ ભ્રમરગીતા બ્રહ્મદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૫૨

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૬૭ અ. )

૪૧૧ સતી ગીતા મુક્તાનંદ. સં. ૧૮૮૦ ૧૨૦

( પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્ય દોહન ભા. ૨ માં છપાઇ ગયું છે. )

૪૧૨ શિવ વિવાહ રણછોડ ૮૯

આરંભઃ— ઢાલ.

શ્રી ગુરુચરણે લાગું પાયજી, આપો વાણી જે નિરમલ થયેજી;
શિવવેવા ગાવા મંન છે જી, દાસની ઇચ્છા હો થાએ પરસનજી.

× × × ×

અંતઃ—

ક્હે રણછોડ હર્ષ ન માય સૌભાગ્ય બોલેરે,
ગોરવ લેવા ચાલોની ત્રિપુરારીરાય ,,

વલણ.

ગોરવ જમવા ચાલીઆ કરી કીરપા દીનાનાથરે;
સુર........વિષ્ણુવિધિ સહુ પધારોની સાથરે.

[ નોંધ. આ કયો રણછોડ તે નક્કી થઈ શકયું નથી. ]

૪૧૩ સોચરિત્રનીવાર્તા સામળ ૧૭

[ છેવટનો ભાગ ખંડિત છે. ]

૪૧૪ હારમાળા નરસૈં સં. ૧૮૮૬ ૩૨

( આમાં પદની સંખ્યા ૧૪૬ છે. )

૪૧૫ હારમાળા નરસૈં સં, ૧૯૦૯ ૫૫

[ આમાં પદની સંખ્યા ૧૫૫ છે. ]

૪૧૬ ચતુર શ્લોકી ટીકા. } શ્રી વિઠ્ઠલેશ્વર ૬૫
યમુનાષ્ટક. }
શ્રીકૃષ્ણાશ્રય સ્તોત્ર } શ્રીમદ્ વલ્લભાચાર્ય

[ નોંધ. શ્રી વલ્લભ સંપ્રદાયના આ ગ્રંથો જાણીતા છે, અને તેની ટીકા હિંદીમાં લખેલી છે. ]

૪૧૭ વણઝારો નાનીબાઇ ૧૫

આરંભ— રાગ ગોડી.

ગુરુ ગણપતિને ચરણુ નમું કરજોડી સાત વાર;
રાઘાવર કીરપા કરો, જે પામું પેલો પાર.
વરણવું આત્મા અનુભવી વિવેક વણજારો નામ;
સતગુરુ સન્મુખ થાય તો ગ્રંથ પામે વામ.

ચોપાઇ.

પ્રણમુ ગણપતિ શારદા વણજારા રે !
સતગુરુને લાગું પાય, સમજ મન ! મારા રે.
× × × ×

અંતઃ—

શ્રી સુરત દેશ સોહામણો, વણજારારે !
ઓરપાડ ઘર ગામ સમજ મન ! મારારે.
પીછી અજાચીક સરજ્યા વણજારા રે !
કહે દાસ **નાની** ગુણનામ સમજ મન ! મારારે.
× × ×
દાસ **નાની** એમ ભણે વણજારા રે !
સૌ સમરો સીતારામ, સમજ મન ! મારારે.
× × × ×

[ વણજારો સંપૂર્ણ.

[ નોંધ. પ્રેમાનંદના વણઝારાની પેઠે આ કાવ્ય પણ સુરત તરફ સારી રીતે જાણીતુ છે અને એક સ્ત્રી કવિના કાવ્ય તરીકે તે વિશેષ ધ્યાન ખેંચે છે.

૪૧૭ अ દ્રૌપદી વસ્ત્રહરણ. ભાલણ ૮

૪૧૮ વલ્લભના ગરબા, વલ્લભ ૩૯

[ નોંધ. આ સિવાય આમાં રૂઘનાથનો ઓધવજીનો ગરબો ઉતારેલો છે. વધુ માહિતી માટે જુઓ યાદી નં. ૩૮૭ अ. ]

૪૧૯ શિવગીતા. (?) ૩૭

[ નોંધ. શરૂઆતના બે પાનાં ખૂટે છે; અને છેવટના પાનાં પણ નથી. અનુભવાનંદની શિવગીતા પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાયલી છે;

તેની સાથે. આનું લખાણ મળતું નથી, એટલે તે અન્ય કોઈ કવિની કૃતિ હોય એમ લાગે છે. બધી ગીતાઓ, જેમકે અખે ગીતા, ઉધ્ધવગીતા, સરસગીતા, શિવગીતા તુલનાત્મક રીતે તપાસાવી જોઈએ છે. નમુના માટે થોડીક પંક્તિઓ અત્રે ટાંકી છે:—

"ત્યમ શાંકરી વિદ્યા હરિ ભજિ અનિં ચૌદ વિદ્યા નાના દૈવજ જિં.
શાંકરી વિદ્યા નિર્ગુણ કામ સેવિ સદા તે આત્મારામ ૧૮
વેદ પુરાણ પરોક્ષ જે વદિ શાંકરી રામ દેખાડે ઉહિ,
વેદ વિદ્યા તીરથ વ્રત કહિં, શાંકરી ઘટમાં ઉનમતી રહિં" ૧૮

૪૨૦ ઓખાહરણ વિષ્ણુદાસ ૪૧

[ નોંધ. વિષ્ણુદાસનું ઓખાહરણ અપ્રસિદ્ધ છે: તેની બીજી પ્રતોની નોંધ આગળ કરવામાં આવશે. ]

૪૨૧ ભગવદ્‌ગીતા સં. ૧૫૮૩ ૧૭૯

છેવટ:—

" ગીતાનું શ્રવણ કીર્તન અથ વિચાર સદા કરવો. બીજા શાસ્ત્ર સંગ્રહે શું કીજે. એક ગીતા આવડિ બીજા શાસ્ત્ર ચૌદ વિદ્યાઆવડિ અનિ ગીતા અણુ આવડે બીજા શાસ્ત્ર અણુઆવડયાં. ગીતા પદ્મનાભના મુખ થકી પ્રગટ થૈ છિ........

સંવત ૧૫૮૩ વર્ષે અષાડ વદિ ૮ ગુરે લખિતં વૃદ્ધ નાગર જ્ઞાતીય મેઘજી સુત શ્રીધર તથા માંડણજી સ્વયં પઠનાર્થ........

[નોંધ, પ્રત સુવાચ્ય અને સંપૂર્ણ છે. પ્રતે છેક સં. ૧૫૮૩ માં લખાયલી છે અને જુના ગુજરાતી અને ગદ્ય લખાણના નમુનારૂપે તે કિમતી કહી શકાય. બીજી ગુજરાતી ટીકાઓવાળી ગીતાની નોંધ પાછળ કરી છે- જુઓ યાદી નં. ૩૬૭-૩૬૮ ]

૪૨૨ નરસૈંના પદો (રાસ ચાતુરી વગેરે.) નરસૈં સં ૧૭૯૯ ઉંથી ૧૩૭

[નોંધ. પદોના આ સંગ્રહમાં મામેરા વિષે બે પદો નીચે મુજબ મળી આવે છે.તેથી હુંડીની પેઠે મહેતાએ મામેરૂં રચ્યું હોય એ સંભવિત છે.

કંકોતરી વેહેલી મોકલો લૈ જાશે પંડયો ખોખલો,
કંકોતરી લખી આપો સહી, તેહને આપો તે જાશે લેઇ;
નરસિંહ મહેતાને કહાવવું, સગાં સજન સહુ લૈ આવવું,

કાગળમાં શું લખીએ ઘણું, શીગંત આવું પુનીતણું,
જે હોએ માહાંમેરાની પેરય, તો તમે આવજો મારે ઘેર,
આગે સુહને તાલકુટીયાની કહે, એવડાં દુઃખ માહારે, કોણ સહે.
વેગે વાંચી કંકોતરી, નારસિંહ મહેતે વેહેલ જોતરી;
સગાં સજન લેઇ પરવરા, વેગે આવ્યા નગ્ર મોઝાર.

× × × ×

### રાગ સામેરી

માહારા તાતજી ભલે આવ્યા, 'કહો મામેરૂ શી લાવ્યા,
વલિ નહી આવે વેલા, એહ, મામેરૂ કરો માગુ તે
જે જોઇએ લખી આપો હાય, હું આરાધુ લક્ષ્મીનાથ,
માંમેરૂં કરશે ગોપાળ, નારસિંહો તહાં વાશે તાલ;
મન ગમે તો કરે જેસા, તોરા સહુ જણસા;
માંહાંમેરુ હુને, મોટું કરું, એક કાપડૂં હજી વીસરયું,
નણંદ દિકરી નાંહાંની નામ, કાપડું આપ્યાનો માહારે ઠાંમ
નારસિંહાચો સ્વામી ઉદાર, આગ્ના વિના ન ઉઘડે ભંડાર;
પછે મેહેતે કીધો વિચાર, સંતોષી પેલી નાંહાંની નાર.

૪૨૩ ગોપાળગીતા ગોપાળદાસ ૫૮

[ નોંધ. છેલ્લાં બે કડવાં નથી. સદરહુ કાવ્ય બૃહત્કાવ્યદોહન ભા. ૩ માં છપાયું છે. ]

૪૨૪ રૂક્મિણી હરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૩૨ ૭૬

[ નોંધ. શરૂઆતના દશ પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮ ચ.)

૪૨૫ સ્વર્ગારોહિણી સુરભટ્ટ સં. ૧૭૨૪ સં. ૧૯૩૭ ૧૭

આરંભ—

શ્રી ગણપતીને ચરણે નમુ લાગું સરસ્વતીને પાયે
અખીલ ગ્નાન તુ આપે અંબે, હંસવાહની માએ
વિણા પુસ્તક ધારીણી, વાણી વેદ વીક્ષાત
રંકને તે રાએ કીધા, જીભાએ વસી તુ માએ.

છેવટ:—

સંવત સતર ચોવીસો સાર, જેઠ માસ ને ૭ઠ ગુરૂવાર
સરગારોહિણી કીધો ગ્રંથ, તેહેમાં સકલ ધરમ શુભ પંથ
ગામ કલોલ વાસે વસે, રાએકવાલ ગ્નાતી ગ્રત્ર વસે

ભટ નારાયણનો મહીમા ઘણો, સુરભટ સુત છે તેહ તણો
તેણે ગ્રંથની રચના કરી ફરે કલમમેં પ્રગટા હરી.

× × · ×

[ નોંધ. આ કાવ્ય અપ્રસિદ્ધ છે. એજ વિષય પર મૂળજીનું કાવ્ય મળી આવે છે. ]

૪૨૬ અશ્વમેધ વિષ્ણુદાસ ૨૩ થી ૧૪૪

[ નોંધ પ્રત સુવાચ્ય છે; પણ અક્ષરો કેટલેક સ્થળે ખવાઈ-ઘસાઈ ગયા છે અને તેના આરંભ અને અંતના પાનાં નહિ હોવાથી નમુનારૂપે થોડીક લીટીઓ અહિં ઉતારી છેઃ—

" આસનાસના કીધી ઘણી, કૃષ્ણ સંતોષ્યા ગજઘણી
જૈમુનિ જનમેજય સંવાદ, અશ્વમેધ કથા અનુવાદ
વિષ્ણુદાસ માંગુ કહે સરગ, એટલિ તરણે પુહુતા મરતા

ઇતિ શ્રી જૈમુનિ પ્રાકૃતાર્થે પટ સહસ્ર સંહિતાયાં દ્વારકેશ્વર અનુસરણ નાંમ ત્રતીય સરગ સમાપ્ત. "

૪૨૭ સરસગીતા પ્રીતમ સં. ૧૮૩૧ સં. ૧૯૨૭ ૧૪

છેવટ:—

સંવત અષ્ટાદશ વિશે, વિશિ છે વિષ્ણુની
એકત્રીશ અશાડ શુદિ, લીલા કહી કૃષ્ણની.

[ નોંધ. પ્રીતમકાવ્ય સંગ્રહ, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી બહાર પડયું છે, તેમાં આ કાવ્ય છપાયું છે. ]

૪૨૮ વિવેક વણઝારો પ્રેમાનંદ ૭

( જુઓ યાદી નં. ૧૦૬ )

૪૨૮અ હમચી સુંદર ૪

છેવટ:—

" સુંદર કહે જે પ્રેમ ધરીને એહ લીલાને જે ગાયે
પાપ નાસે સર્વ તેહનાં, અંતે મળશે મોહન રાયરે-૫૯
પછે ગોપિને ગોવંદ મલિયા પોહોતિ મનની આશરે
કહે સુંદર બુદ્ધિમાને કિધિ એક દશ પચાશરે
હમચી રૂઢિયાળીરે, નાચો વાહો તાલિ, ગાતાં મળશે શ્રી વનમાલીરે."-૬૦

૪૨૯ ગજેન્દ્રમોક્ષ રામકૃષ્ણ ૧૨

( જુઓ યાદી નં. ૨૮૫ અ. )

૪૩૦ ધ્રૂનું આખ્યાન વૈકુંઠ સં. ૧૬૧૪ ૫૨

શરૂઆત —

ગવરીનંદને મુને કીપા કરિ, તો વૈકુંઠ મુખ કથા વિસ્તરી,
વિપ્ર સારસ્વત કુંતલપુર ગામ, સુત તુલસિ ને વૈકુંઠ નામ,

છેવટઃ —

સંવત નારય તણો શણગાર, આંક એક ને વેદ જ ચાર,
નિર્મલ માસ તાં કિહિ જેહ, રમા-સતથિ વંદિ તેહ. ૫૨૧
રવિનંદન છાયા કુમાર પનોતિ કેરો ભરથાર,
તે દિન કથા કિધિ સાર, ગાય સુણે ભવસાગરનો પાર. ૫૨૨
ધ્રુવ કથા સુણે જે, ભક્તના દુઃખ બંધન છોડાય,
ભક્તિ મારગ દેખાડિયો બોલો જે રણછોડ.

ઇતિ શ્રી ધ્રુનું આક્ષાન—

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય અપ્રસિદ્ધ છે. એનો પિતા તુલસી પણ એક જાણીતો કવિ છે,

૪૩૧ બત્રીસ પુતલીની વાર્તાઓ સામળ

[ નોંધ. આમાં સામળની બત્રીસ પુતળીમાંની નીચેની વાર્તાઓ લખેલી છેઃ—(૧) મેના પોપટની વાર્તા. (૨) કાષ્ટના ઘોડાની વાર્તા. (૩) સ્ત્રી ચરિત્રની વાર્તા. (૪) પાનની વાર્તા. (૫) કલસની વાર્તા.

[ નોંધ. પ્રત સારી અને સુવાચ્ય છે. ]

૪૩૨ સુરેખાહરણ વીરજી સં. ૧૭૨૦ ૪૨

[ નોંધ. ૧લું પાનું ગયલું છે. છેવટનો ભાગ પણ ખંડિત છે. વધુ માટે જુઓ યાદી નં. ૪૦૯ ]

૪૩૩ અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૦૮ સં. ૧૭૫૭ ૭૩

[ નોંધ. પહેલાં પાંચ કડવાં ખૂટે છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૦૬. ]

૪૩૩ અ લવકુશ આખ્યાન નાકર સં. ૧૭૫૭ ૬૬

છેવટ:—

" અશ્વમેધ તણી એ કથા સાંભળજો શ્રવણે સ્વથા,
એકમનાં જે સાંભળે ગાય રામ કરે તેને વૈકુંઠ રાય;
સાંભળતાં સુખ હોએ વાસ, કરજોડી કહે નાકર દાસ.

ઇતિ શ્રી લવકુશનું આખ્યાન લખું છે. સંવત ૧૭૫૭ કારતક શુદ ૨ ભવાનીશંકરની ચોપડી.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રાચીન ત્રૈમાસિક વર્ષ ૮ અંક ૨ માં છપાયું છે. ]

૪૩૩ ચ રાસપંચાધ્યાયી ૨૧

[ નોંધ. પ્રત તુટક છે. નમુના રૂપે થોડીક પંક્તિઓ નીચે આપી છેઃ- કડવાં ૯.

મરમ વચન સુણી, સ્મીત ત્રીભોવન ધણી,
રસીક રાસ આરંભે, ચીત્રધા હરી. ૧
વીરહ તાપ સમાંન, ગોવંદ ગોપી મગંન,
બાહુ બંધન રચના મંડણી કરી. ૨
હરી રાસ ઓછવાઇ પદ, ધરણી મંડાણ ક્રીષ્ણ,
જોગેશ્વરના ઇશ્વરી, અંગના મધ્ય કમલાપતી. ૩

કર્તાનું નામ મળતું નથી. ]

૪૩૪ ઓખાહરણ વિષ્ણુદાસ ૩૩

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૨૦. વિષ્ણુદાસના ઓખાહરણમાં ભોજન વર્ણનનું એક પદ ભાલણનું મળી આવે છે. ]

૪૩૫ રણયજ્ઞ પ્રેમાનંદ સં. ૧૯૧૮ ૪૮

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય શ્રીયુત મંજુલાલ આર. મજમુદારે સારી રીતે એડિટ કરી બહાર પાડેલું છે તે વધુ માહિતી માટે જુઓ. ]

૪૩૫ અ નાગદમણ પ્રેમાનંદ સં. ૧૯૧૬ ૧૨

[ નોંધ. પ્રેમાનંદના દસમ સ્કંધમાંથી આ પ્રસંગ જૂદો લખી લીધેલો છે; જુઓ દસમ સ્કંધ-પૃ. ૩૦૨; ગુજરાતી પ્રેસની આવૃત્તિ. ]

૪૩૫ બ રૂકિમણી હરણ દયારામ ૯

[ નોંધ. આ કાવ્ય છપાયલું છે. જુઓ દયારામ કાવ્ય સંગ્રહ; ગુજરાતી પ્રેસની આવૃત્તિ. ]

૪૩૬ ગદાપર્વ નાકર સં. ૧૭૩૮ ૧૦૧ થી ૧૬૭

છેવટ:—

દુર્યોધન પડયો જેટલે, ગદા પર્વ સુખ્યું તેટલે;
કેહે નાકર માહારીબુદ્ધરેખ, સાંભળશે વળી કહુ વશેષ.

ઇતિશ્રી ગદાપર્વ સંપુર્ણ મહાભારથ, સંવત ૧૭૩૮ વર્ષે આસો વદિ ૧૪ વાર ગુરેઉ ॥

[ નોંધ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૭ ય ].

૪૩૭ ભ્રમરગીતા ધ્રેહેદેવ સં. ૧૬૦૬ સં. ૧૭૨૪ ૪૨

[ નોંધ. પ્રત જુની છે; પણ પહેલાં ૬ કડવાં ખૂટે છે. વધુ માટે જુઓ યાદી નં. ૧૬૭ ય. ]

૪૩૭ અ શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં. ૧૭૨૪ (?) ૩૭

[ નોંધ. કડવાં ૩૫ સુધીનો ભાગ વાંચી શકાય એવો છે. તે પછીનાં પાનાં ખવાઇ ગયાં છે. વધુ માટે જુઓ યાદી નં. ૪૩૬ ]

૪૩૮ ભાગવત પ્રથમ સ્કંધ રત્નેશ્વર સં. ૧૭૪૦ ૧૮૦૭ ૭૦
અને દ્વીતિય સ્કંધ. સં. ૧૭૪૯ ૧૮૧૯ ૬૧

[ નોંધ. રત્નેશ્વરનું ભાગવત જાણીતું છે; પણ પુત્રોની તકરારમાં તેના પાનાં વહેંચાઇ જઈ, તેનો ઘણોખરો ભાગ અપ્રાપ્ય થઈ પડયો છે. પહેલો સ્કંધ પ્રાચીન કાવ્યમાળા નં. ૧૫ માં પ્રકટ થયો છે; આ બીજો સ્કંધ જુદો છપાવાની જરૂર છે; એટલુંજ નહિ પણ તેના વધુ ભાગો મેળવવા ખંતપૂર્વક તજવીજ થવી ઘટે છે. ]

૪૩૯ ઓખાહરણ કવિજન (?) સં. ૧૯૦૫ ૧૦૩

છેવટ —

દશમ સ્કંધની કથા જ એ છે, અધ્યા બાસટમે તેહજી
પદ ચૌદસે અઠાવન પુરાં, કડવાં અઠાણુ સારજી;
કવિજન તે કરજોડી કેહે છે, કરો બુધી પ્રમાણે વીસ્તારજી,
ભટ્ટ પ્રેમાનંદ કૃત ઓખાહરણ, કડવાં ઓગણત્રીસ સારજી.
કાહાન કવીની આદે બીજાએ, મેલવીયાં નીરધારજી.

× × × ×

[ નોંધ. પ્રેમાનંદના કાવ્યમાં ફેરફાર અને ઉમેરો કરી કોઇ કવિજન નામના માણભટ્ટે આ તૈયાર કર્યું હોય એમ જણાય છે. તેમાંની છેવટની

પંક્તિ પરથી માલુમ પડે છે કે પ્રેમાનંદે મૂળ ઓખાહરણ ૨૯ કડવાંનું રચેલું; પણ પાછળથી તેણે તેમજ કાહાન વગેરે કવિઓએ તેમાં સુધારાવધારા કરેલા.]

૪૪૦ ઓડાણો ગોપાલ સં. ૧૮૯૦ ૬

[ વધુ માટે જુઓ યાદી નં. ૨૬૯. ]

૪૪૧ સારપત્ર સં. ૧૬૮૪

[ નોંધ. આ ઓળીઆનો શરૂઆતનો ભાગ ફાટી ગયલો છે. લેખ કપડાપર લખેલો છે; અને તેમાં ત્રેતાયુગ, દ્વાપરયુગ, કલિયુગ, દેશની સંખ્યા અને રાજાઓ વગેરેની હકીકત, છેક જહાંગીર સુધી નામવાર આપેલી છે. જેમકેઃ—

" સંવત ૧૬૬૧ વર્ષે પાતશાહા શ્રી સલેમસાહ, પાટે બિઠા. અકબર નિ પાટ વર્ષ ૨૩ દલીઈ રાજ્ય કીધૂ. સલેમશાહે રાજ્ય કીધૂ. સાહાર પૂઠિ સંવત ૧૬૮૪ વર્ષે કાર્તક શુદિ ૫ રવૈ પાતસાહા શ્રી શાહાઝાહા રાજ્યં પ્રવર્તતે ॥ "

અને અંતે ૩૬ રાજકુલના નામો આપ્યાં છે. ]

૪૪૨ હરિરસ સં. ૧૮૪૪ ૩૯

છેવટઃ—

હરિરસસુ સબ ઉક હૂવે, હરિરસસુ સબ ધ્યાન,
હરિરસસુ નવનિધ હૂવે, હરિરસ રૂપ નીધાન;
સબ રસ કરિ કરિ દેખિયા હરિરસ સમો ન કોય,
જે ટુક પર શમેટીયે, તો માંહા કંચન હોય.

ઇતિ શ્રી હરીરસ સંપૂર્ણ.

[ નોંધ. લેખકનું નામ મળતું નથી. કાવ્યની ભાષા પણ જૂદીજ કંઇક મારવાડીને મળતી જણાય છે. ]

૪૪૩ સીતા હનુમાન પ્રસંગ. ૨૩

[ નોંધ. કાવ્ય ખંડિત અને અપૂર્ણ છે. થોડીક લીટી અહિં નમુના તરીકે ઉતારી છે—

" જે જે એધાણ કહાંતા રામે, તે દીઠાં સરવે અંગરે,
મનોહરી માહા સુંદર દીશે, તે પેખી રહો પલવંગ;

પેખી રહ્યો પલવંગ વમાંસે, રામા દેખી રાવણને પાસે
નોહો જાનકી આંણે ઠામે, જે જે એંધાણુ કહાતા રામે.
—તારણુ હરીનું નામ.

આ ઉપરાંત સદેવંત સાવલિંગાના ૯ પાનાં લખેલાં મળી આવે છે ]

૪૪૩ સભાપર્વ
આહ્નિક પર્વ } (?) સં. ૧૭૩૦ ૧૮૦
વૈરાટ પર્વ

[ નોંધ. કર્તાનું નામ મળતું નથી. આવી બીજી પ્રતો છે, તે માટે જુઓ યાદી નં. ૨૯૪ સ ]

સભા પર્વના કુલ પૃષ્ટ ૪૧ છે, શરૂઆતનાં ૪ પાનાં ફાટી ગયલાં છે. તેના આદિ અને અંતનો ભાગ નીચે મુજબ છેઃ—

આરંભઃ—( કડવું )

અર્ઘ પાદ્ય પૂજા કરી રૂપી પ્રતિ વાણી ઉચરી,
મન્ય ધરિ રાય જન્મેજય પ્રશ્ન કરિરે,

ઢાલ.

રાયિ જન્મેજય પ્રશ્ન પૂછિ વૈસંપાયન મુન્ય,
અમકુલ અતિ કૃતારથ કીધૂ સ્વામિ માહારુ પોતિ પુન્ય

\+ + + +

અંતઃ—

જમ થૈ બિંડા રૂપી સાંહાંમૂ જોય, ધર્મ ધુરંધર શું કાં રોય,
નહી ધર્મ હૂં પાપી રૂપ, ગયો તપ કરવા અર્જુન ભૂપ;
હારયૂ રાજ્ય મિં દ્યૂત રમી, ઈમી નારય રહી દોહલા ખમી.

આહ્નિક પર્વનો છેવટનો ભાગઃ—

પંચ દીવસ લગિ હરી રાખ્યા નીત્યિ નૌતન કીધી સેવ,
થોડિ દાહિ કાલ સુખ પામશું, ઇમ કહી દ્વારકાં પોહોતા કૃષ્ણ દેવ;
અહ્નિક પર્વ તણી કથા, વૈશંપાયન કહિ શુણ્ય રાય,
ભારથ કેરી કથા પરીપુરણુ, સાભળતાં સર્વ પાતીક જાય.
ધાયા હો ધરણીધર શ્રીવર.

[ સરખાવો, યાદી નં. ૨૦૦ ઈ. ક. માં નોંધેલી લીટીઓ. ]

કડવાં ૨૦॥

વૈરાટ પર્વની
શરૂઆતઃ--

વૈશંપાયન કહિ ભૂપત્ય નિ સુણ્ય જન્મેજન રાય,
વાત કહી દુર્વાસા પોહોતા, તપ કરવા વન જાય,
અતી દુખીઓ દુર્યોધન એઠિ ન સીધું કાજ
ધરે કામે કપટ મિં કીધું રક્ષા શ્રી માહારાજ.
વીષ મોદીક લાક્ષાગ્રહ બાલ્યા, દૂર જન વન્ય જૈ વશીઆ
દ્યૂત રમાડી હરાવી વન્ય કાઢ્યા, ચીર કાઢી તન લીઆ.
+ + + +

[ કડવાં ૪૫ પછીનો ભાગ ખંડિત છે. ]

૪૪૪ દશમ (?) સં. ૧૬૦૫ ૧૧૮ થી ૧૭૦

ઉતારો—

જાદવ કુલિ કૃષ્ણ અવતરી નિ સાંસ્યા પ્રાક્રમ કીદયા. તે સર્વે મૂનિ કહ્યુ. તે રાજા પરીખત પ્રતિ સુક જોગીસ્વર કહનિ મિ પૂછ. પછિ સુક જોગીસ્વર દસમસકંધ કથા વિસ્તર કહ્યું. તે લુખુ છિ.

+ + + પૃથ્વી કૃષ્ણ આગલિ રાવિ ગઈ. દેવતા રૂપીસ્વર સરવ આદિ દેઇ વિષ્ણુ આગલિ ગયા. પછિ આકાસ વાણી હૂઇ, પૃથ્વી નિ હૂઇ, દહ દેવતા સઘળા મનુષા અવતાર લેસિ.

૪૪૪ અ આહ્નિકકર્મ કૃષ્ણદાસ ૨૬

શરૂઆતઃ—

બ્રાહ્મ મુહૂર્ત્તિ નિવિ ઉઠી,રાત્રિનૂં વસ્ત્ર મૂકી, બીજૂં વસ્ત્ર પરિધાન કરી હાથ પગ ધોઇ આચમન કરી કંપલાસનિ બિસી શ્રીકૃષ્ણજીનૂં સ્મરણ કીજિ............

પછિ અરૂણોદય થિઉ. પહિલૂં મલમૂત્રાદક સર્ગ કરી નિ ઉદક મૃત્તિકા વડે વિધિવર શૌચ કીજિ. સંધ્યા કાલિ તથા દિવસનિ વિધિ ઉત્તરાભિમુખ સર્ગ કીજિ.

[ નોંધ. જુની ભાષાના અભ્યાસ તેમજ ગદ્ય લખાણના નમુના માટે પ્રત ઉપયોગમાં લઇ શકાય એમ છે. ]

૪૪૫ બભ્રુવાહન આખ્યાન વીરો સં. ૧૮૨૧ સં. ૧૮૪૮ ૫૫

છેવટઃ—

સંવત ૧૮૨૧ ના આએ, બને બેઠે બાવીસમે પૂરી વંચાયે,
માસ ભાદરવો ને દસમે, કહી કથા તે એકમને.
+ + + +
સેહેસી તે સાત છે જેહ અને કથા તણો સંખેપ છે તેહ
છે પૂરી કાંઇ ઓછી નથી, રૂપીએ રાજાને કહુ છે કથી
એ કથા તે વીરો કેહે, સરવે કવિતાનો 'દાસજી.

[ નોંધ. વીરો એ ભક્ત કવિ ધીરાનો સાથી હતો. વધુ માહિતી માટે જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ નં. ૨૩. ]

૪૪૫ અ શિવકથા હરજીવન ૪

છેવટઃ—

કેહે કવીતા હરજીવન તે શાહી, ઇશ્વર પ્રતાપે વાણી કહી,
માહા રૂપીએ રાજાને કહી, ઇશ્વરને વધાવો મહી
વીશ્નુ શીવમાં અંતર નથી, બુધમાને કહું છુ કથી.

પુરવછાયો.

એકમને જે સાંભળે, મેલી ક્રોટી કામ,
અડશઠ તીરથ તેહેને, રૂદએ પોચે હામ.
શીવ કથા શ્રવણ સુણે, રાખે ચીંત કરજોડ
કવીતા કહે હરજીવન, જે જે શ્રી રણછોડ.

૪૪૬ પદ સંગ્રહ ૨૬ થી ૮૨

[ નોંધ. આમાં પરચુરણ પદો સુરદાસ, નરસિંહ અને પરમાનંદ વગેરેનાં લખેલાં છે. ]

૪૪૭ શિવપુરાણ માહાદેવ સુત હરદેવ ૧૦૯

[ નોંધ. છેવટનાં પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૦ ]

૪૪૮ બત્રીસ પુતળીની વાર્તા સામળ ૪૬ + ૧૭૬

[ નોંધ. આમાં વૈતાળની, લક્ષણુદ્ધિની, પાનની, મેના પોપટની અને ગોટકાની વગેરે વાર્તાઓ લખેલી છે. ]

૪૪૯ ભાગવત   સંત મહારાજ

[ નોંધ. આમાં બારે સ્કંધ પૂરાં લખેલાં મળી આવે છે. એ સંત કવિ. તે કયા તે જાણવામાં નથી. પોતા વિષે કવિ નીચે પ્રમાણે લખે છેઃ—

એહવું જાણી આણી રીદે, સંત સૂક્ષ્મ એક વાણી વદે
ગુરૂ ગણપતિ નિ સરસ્વતી માય, સદાચાર જે સદ સેવાય
કરો કીપા મ દેશો ખોડ, યાચુ સુઝ્સ કરી કર જોડ,
હામ પિતાંબર પેહિરા તણી, કપટ કંબલ નવ્ય જાણું વણી.
તો હિ અંતરિ ઇચ્છા ઘણી, યથા રંક મન લેવા મણી,
રૂપી કરસણ જેમ લીજે મણી, કહીશ કથા કરણામય તણી.]

૪૫૦ નળાખ્યાન પ્રેમાનંદ   ૧૧૮

[ નોંધ. છેવટનાં એક બે પાનાં નથી; ફક્ત ૬૨ મા કડવાં સુધીનો ભાગ છે.]

૪૫૧ શિવપુરાણ (?)   ૧૩૦

[ નોંધ. પ્રત પોથી આકારની છે અને આરંભ તથા છેવટનાં પૃષ્ટો જર્જરિત થઇ ગયાં છે. પૃ. ૫ થી ૧૧૧ ની વચ્ચેનાં પૃષ્ટો ચોંટી ગયાં છે, પણ કેટલેક સ્થળેથી વંચાય તેવાં છેઃ—

રાગ આસાવરી.

સુત પુરાણિક ઉચરે સાંભલો શૌનક મુન્ય!
કથા સુણતે પાપ નાસે પ્રગટ થાશે પુન્ન. ૧
સ્વયંભૂ વાણી વદે નિજ હદે શુદ્ધ પવિત્ર
તેનું તે સંભલાવુ નારદ ! દેવ ચરિત્ર ૨
(અધ્યાય ૪ થાનો આરંભ પૃ. ૬)

૪૫૨ ભગવદ્દગીતા   સં. ૧૯૦૪   ૮૭

[ નોંધ. શ્રીધરની ટીકા—ગદ્યમાં છેઃ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૬૭]

૪૫૨ અ રાધિકાનું રૂસણું અને કૃષ્ણના મહિના } રણછોડ   સં. ૧૮૯૨   ૮થી ૨૬

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૮ ક.]

૪૫૨ બ મહિના   થોભણ   ૮

[ નોંધ. પ્રસ્તુત મહિના બૃહત્કાવ્ય દોહન ભા. ૧ માં છપાયલા છે. ]

૪૫૩ રામાયણ   લિંબજી   ૨૩૫

[ નોંધ. આરંભ તથા અંતના પાનાં નથી. કડવાં ૧૦૯ સુધીનો ભાગ મળી આવે છે. ]
છેવટની પંક્તિઓ:—

વલણ.

અહું દળ સર્વ ભરતનું, નગરી તણા સર્વ જન
જય રામ યશ શરણાઇ વાગે ઘોષ થયો ઉત્પન્ન
ઘોષ થયો ઉત્પન્ન એવા તપસી લોક અતિ ઘણા
ભટ લીંબજી કેહે વખાણું શું સકલ વસ્તુ નથી મણા

[ નોંધ. કર્તા વિષે તેમજ તેના કાળ વિષે કાંઇ જાણવામાં નથી.

૪૫૪ હરિરસ કથા પરમાનંદ સ. ૧૬૮૯ ૧૭૦

આરંભ:—

કેટલીક પંક્તિઓ જતી રહી છે તે પછી.

\+ \+ \+ \+

કર જોડી પુંજા સુત કહે વાણી દો ભવ તારણી ! ૮

પૂર્વછાયો

તું તારણ નિજ દાસને આપે ઉત્તમ ઠામ
અલ્પમતિ હું પ્રણમુ પૂરો મનોરથ હામ. ૯

અંત—

બ્રહ્મક્ષત્રીની જ્ઞાત્ય કુલદેવા આશાપુરી માત:
કાલાગિની પૂરે સહુ આસ દીવનગર કવિતાને વાસ ૧૨૯
સંવત શોલ નવએંસીએ સાકે પનર ચોપને કહીએ
માગસર માસ અષ્ટમી સાર એહ ગ્રંથ પૂરણ વિસ્તાર ૧૩૦
કરી કથા સમર્યા અવિનાશ પૂંજાસુત પરમાનંદદાસ

[ નોંધ. પ્રત સુવાચ્ય અને સારી રીતે લખેલી છે; કવિ જાતે બ્રહ્મક્ષત્રીય, દીવનો વતની છે; અને આ કાવ્ય પ્રેમાનંદ પૂર્વેનું હોઇ જૂદું છપાવવા જેવું છે. ]

૪૫૪ અ એકાદશીની કથા શિવદાસ સં. ૧૬૭૦.

[ નોંધ પ્રત ત્રુટક છે; છેવટનો ભાગ ઉપયોગી હોઇ તે નીચે ઉતાર્યો છે:—

પણુ એકાદશી વ્રતના પૂન્યનો કાંઈ કહેતાં નાવે પારજી. ૧૯

× × ×

સંવત ૧૬૭૦ માસ માગશર ધન દિનજી ... ... ૨૦
શુક્લ પક્ષે પૂર્ણમા પાવન રવિવાસર દિનજી;
પદ પંચાસ એકસો ઉપરિ કડુવા પાવન આઠજી. ૨૧
શ્રી ગુરૂ વ્યાસ ભુદર પદ વંદી કથા કરી સુખ પાહિજી;
કવિ કુલ પ્રાત ... નાગરની સ્તંભ તીર્થમાં વાસજી. ૨૨
સદા ભક્તિ આપે હરિ તાહકરી કહે સેવક શિવદાસજી.

\+ + + ]

**૪૫૫ સુરેખાહરણુ વીરજી ૧૫ થી ૫૧**

[ નોંધ. સદરહુ કાવ્ય વીરજીનું રચેલું છે પણ કોઈ આધારભટ્ટ નામના માણભટ્ટે વિસ્તારેલું તેનો ઉલ્લેખ છેલી કડીમાં મળી આવે છેઃ—

વલણુ.

તે માટે કથા પુરણુ વિસ્તારી આધારભટ્ટ કહેવાય
શ્રોતાજન સૌ સાંભળીને બોલો રણછોડરાય.

બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૫૫]

**૪૫૪ નરભેરામનાં પદો નરભેરામ સં. ૧૮૯૯ ૫૨ થી ૯૫.**

[ નોંધ. નરભેરામનાં પદોનો એક સંગ્રહ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨૨ માં છપાયેલો છે; તેના બીજા છૂટક કાવ્યોની નોંધ પાછળ કરવામાં આવી છે. જુઓ યાદી નં. ૩૪ ]

**૪૫૬ અશ્વમેધ રત્નેશ્વર ૩૮૦**

[ નોંધ. પ્રત સલંગ નથી; વચ્ચે વચ્ચે પાનાં ખુટે છે તેમજ આરંભ અને અંતનો ભાગ પણ નથી. સદરહુ કાવ્ય જૂદું છપાયલું છે ]

**૪૫૭ વિનેચટની વાર્તા બે જૈનભાઈઓ સં. ૧૭૩૨ સં. ૧૮૮૫ ૮૧**

આરંભઃ—

સરસ વચન દો સરસ્વતી વરદાતી (?) વાણી (?)
કવિ જન કેરી માત તું આપો બુદ્ધિ પ્રકાશ.
બ્રહ્મતનયા ભાવે ભજું તજું મમતા હું મુરખ;
પ્રતાપે કરી માતા રહે કહેવા આ ડાહ્યા પુરસ.

અંતઃ—

સુરત સેહેર સોહામણું, ગોપાલ સરખીરે;
મહિધર પરામાં વાસ મન આનંદ શું રે.
નાત્યે ચોવીસા વાણીઆ, ગોપાલ.
તે તણો શણગાર મન.
સીમાલી સીથાપના ગોપાલ.
લઘુ સુખ નિરધાર મન.
માત તાત આરોગ છે ગોપાલ;
બાંધવ ચાર સુજાણુ મન.
પ્રસ્તાધર્મ જે આચરે ગોપાલ.
સાવક કુલ આચાર મન.
સમત સત્તર બત્રીસમાં ગોપાલ.
દીવાલીનો દન મન.
\+ + +
શ્રી ગુરૂદેવ એમ કહે એક વાર બોલજો શ્રી હરિ.

સં. ૧૮૮૫ ભાદરવા વદ ૧૨ ને ગુરૂવાર.

[નોંધ. વધુ ચર્ચા માટે જુઓ બુદ્ધિપ્રકાશ, સન ૧૯૨૭ પૃ. ૩૪૩]

૪૫૮ યોગવાશિષ્ટ સાર સં. ૧૮૮૦ ૨

આરંભઃ—

શ્રી રામ અધિષ્ઠાન જે સાખિ તેહને દ્રશ્ય જે વિશ્વ તે દ્વંદ્વ પ્રતિ જોગ નથી કેવલ મિથ્યા. દ્વંદ્વ પ્રતિ જોગ કહેતાં જેહનું અને આત્મનિ જ્ઞાને ટલ્યું એમજ નહીં અધ્યસ્ત રજુસરપ વત એકો બહુસ્યામી એ તે ભ્રાંતિની ઉત્પત્તિ અને ભ્રાંતિનો લય.

અંત—

× × સાક્ષાત્કાર થશે તે ક્રમે ના ટલે તે પાછો ન વલ્યો જાણવો. પરમ ધામ કહેતાં પરમપદ ઇતિ સિદ્ધાંત. ઇતિ જોગ વાસિષ્ઠ વાતઉ સંપૂર્ણ સં. ૧૮૮૦ અષાઢ વદ ૭ રવિ. લ. નટપુર જોશી હરિભાઇ વહાલરામ."

૪૫૯ શ્રી નારાયણ બખતર ૫

આરંભ—

વિશ્વરુપ ઇંદ્ર પ્રતે કહે છે. હે ઇંદ્ર ! જે વારે ભય આવે તે વારે નારાયણરૂપ બખતર પહેરવુ. તે પગથી કરી મસ્તક પરીઅંત નારાઅણુની

મુરતી અવતારાદીક સમેત તેનાં નામ તે સરવાંગને વીશે ધારણ કરવાં તે કહે છે.

અંતઃ—

× બીજા કોઇ નહીં હોય તો મનમાં જાણવો. સ્વામીનારાઅણ કામ-કાજ કરતાં કહવું જે પાપ સરવ ભસમ હોઇ જાવે. સંપુરણ

[ નોંધ. આ ઉપરાંત તેમાં આયતત્ત્વ નામનો વાસ્તુ શાસ્ત્ર વિષેનો એક લેખ સંસ્કૃતમાં લખેલો મળી આવે છે. ]

**૪૫૯ બત્રીસ પુતળીની વાર્તા** સં. ૧૯૧૬ ૧૨૬

[ નોંધ. પ્રસ્તુત પ્રત હિંદીમાં છે અને તેની નકલ છાપેલી પ્રત પરથી કરવામાં આવી છે, એમ પુસ્તકના અંતે ઉતારનારે નોંધેલું છે. ]

**૪૬૦ રઘુપતિ લીલા** ૬૦

[ નોંધ. આરંભનાં અને અંતનાં પૃષ્ઠો જીર્ણ થઇ ગયાં છે ને એક બીજા સાથે ચોંટી ગયાં છે. વચમાંનાં પૃષ્ઠો પણ સારી સ્થિતિમાં નથી.

આરંભઃ—

ઢાલ.

વરણવું લીલા રઘુપતિની વિમલ વાલ્મીક વાંણી રે;
ભાવ ધરીં જે સાંભલે જન ધન્ય ધન્ય તે પ્રાણી રે.
હરિકથા રસ પ્રેમે ન પીધો તેણે દેહ ધર્યો શું કરવા ?
એળે જન્મ ખોઓ અપરાધીએ આવ્યો માતાનું જોબન હરવા.

ગદ્યનો નમુનોઃ—

વિરાધની કથા. સીતા કે ઉભા રે. ક્રોધે રામ કે મને પાપ વલગુ છે. એવું જોઇ આવજ્યો. સુખ સ્વામી સાથે એવું છે, કેતાંતાં કેકૈનું સારું થજ્યો. સાથે વલગી હિડવા આવ્યાં. રામે કહિ રીસાવી પુઠ વાલિ સીતા રોયાં. વિલાપ કર્યા. દુખનું સરીગત કોઇ નથી. માતા હોય તો થાય. માતા તાત સંભારી રોયાં. કૌસલ્યા દશરથ સંભાર્યા. પગે રૂધિરે ચલાયું નહિ. × ×

**૪૬૧ જહાંદારશાની વાર્તા** } સામળ સં. ૧૯૦૭ ૫૭

આરંભઃ—

ધરૂં સરસ્વતિનું ધ્યાન, માતા આપો શુભ મતિ;
બુદ્ધિનો પરકાશ ખાસ થશો રે સરસ્વતી !

જેહેને તુંથી (?) તું આપ, છાપ જુગમાં થઇ તેની;
માતા તમે મેરવાન પછી કીપા કેવું કેની ?
+ + +
સામલભટ ભણે એવું માહારે તારૂં જોર છે.
+ + +

અંત —

ઉંટ પાછું આપવું સલાહા કીધી નીરધારા
મોહોરડી રતન જડાવ ને શીર કલગી નિરધાર.
(અહીંથી વાર્તા અધુરી રહે છે.)

[નોંધ. પ્રસ્તુત વાર્તા છાપેલી મળી આવે છે અને તે એક ફારસી પુસ્તકનો અનુવાદ છે.]

**૪૬૧ અ વિનેચટની વાર્તા જૈન બંધુઓ** સં ૧૯૦૭ ૨૨

[ જુઓ યાદી નં. ૪૫૭. ]

**૪૬૧બ ગર્ધવસેનની વાર્તા સામળ** સં ૧૯૦૭ ૪૮

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૯૫ ]

**૪૬૨ નળાખ્યાન પ્રેમાનંદ સં ૧૭૪૩** સં ૧૯૯૮ ૧૨૯

[ નોંધ. આમાં રચ્યા સાલ અને માસ નીચે પ્રમાણે છે:—
"સંવત ૧૭૪૩ વર્ષે વૈશાખ સુદી તૃતીયા ભૃગુવારજી."
બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩]

**૪૬૨ અ મધુમાલતીની કથા** ૯૩

આરંભ:—

રસિક મુગટમણી શ્રી વ્રજનાથ પ્રથમ નમુ તોય પદ ધરમાથ
કૌતગ કથા રચુ ચીતલાઇ જોજે કાજ પઢે ચીતલાઇ
સામ, દામ, બુધી ભેદ જો આઈ, બદનુરસ સનગાર બનાઈ.
+ + + +

[ નોંધ. શરૂઆતમાં નીચે પ્રમાણે લખેલું છે:—
"અથ મધુમાલતીની કથા લીખ્યતે ॥ ભાશા પુરવી ॥ દુહા, સોરઠા શ્લોક, ચોપાઇ.
૧૬૪૧ દોહા ચોપાઇ સુધીનો ભાગ વંચાય એવી સ્થિતિમાં છે. છેવટનાં પાનાં નથી. ]

**૪૬૩ ઓખાહરણ (કવિજન ?)** સં ૧૯૨૫

[ નોંધ. પહેલું પાનું નથી પણ છેવટના પાનામાં લીટીની સંખ્યા ૧૪૫૮ અને કડવાં ૯૮ નોંધ્યા છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૩૯. ]

'૬૪ ભદ્રાભામિનીની વાર્તા સામળ સં ૧૮૮૯ ૫૨

[ નોંધ પહેલું પાનું નથી. પ્રત જીર્ણ છે. બીજી પ્રત માટે જુઓ ાદી નં. ૧૦૩ ]

'૬૫ છપ્પા અખો ૨૨

[ નોંધ. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી 'અખા'નું પુસ્તક પાયું છે, તેમાં આ છપ્પા આવી જાય છે. ]

'૬૫ છપ્પા સામળ ૫૬

'૬૬ છપ્પા સામળ ૮૦

[ નોંધ. સામળ સતશાઇ માટે કવિ દલપતરામે સામળની વાર્તા-ાંથી છપ્પા જુદી તારવી કાઢેલા તેની આ નકલ છે. ]

'૬૭ અશ્વમેધ (?) ૧૩૩

આરંભ—

અશ્વમેધની કથા લખી છેઃ—

શ્રી ગુરૂને નાંમે નામુ શીસ, કીરપા કરો મુજને જુગદીશ.
ગણપતી કેરે લાગુ પાય, ત્રણ લોક ગુણ જેના ગાય
એક દંત મોદિકનો આહાર, ગુણ કહેતા ના લભે પાર
નાગ મનોહર શોભે ગલે, સવેત વરણ તેજે જલહળે.

૭૦ મા કડવાનો અંત ભાગઃ—

પ્રાતઃકાળે ચાલા હો, ધન સામગ્રી લીધીજી ૧૦૨
ચીત્રાંગદ અલુપી હો, ચાલા કુંભ સંગજી ૧૦૩
સેના સાથ લીધી હો, પોતાની ચતુરંગણીજી ૧૦૪
દુદનગારાં વાજે હો, ગાજે ઘોર મૃદંગજી ૧૦૫
ઢાહાલર ડમરૂ માદળ હો, શરણાઇઆ રણસીગજી ૧૦૬

વલણ

રસરંગ તાહા વાજાં ઘણા, ચાલતા સ્તવર કરી
સુરજ ઊગે મણીપુર થકી, તે મુકો હય આદર કરી.

[નોંધ. ૭૧ મા કડવાથી કાવ્ય તુટક છે; કર્તાનું નામ મલતું નથી.]

૪૬૮ દશમસ્કંધ સુંદર સં ૧૭૯૬ સં ૧૮૯૯ ૧૦૨

[ નોંધ પ્રેમાનંદે દશમ અધુરો મૂકેલો તે પછીનો ભાગ સુંદરે લખેલો તેજ આ છે. વધુ માટે જુઓ દશમસ્કંધ–"ગુજરાતી" પ્રેસની આવૃત્તિ]

૪૬૯ પ્રહ્લાદ આખ્યાન કાલીદાસ ૭૩

[ નોંધ. છેવટનાં પાનાં નથી; કાવ્ય છપાએલું છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૮૭]

૪૭૦ દશમસ્કંધ લક્ષ્મીદાસ સં. ૧૯૧૮ ૨૧૬

આરંભઃ—

રાગ આશાવરી.

શ્રીવર સુંદર સકલ અનંતર પારપુરણ પરમાનંદ;
સકલ સુરપતિ તણો સ્વામી જ્યો શ્રીગોવિંદ. ૧
ધર્મ અર્થને કામ મુક્ત આપે જેહનું સ્મર્ણ;
ભવ વિરંચી શુક સનકાદિક નારદ સેવે ચર્ણ. ૨
+ + + +

અંત:

ઉદાર લીલા મહા તપસા રાજ્ય શ્રી હરિ પાલે;
તેઉ અધ્યા થયા પૂરણ સાંભલ્યને ભૂપાલ. ૨૩

[નોંધ. કવિ વિષે કાંઇ જાણવામાં નથી. પ્રત સળંગ અને સુવાચ્ય છે. બીજા દશમસ્કંધો સાથે તેની તુલના થવાની જરૂર છે. ]

૪૭૧ નળાખ્યાન પ્રેમાનંદ ૧૦૩

[ છેવટનો ભાગ તુટક છે. ]

૪૭૨ પુરૂષોત્તમ માસની કથા ૧૪૦

[ નોંધ. શરૂઆત અને અંતનાં પાનાં ફાટી ગયલાં છે. મૂળ સંસ્કૃત અને તેનું ગુજરાતી ભાષાંતર લખેલું છે, આ કથાના પદ્ય અનુવાદ માટે જુઓ યાદી નં ૩૯૨. નમુના તરીકે શરૂઆતનો થોડોક ભાગ અહિં ઉતાર્યો છેઃ—

આરંભ

+ + અનેક તીર્થમાં નાંહાતા ફરતા નીમીશારણ્યમાં આવ્યા. ત્યાંહાં જુવે તો અનેક દ્વિજ બેઠા છે તેમને હોમ કરતા દીઠા. ૮ મૂર્તિએ કરીને સૂર્ય સરખા. વેદ ને વેદનાં અંગ તેના પારંગત. કો દિગંબર. મુકત કેશ છે. જલ પીને કો રહે છે. કો સૂર્યનાં કિરણને પીએ છે. ૫ કેટલાક તાપ પીને રહે છે.

+ + + +

૪૭૩ સ્વર્ગારોહણી　સુરભટ　સં ૧૭૧૪ સં ૧૯૦૬　૧૭

આરંભઃ—

હસ્તિનાપુરમાં ઉત્પત્ય અતિ પાવન ધર્મધુરંધર ધીરજી;
ધર્મ ભીમ અરજુન ને સેહેદેવ નીકુલ તે બલિયા પાંચે વીરજી. ૧

+　+　+　+

અંતઃ—

સંવત સતર ચૌદેતર સાર, જ્યેષ્ઠ માસ શુકલ પક્ષ ગુરૂવાર:
સ્વર્ગારોહણી કીધો ગ્રંથ, સકલ શાસ્ત્રમાં છે શુભ પંથ.　૧
ગામ કલોલી મધ્યે વાસ રાયકવાલ જ્ઞાતિ અભ્યાસ.

+　+　+　+

ભણતાં સુણતાં સુરભટ કહે પશુ ફલ હશે સહુને તેહ.　૬

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૧૨; ૪૨૫; તેમાં તેની રચ્યા સાલ સં. ૧૭૨૪ છે, જ્યારે આમાં તે સં. ૧૭૧૪ આપેલી છે. વળી મૂલજી અને રત્નેશ્વરના સ્વર્ગારોહણ કાવ્યની પાછળ નોંધ થયલી છે. ]

૩૭૩ अ શીતળાદેવીનું આખ્યાન　જેઠારામ　સં. ૧૮૯૬　૫

અંતઃ—

સંવત અષ્ટાદશ અઠ્ઠાણું કૃષ્ણ પક્ષ ને શ્રાવણ માસ;
શુધ્ય છઠને શનિવાર દોષ દેશો નહીં લગાર.

+　+　+

ગામ અમદાવાદ નિવાસ જ્ઞાતિ અવદિચ અભ્યાસ
વ્યાસ મુલજીનો છે સુત જેહ દેરાશીની છાપ છે તેહ.

+　+　+

ભણે સુણતાં ભટ જેઠો કહે ફલ હશે સહુને તેહ.

૭૪૪ દશમસ્કંધ　ભાલણ　૨૯૪

[નોંધ. શરૂઆતમાં પાંચ પાનાં ખુટે છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૫૭ ]

૪૭૫ હારસમાનાં કીર્તન નરસિંહ　સં. ૧૮૩૯　૭૭

[ નોંધ. આમાં પદની સંખ્યા ૧૧૨ છે; અને "ભાઇ હુને હરિ જોવાની ટેવ પડી." એ પદથી તેની શરૂઆત થાય છે.]

૪૭૫ અ શામળશાનો વિવાહ | નરસિંહ | સં. ૧૮૩૯ | ૩૩

[નોંધ. આમાં પદની સંખ્યા પાંત્રીસ છે; નરસિંહ મહેતાકૃત કાવ્ય સંગ્રહમાં આ કાવ્ય છપાયલું છે.]

૪૭૫ બ હુંડી | નરસિંહ | ૮

[નોંધ. સન ૧૯૨૨ના 'ગુજરાતી' ના દિવાળી અંકમાં પ્રસ્તુત કાવ્ય છપાયું છે; તેની બીજી પ્રતોની નોંધ આગળ કરવામાં આવશે.]

૪૭૬ ઉદ્યમકર્મ સંવાદ સામળ

[નોંધ. પ્રત તુટક છે; પણ તે કાવ્ય છૂટું તેમજ બૃહત્કાવ્ય દોહનમાં છાપેલું મળી આવે છે.]

૪૭૭ શ્રીમદ્ ભાગવત (છઠ્ઠો સ્કંધ) | અવિચલદાસ (વિષ્ણુદાસ સુત) | સં. ૧૬૮૮ | ૫૬

છેવટઃ—

એ અધ્યા ઉગણીસમું સ્કંધ ષષ્ટમ હરિ રાજ;
શ્રી નારાયણ પદ પ્રતિ સોપ્યે સીધુ કાજ.
સંવત સોલ ચોરાસીઉ, પૌષ અસ્તિત શુભ એહ;
શ્રી ભાગવત યશ કવિ ગાતાં નિર્મળ દેહ.
વાડવ નાગર વિષ્ણુસુત અવિચળ ગાવા હામ;
દસમીને દિન સોપીઉ ગાતે રીઝે રામ.
નગર વડુ નટપદ્રમાં શ્રી નારાયણ વાસ;
શ્રી કૃષ્ણકથા પ્રાકૃત કરી ગાશે અવિચલદાસ.
(ઇતિ ષષ્ટમ સંપૂર્ણ.)

[નોંધ—પ્રેમાનંદ પૂર્વેના આ અપ્રસિદ્ધ કવિનો શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધનો અનુવાદ ખાસ જોવા વિચારવા જેવો છે.]

૪૭૭ અ રૂક્માંગદપુરી | વિષ્ણુદાસ | સં. ૧૬૨૪ | ૧૬

છેવટઃ—કથા

ઉત્તમ વાણી રાગ ઉગણીસ, સંક્ષેપ કડવા ચોવીસ;
પદ ચાર શત ઉપરે સાત, રૂક્માંગદ કથા સમાપ્ત.
સંવત સોલ ચોવીસો સાર, જેષ્ટ સુદ દશમી ગુરૂવાર;
કાલાવાલા કીધા સહી, એહ કથા પરીપૂરણ થઇ.

ગાએ સાંભળે પોહોંચે હામ, મનવાંછીત રૂપ આપે રામ;
વરણ આશ્રમ ગાએ સાંભળે, સાચે ભાવે કેશવ મળે.
ભુલ ભણી મ દેશો ખોડ, કરૂ વિનતિ બે કરજોડ;
રામ કૃપાએ કીધો રાસ, કરજોડીને કેહે વિષ્ણુદાસ.

[ નોંધ બૃહત્કાવ્યદોહન ભા. ૮ માં તેમજ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં આ કાવ્ય પ્રકટ થયું છે. આની બીજી પ્રત અગાઉ નોંધાયલી છે; જુઓ યાદી નં. ૧૫ ]

૪૪૭ ઘ ઉષાહરણ જનાર્દન સં. ૧૫૪૮ ૧૩

શરૂઆતઃ

\+ \+ \+

બસે બહાશી પદ ભલાં, રાગ બત્રીસે વાણ;
અમરાવતી એ ઉપનો ગ્રંથ ગુણ સકલ નિધાન.
સંવત પંનર અડતાલો માસ દામોદર સાર;
કારત્યગિ જનાર્દન ભણે એકાદશી ગુરૂવાર.

[ નોંધ વડોદરા લાઇબ્રેરી મિસેલની, વર્ષ ૨; અંક ૩-૪ માં પ્રસ્તુત કાવ્ય રા. ભાઇ ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ, એમ, એ. એમણે બહુ સારી રીતે સંશોધન કરી, પ્રકટ કર્યું હતું તે, ફરી 'પંદરમા સૈકાના પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ'માં લેવામાં આવ્યું છે, તે જુઓ. ]

૪૪૭ ક આર્ણિક પર્વ અવિચલદાસ સં. ૧૬૯૫ ૩૮૧

છેવટઃ—

ભારત પર્વ અધ્યાય એક શ્લોક ભણતે ભણતે ઉત્તમ લોક;
તે માટે એ પ્રાકૃત કથા અંતરયામી પ્રેરક યથા.
ગુર્જર ખંડ નડપદ્ર નિવાસ નાગર નારાયણના દાસ;
સવંત ૧૬ પંચાણુઓ ધન્ય, શ્રાવણ વદિ એકાદશી દિન.
રવિ સુતવારે પૂરણ કથા ભણતાં સુણતાં વામે વૃથા;
અથ સંખ્યા પ્રાકૃત યસગાન સાત સહસ્ર શિત્યર બંધાન.

\+ \+ \+

પીંગળ શાસ્ત્રે ન જાણું કાંહિ, વ્યાકરણ કવિતા ન લહુ ખોડ;
શુદ્ધ અશુદ્ધ માત્રા વરણ જોડય, કવિજન કોય મા દેશો ખોડ.

દીન બાળ અજ્ઞાની લહી, નારાયણ બુદ્ધિ દાતા કહી;
**વિષ્ણુદાસ સુત અવિચલ વાણે સકળ સભાને દે કલ્યાણે !**

ઇતિશ્રી મહાભારતે શત સહસ્ત્ર આહિતાયાં આરણ્યક પર્વ સંપૂર્ણ સમાપ્તમિ શ્રીરામ પ્રસાદાતુ.

સંવત ૧૬૯૫ વરખે શ્રાવણ શુદિ ૧૨ રવેઉ અરેહ નટપદ્ર વાસ્તવ્ય આભ્યંદર નાગર જ્ઞાતીમહ વિષ્ણુસત અવિચલદાસ સ્વયંબુદ્ધિદાતા શ્રી નારાયણે પ્રસાદે પ્રાકૃત ગાન આરણ્યક પર્વ સંકેત કવિ શ્રી નાગયણને ચરણે સોંપ્યું. )

[ નોંધ: આ કાવ્ય "વન પર્વ" એ નામથી નડિયાદના માસ્તર બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટે ફેરફારવાળું છપાવેલું છે. ]

૪૭૮ ચંડી આખ્યાન શિવદાસ — ૩૭

[નોંધ: શરૂઆતના ૧૯ પાનાં નથી. ]

૪૭૯ ચંડી આખ્યાન શિવદાસ — ૪૩

[ નોંધ: છેવટના પાનાં નથી. ]

૪૮૦ ચંડી આખ્યાન શિવદાસ — સં. ૧૬૭૭ — ૪૮

છેવટનો ભાગ :—

"પદ નવસોને અડતાલીસ, ઓગણીસ કવચે રાગ ઓગણીસ
ચંડી પાઠ કરે આક્ષાંન, પ્રથમ સમર્યા શ્રી ભગવાન
એ ગુણ બ્રહ્માદેવ નવ જાણે. તે **શીવદાસ** કેઇ પેરયે વખાણે,
**શ્રી ગુરૂ વ્યાસ ભુદર પદ વંદી અંબા ચરિત્ર કહું આનંદી.**

+ + +

**સંવત સોળસેં સીતોતેર જાણ, ઉત્તમ કથા કહી મન આણ**
આશો સુદ ૮ પાવન, પ્રથમ પ્રારંભ કરો રવી દીન,
સંપૂરણ **કીધો ચંડી** પાઠ, મુક્તિ કેરો રચિયો ઠાઠ;
સુણી કથા મન નીરમળ થાય, એકવાર બોલો જુગતબાય,
સૌકો જનની પહોંચે આશ, શ્રી રામભક્ત વરણવે **શિવદાસ**

[ નોંધ: આ કાવ્ય અમદાવાદના બુકસેલર હરગોવન હરજીવને સન ૧૮૭૫ માં લીથામાં છપાવ્યું હતું. ]

૪૮૦ અ અવલચંડી આખ્યાન ૬

છેવટ :—

નર્ક નીવારણ ચંડી કથા, સંભલાવી તુજને સર્વથા
હવે ઉત્તમ કથા કહું સાંભળ રાય, હંસધ્વજનો કહું મહીમાય,
ધર્મ ધ્યાન ભકિત ભાવે કરી, એકવાર બોલો જે જે શ્રીહરી.

કડવાં ૭. શુભ ભવતુ. ઇતિશ્રી અસ્વમેધે આક્ષાંન ચંડી અવલણ સંપુરણ.

૪૮૧ ઓખાહરણ નાકર સં. ૧૭૮૯

અંત :

દીસાવાલ કુલ ઉપનો વીરક્ષેત્રમાં વાસ;
કવિ વીકાનો સુત વીનવે નાકર હરિનો દાસ.

કડવાં ૩૨, પદ ૫૬૦; વૈશાખ સુદ ૯ બુધવાર

[નોંધઃ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૪ ]

૪૮૨ ઓખાહરણ નાકર સં. ૧૮૨૦ ૩૦

[ નોંધઃ પ્રત આખી છે. ]

૪૮૩ હરિશ્ચંદ્રાખ્યાન (વષ્ણુદાસ ૩૧

[ નોંધઃ છેવટનાં પાનાં નથી. વધુ માટે જુઓ યાદી નં. ૫૧ ]

૪૮૪ વૈરાટ પર્વ નાકર સં. ૧૬૦૧ સં. ૧૬૧૨ ૧૧૨

અંત :

સંવત ષટ દશ શત એક ઉપર વર્ષ માસ દામોદર સારરે;
દશમિ દિને શુધ્ય પક્ષમાં સુભ લગ્ન સોમવારરે. ૧૬

\+ \+ \+

વિકાનો સુત નાગર વર્ણવે હરિ ભક્ત શુભ આચારરે. ૧૩

\+ \+ \+

શ્રીપતિ શ્રી મોરાર રે વૈરાટ પર્વ કથા પરિપૂર્ણવી;
કહે કવિ નાકર દાસ યે એકવાર બોલજો કૃષ્ણ સહી. ૧૭

કાર્તિક વદ સોમવાર

[નોંધ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૮ ]

૪૮૫ ઉત્તરકાંડ રામાયણ } વિષ્ણુદાસ ભાલણસુત } સં ૧૫૭૫ સં. ૧૮૩૯

અંતઃ

સંવત પનર ૧૫૭૫ પચોતેર શુક્લ પક્ષ કાર્તક માસ;
પંચમી તિથિ બુધવાસરે પૂર્ણ ગ્રંથ અતિ હાસ. ૨૧
ઉત્તરકાંડ મપૂર્ણ સુણતાં ઉપજે મન ઉલ્લામ
કર જોડી ભાલણ સુત વીનવે નિજ સેવક વિષ્ણુદાસ.

કડવાં ૫૭. ઇતિશ્રી ઉત્તરકાંડ વિષ્ણુદાસ કૃત સંપૂર્ણ. પાટણ સં. ૧૮૩૯ વૈશાખ વદી ૬. ગુરવાર.

[નોંધઃ સોસાઇટી તરફથી ઉદ્ધૃવત રામાયણ છપાયુ છે, તેમાં આ ભાગ આવી જાય છે. એજ નામધાની વિષ્ણુદાસનું રામાયણ સં. ૧૬૫૪ માં લખેલું મળી આવેલું છે; તેની વિગત માટે જુઓ યાદી નં. ૨૭૬ ]

૪૮૬ જાલંધર આખ્યાન શિવદાસ સં. ૧૯૭૪ ૨૮

છેવટ :

કવીકુલ શુદ્ધ જાત નાગરની, વાસ ચંબાવટી ત્રટ નગરની
માહારિ શ્રી ગુરૂ વ્યાસ ભુધર શુભ જાત,
એહ કથા ગુરૂ મુખથી લીધી, દીવસ ત્રણ માંહાં પુરી કીધી.
કેહે શિવદાસ હું તાહારો બાલ, સદા ભકિત આપે ગોપાળ.

ઇતિશ્રી કડવાં ૧૫.

[નોંધ : કવિના ગુરૂભાઇ કવિ વિષ્ણુદાસે પણ જાલંધર આખ્યાન રચેલું છે, તેની પ્રત માટે જુઓ યાદી નં. ૧૪]

૪૮૭ ચંડી આખ્યાન શિવદાસ ૨૦

[નોંધ પહેલાં નવ કડવાં જ છે, પછીનો ભાગ મળેલો નથી.]

૪૮૮ રાવણમંદોદરી સંવાદ શ્રીધર સં. ૧૫૬૫ સં. ૧૬૯૯ ૧૪-૨૯

આરંભનો ભાગ ખંડિત છે. ૬૧ મી કડીથી પ્રતમા કાવ્ય છે:—

અંતઃ

સંવત ૧૫૬૫ પનર પ્રતિ પાશહિ જીર્ણદુર્ગ નિવાસ:
પૂરિ રચાય ચોપાઈ મિસઈ બાધી બુદ્ધિપ્રકાશ.
+ + +
સોહ મંત્રી સહમા ( મા ? ) સુતન કવિતા શ્રીધર નામ;
ઉતપતિ મોઢ અડાલજા તરુ વૂઠા શ્રી રામ.

ઇતિશ્રી મંદોદરી સંવાદ સમાપ્ત. સં. ૧૬૭૯ વર્ષે અશાઢ પ્રમાણુ વદિ ૫ ભોમે શ્રી અમરેલી વાસ્તવ્યે શ્રી કલ્યાણમસ્તુ. કડી ૪૦૫ છે.

૪૮૮અ બિલ્હણુ પંચાશિકા જ્ઞાનાચાર્ય સં. ૧૬૭૬

આરંભનો ભાગ ખંડિત છે. ૧૨ મી કડીથી પ્રતમાં કાવ્ય છેઃ—

અંતઃ

કામી કાજિ કીધી ચોપાઈ ખાંતે કરી નિરખો થિર થઇ;
ભણિ બિહ્લણુની વાણી જેહ ગ્નાંન ભણિ રસિ રાતા તેહ,

ઇતિશ્રી બિહ્લણ પંચાશિકાયાં સમાપ્ત. સં. ૧૬૭૬. કાર્તિક વદ ૬, ભોમવાર.

[ નોંધ : આ ખંને કાવ્યો અપ્રસિદ્ધ છે; અને તે છૂટાં છપાવાની જરૂર છે. વધુ માહિતી માટે જુઓ "જૈન ગુર્જર કવિઓ ભા.-૧" પૃ. ૧૭૪ થી ૧૮૦ ]

૪૮૯ જાલંધર આખ્યાન શિવદાસ સં. ૧૭૩૮ ૨૮

આરંભઃ

પ્રથમિ પ્રણુમુ આદ અનંત કૃપા કરો સ્વામી કમલાકંથ !
જસ આપો ગણુપતિ ! ગુણરાય પ્રેમ ધરીનિ લાગુ પાય.

\+ + + +

પદ સો ત્રણને એંસી સાર કડવાં અઢાર વિખિ વિસ્તાર
કવિ નાગર સ્થંભતીરથ વાસ રામ નામ જન કહિ શિવદાસ.

[ નોંધ. સદરહુ કાવ્ય, અન્ય કવિઓ જેમ કે, ભાલણુ, વિષ્ણુદાસના એજ વિષય પર કાવ્ય સાથે એડિટ કરવાનું રા. રા. રામલાલ ચુનીલાલ મોદીને સોસાઇટી તરફથી સોંપાયું છે. ]

૪૮૯ અ પંચદંડની કથા નરપત સં. ૧૫૬૦ સં. ૧૭૨૫ ૫૧

આરંભઃ પૂરવ છાયો.

લંબોદર ! તુજ વીનવૂ સુંઢાલા સમરથઃ
સુધબુધ વર વરદો નમૂ રીઝવે સરવ અરથ
સુંદરીઓ સુંદર સર સેવંતાં ભાર
મોષક વાહન વીનવૂ અને મોદક કેરો આહાર.

\+ + + +

અંત:

સાંભલતાં ઉદાપણુ આવતાં કવિ નરપત કર જોડી કહેતા,
સંવત ૧૫ શાક પવીત્ર વિક્રમચરિત્ર નીપાઉ પવીત્ર.
સં. ૧૭૧૫ અસાડ સુદિ ૯ સોમે, પંચડંડની વાર્તા સમાપ્ત.

[ નોંધ. શામળભટની 'પંચડંડ'ની વાર્તા જાણીતી છે; તે સાથે આ કાવ્ય સરખાવવું જોઈએ. આની રચ્યા સાલ સં. ૧૫૬૦ આપી છે, એ દૃષ્ટિએ પણ આ કાવ્ય વિચારવા જેવું છે. ]

૪૯૦ નળાખ્યાન  પ્રેમાનંદ  સં. ૧૭૭૬  ૬૩૨
[ નોંધ. પ્રત શિલાછાપથી છાપેલી છે; તેમાં કાવ્યની રચ્યામાલ સં. ૧૭૭૬ આપેલી છે. ]

૪૯૧ ઓખાહરણ  કાહાનભટ્ટ  ૭ થી ૨૨૨
[ નોંધ પ્રત શિલાછાપથી છાપેલી છે; પહેલાં સાત પાના ખુટે છે. ]

૪૯૨ વિવેક વણઝારો પ્રેમાનંદ  સં. ૧૯૪૬ ૨૩
[ નોંધ પ્રત શિલાપર છાપેલી છે; વધુ માટે જુઓ યાદી નં. ૧૦૬ ]

૪૯૩ ધ્રુવાખ્યાન  કાલિદાસ  સં. ૧૯૪૦ ૧૬
[ નોંધ પ્રત શિલાપર છાપેલી છે. ]

૪૯૪ મામેરું  પ્રેમાનંદ  ૩૮
[ નોંધ પ્રત શિલાપર છાપેલી છે, પહેલાં ચાર પાનાં ખુટે છે. ]

૪૯૫ મામેરું  પ્રેમાનંદ  ૪૪
[ નોંધ પ્રત શિલાપર છાપેલી છે; પહેલાં ચાર પાનાં ખુટે છે. ]

૪૯૬ મામેરું  પ્રેમાનંદ  ૫૧
[નોંધ. શરૂઆતનો ભાગ ખંડિત છે; પ્રત શિલાછાપથી છાપેલી છે. ]

૪૯૭ મામેરું  પ્રેમાનંદ  ૯૨
[ નોંધ પ્રત શિલાછાપથી છાપેલી છે ]

૪૯૮ ઓખાહરણ  પ્રેમાનંદ  ૭૭
[ નોંધ શરૂઆતનાં ૧૩ પાનાં નથી. પ્રત શિલાછાપથી છાપેલી છે. ]

૪૯૯ ઓખાહરણ  પ્રેમાનંદ  સં. ૧૯૩૫ ૯૪

૪૯૯ અ સાભ્રમતી  માહાત્મ્ય  ૬૨
[ નોંધ પ્રત શિલા છાપથી છાપેલી છે; તેનો છેવટનો ભાગ તુટક છે.]

| | | | |
|---|---|---|---|
| ૫૨૨ વિક્રમ ચરિત્ર | સામળ | | ૯૦ |

( શરૂઆતનું પાનું નથી. )

| | | | |
|---|---|---|---|
| ૫૨૩ પંચડંડની વાર્તા | સામળ | સં. ૧૯૧૬ | ૧૧૪ |

( છેવટનાં પાનાં નથી. )

| | | | |
|---|---|---|---|
| ૫૨૪ પદ્માવતીની વાર્તા | સામળ સં. ૧૭૭૪ | સં. ૧૯૦૭ | ૯૦ |

" સંવત સતર ચુંવોતરો માહા સુદને બીજ વાર
એકડા દીન પાંચમાં, માંહે પક્ષ છે મંગળવાર. "

| | | | |
|---|---|---|---|
| ૫૨૫ ગરબા સંગ્રહ | | સં. ૧૯૦૭ | ૨૫ |
| ૫૨૬ પદ્માવતીની વાર્તા | સામળ | | ૭૨ |

( શરૂઆતના પાચ પાના તુટક છે. )

| | | | |
|---|---|---|---|
| ૫૨૭ પદ્માવતીની વાર્તા | સામળ | | ૭૨ |

( પ્રત આખી છે. )

| | | | |
|---|---|---|---|
| ૫૨૮ પદ્માવતીની વાર્તા | સામળ | | ૭૬ |
| ૫૨૯ પદ્માવતીની વાર્તા | સામળ | સં. ૧૯૨૧ | ૪૦ |
| ૫૩૦ પદ્માવતીની વાર્તા | સામળ | | ૭૯ |
| ૫૩૧ ચંદ્રહાસ આખ્યાન | શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ | સં. ૧૯૪૦ | ૩૯ |
| ૫૩૨ મદન મોહનાની વાર્તા | સામળ | સં. ૧૯૧૪ | ૨૭૧ |
| ૫૩૩ પ્રહલ્લાદ ચંડાવળા | રૂઘનાથ સં. ૧૮૬૨ | સં. ૧૯૨૫ | ૧૧૪ |

છેવટઃ

" સંવત અઢાર બાસઠના વરખે, માસ વૈશાખ શુકલ પક્ષ,
ગામ દેવસ્થળ નાગરી નાતે, હાટકેશ્વરનો હાથ રે.
કીધી છુપીએ પ્રકાશ જહુ માટે, વાઘજી સુત રૂઘનાથ કેહે માઉ
જણુ બેએ થઇને જોડીઆ ચારૂ, સાકરલાલ કહે વરણુવું,××
દામ દેવસ્થળ નાગરી નાતે, હાટકેશ્વરનો હાથ.

\+ + + +

| | | | |
|---|---|---|---|
| ૫૩૪ નળાખ્યાન | પ્રેમાનંદ | સં. ૧૯૨૨ | ૧૦૦ |
| ૫૩૫ મામેરૂં | પ્રેમાનંદ | | ૩૦ |

( શરૂઆતનું તેમ છેવટનું પાનુ નથી. )

| | | | |
|---|---|---|---|
| ૫૩૬ નાગદમણુ | પ્રેમાનંદ | સં. ૧૯૪૨ | ૧૫ |

૫૩૭ ઓખાહરણ પ્રેમાનંદ સ. ૧૯૦૧ ૧૨૧

( આમાં કડવાંની સંખ્યા ૪૩ છે. )

૫૩૮ અર્જુન ગીતા ધનદાસ સ. ૧૯૩૯ ૧૭

[ નોંધ યાદી નં. ૪૯૦ થી ૫૩૮ સુધીની બધી પ્રતો શિલાપ્રેસમાં છાપેલી છે. ]

૫૩૯ વેદાંત મહાવાક્ય મનોહરદાસ ૧૨

" મનોહરદાસ નિરંજની, કરીજુ ભાષા સાર,
ચોરીસી વિસ્તાર નાહિ, અર્થ સર્વે વિસ્તાર. "

[ પ્રસ્તુત ગ્રંથ હિંદીમાં લખેલો છે. ]

૫૪૦ પંચીકરણ ૫૯

આરંભઃ

ઘણા દાડાનો ભર્મ થયો જીવને,
એટલે દેહ માનિ પોતે આપને;
તે સારૂ ફિરે ચોરાસી લાખ જોનિતે
ફિરી ફિરી પામે જન્મ મરણને. ૧

અર્થ.

અનાદિ કાલનો જનમ જન્માંતરનો ભરમ થયો જીવને. એટલે દેહ છું તે હું. એવું પોતે માની લીધું. કોની પેઠે તે ઉપર દૃષ્ટાંત.

+ + + +

અંતઃ × × રાત દિવસ સદાય ચિંતન કરે છે. ચિંતન થયા પછે પણ ચિંતન કરે છે તેમ સત્સંગનું ચિંતન મુકતું નહીં. ઇતિ પંચીકર્ણ સંપૂર્ણ.

૫૪૧ પદસંગ્રહ રામકૃષ્ણ. ૩૨

[ નોંધ. આરંભ અને અંતના પાનાં ફાટી ગયલાં છે. એ કવિનાં છાપેલાં પદો મળી આવે છે. જુઓ બૃહત્ કાવ્ય દો. ભા. ૧ ]

૫૪૨ નળાખ્યાન પ્રેમાનંદ. સં. ૧૭૪૨ સં. ૧૮૩૦ ૮૬

[ નોંધ. આ સિવાય કોઇ અજ્ઞાત કવિનું ધ્રુવાખ્યાન ૭૦ કડીનું અને કેટલાંક પરચુરણ પદો આમાં લખેલાં છે. ]

૫૪૩ વૈરાગ્યશતક વિજયગણિ સં. ૧૭૭૪ ૬

આરંભઃ

શ્રીજિનનાથ નમો નમઃ ચતુર્ગતિ સંસારને વિષે તે સંસાર માંહિ નથી

સુખ. વ્યાધિ મનની એમાં વેદના શરીર જાણતો થકો એ જીવ નથી ડરતો જિનનો સાખિ ધર્મ. × × ×

[ નોંધ. પ્રસ્તુત જૈન ગ્રંથ અર્ધમાગધીમાં ગુજરાતી ટીકા સહિત લખેલો છે. ]

૫૪૪ વૈદક ગ્રંથ. ૧૪

આરંભ:

અથ ધનંતર વૈદનાં ઉસડ લ૦ તેલ સે ૦ા મેણ પઇસા ૧ ભાર, સેંદૂર ૫૦૧, રાલ ધોલો જનાદીક ભાર, ગુગલ ટાંક ૦ાા × × × આગલી વતેં નવી કરીઇ, વરસ ૧૫ ની કંઠમાલા જાઈ. ઈતિ કંઠમાલાનો ઉસડ.

[ નોંધ. પૃ. ૧૪ થી પ્રત ખંડિત છે. ]

૫૪૫ એકાદશી માહાત્મય. ૭

આરંભ: અથ શ્રી ભાદવા પક્ષની અજુવાલી એકાદસિ માહાત્મઃ શ્રી યુધષ્ટિર ઉવાચ.

હવે રાજા યુધિષ્ઠર શ્રીકૃષ્ણ ભગવાનને પુછે છે હે મહારાજ ! ભાદરવા મહિનાની અજુવાલી એકાદશી નામ તે શું ? એનો મહિમા તે શું ? એનો દેવ તે કહો. અને એની વિધિ કહો. એ સરવે તમારિ કૃપાએ કરીને તમે સર્વે કહો.

[ નોંધ. પૃ. ૭ માથી પ્રત અધુરી છે. ]

૫૪૬ રાવણ મંદોદરી સંવાદ. } સામળ સં. ૧૯૨૫

અંત:

" બ્રાહ્મણ ભાટ ચારણ કવિ કહે છે ખોડ મા દેશો રંક કે રાણો;
એક તો નામ શ્રીરામજી કેરું, બીજે અક્કલથી ઉખાણો;
જેને જેવું તેવુ સુજે પ્રીતે થકી પંચે પરમાણો,
નીસે ચરચા જોઇ નરપતની પંચમાં પુરણ પરખાણો. "

[ નોંધ: પ્રત જીર્ણ છે; અને વચમાંનો ઘણો ભાગ તુટક છે. ]

૫૪૭ રામાયણ. ૮૦

[ નોંધ: શરૂઆતનાં બે પાનાં તેમજ છેવટનાં ૮૦ પછીનાં પાનાં નથી. લખાણ ગદ્યમાં છે, તેનો નમુનો:—

રામે સર્વ વાધરને વરદાન આપ્યું. વાધર હોય તાં જ્યાફલ ઘણાં

-દજો. કોય મારે તેનો દેશ ઉજ્જડ થાય. પછે વાંધરને આગના આપી. કિષ્કિંધા પાસે એક તલાવડી છે. તેમાં રામ સીતા નાહ્યાં. તે દેખી વાંધર નાહ્યાં. એટલે વાંધરના રૂપ ર્ક્યાં. લાલ મુખનાં ફરંગી થર્યાં. સર્વ પોત પોતાને મંદિર ગયા."

૫૪૮ અભિમન્યુ આખ્યાન (?) ૧૦

કડવા ૨૩ માના આરંભમાં ઉત્તરાનું વર્ણન નીચે મુજબ છેઃ—

ઉતરા નારી તાંહાં શણગારી તેના તેજ તણો નહી પાર રે,
તેને પંદર વર્ષ પુરાં થયાં કાળવશ થઇ નિરધાર રે. ૧.
મુખડું તો પુનમનો ચાંદ, ચિબુક મનોહર મોનો ફંદ; ૨.
ભુજ્જરે જાણે શુંડાકાર, તેની શોભાનો નહી પાર. ૩.
કંઠ કપોત સમાન જ હોય, વૃક્ષઃસ્થલ દેખી મનમોહ. ૪.
કેસરી તુલ્ય કટિનો લંક ન મલે સાંમામાં કાંઇ વંક. ૫.

[ નોંધઃ પ્રત તુટક છે; આરંભ અને અંતનાં પાનાં નથી. વળી એ આખ્યાન પ્રેમાનંદ કે જનતાપીનું લખેલું જણાતું નથી. ]

૫૪૯ અભિમન્યુ આખ્યાન (?) ૯

અથ અભિમન્યુનું આક્ષાન લિખ્યતેઃ—

"જે પુન્ય કિધાં કાસીક્ષેત્ર, જે પુન્ય કિધાં કુરુક્ષેત્ર,
જે પુન્ય કિધાં સીલ અભ્યાસ, જે પુન્ય કિધાં વંદ્રાવન વાસ;
જે પુન્ય કિધાં સહસ્ત્ર નામ જ જાણે, જે પુન્ય હોય ભારથ સાંભળે.
એક રણવટ ++ નગરિનું નામ, આગળ દેવ તણો વિશરામ
અવની તલમાં વાધો ભાર, પ્રગટ થયા ત્યાંહાં જુગદાધાર.

\+ + + +

[ નોંધઃ નવ પાના પછીનો ભાગ મળતો નથી. ]

૫૫૦ ભોજરાજાની વાર્તા (?) સં. ૧૬૨૪

[ નોંધઃ આરંભ અને અંતના પાનાં નથી. ભાષા-હિંદી-રાજસ્થાની અને અક્ષરના મરોડ મારવાડીઢબના હોવાથી પ્રત બરોબર વંચાતી નથી. પંદરમી વાર્તાના છેડે સં. ૧૬૨૪ નું વર્ષ લખેલું છે. કર્ત્તાનું નામ ભવાનીદાસ કે એવું કાંઇ આપેલું છે. ]

૫૫૨ યશોધર રાસ બ્રહ્મજિનદાસ સં. ૧૫૬૫ ૨૧

અંતઃ

રાય જસોધરા રાય જસોધર તણુ જે રાસ;
જીવદયાનું પીહર પાપ મિથ્યાત નિકંદન.
\+ + + +
જે નર અનુદ્દન ભણિ સુણિ હઇઇ ધરી ભાવ;
બ્રહ્મજિણદાસ એ પરિ ભણિ તેહન સવિપુરિ...?

[ નોંધ. આરંભના પાનાં નથી. યશોધર રાસ પછી કેટલીક ચોવીસીઓ, ચોરાશી મહાજન વગેરેની સં. ૧૫૬૫ ની નામાવલિઓ છે. વધુ માટે જુઓ " જૈન ગુર્જર કવિઓ " ભા. ૧ પૃ. ૫૫. ]

૫૫૨ કાગરસ કોસલ સાંગુ સં. ૧૫૬૫ ૧૬

ચુપઈઃ

અવની દ્વીપ અસંખ જાણી, તે મધિ જાંબુદ્વીપ પ્રમાણિ;
ભ્રરથ ખેત્ર જે નામિ સુણું, તેહ તણું મહિમા અતિ ઘણું.
તે મધ નિયર અજોધયે, દાન પુણ્યતું લિહિ વિવેક;
ધનવંત લોક દીસિ તહાં ઘણા, પરભવ મહી તાંહાં કિહિ તર્ણા.
\+ + + +

અંતઃ

ચોપાઇ ૧૭૨ઃ—

સાંગુ કિહિ પેમ આચરુ જામાં પામુ ભવપારિ.
કાગરસ કોસલ ચુપાઇ સામાપ્ત.

૫૫૨ પ્રબોધ ચંદ્રોદય ભીમ સં. ૧૫૪૬ સં. ૧૫૭૫ ૧૧૮-૧૩૩

આરંભઃ—

" શ્રીમન્નારાયણું દેવં વ્યાસ (?) ગણુપતિ ગિરં,
પુરૂષોત્તમ માન વિપ્રશ્ચથી પ્રાવદાંત પરમં ગુરં.
પ્રબોધ ચંદ્રોદય સ્યાહં યથા બુધિ વિવેચનં;
શ્રી નૃસિંહ પ્રસાદેન ક્રિયેત નિતિ વિસ્તરં. (!)
ભાષાનૂં કારણુ નહી કારણુ અર્થ વિશેષ,
સમ્ભક્ એહ ઉપરિ કરું પિગલ ગાથા એક."

અંતઃ—

છેલ્લું પૃષ્ઠ મોટે ભાગે બાજુએથી ફાટી ગયું છે. વંચાતી ખંડિત પંક્તિઓ નીચે પ્રમાણે છે—

+ + સાર, નાટક શાંત માહારસ સાર. +

**ભીમ** ભણઇ નારાઇણદાસ + + બુધપ્રકાશ.

૫૫૨ અ. રામાયણ. માંડણ સં. ૧૫૭૪ ૧૪ થી ૪૦

ન્યાતિ બંધારા માંડણ નામ માતા મેધૂ ઉદરિ વિશ્રામ;
હરિ હરિદાસ તાત ઉરિ શંભ શેવક સદાચરણ શ્રી બંભ.
પવનપુત્રચી કીરતિ કરઇ, કુડિલ એકોતર ઉધરઈ;
એહ કથાબંધ પૂરુ થયું વિષ્ણુવ રુવે વાધુ સુંત થયું.

અંતઃ—

મંડણ જોયૂં વિમાસણ ધણી અનિ ન બીજી પરિ ઊતરવા તણી;
ભવસાગર એ અનંત અગાધિ તરવા કહઈ નહી એ સાધિ.
રામનામ લીલાઇ પાર જોતાં મોટા મુનિ વિચાર
બ્રહ્માંડ કોટાકોટી × × મંડણ શર્ણાગત તવ પાઇ.

[ નોંધ: પ્રથમનાં ૧૩ પૃષ્ટો નથી. પ્રત ફાટેલી તેમજ તુટક છે. ]

૫૫૨ રુકમાંગદ કથા માંડણ સં. ૧૫૭૪ ૯૮થી ૧૧૪

આરંભ. રાગ આસાઉરી ધ્રુપદ.

એકાદશ તણ મહિમાઈ ગાઉં ગુણ રુકમાંગદ રાઈ
સુરિજ વંશ લયુ અવતાર કહિ મંડણ એ કૃતિ પુગિ સાર.

ધ્રપદ પૂરવ છાયા.

ગૌરીનંદન ગુણ સ્તવૂં સમરૂં સારદ માઇ
ચરિત રુકમાંગદ તણાં આપું તેહ ઉપાઇ.
મહિમાએ એકાદશી વિષ્ણુતણૂં વ્રત સાર:
ઉમંગ અંતરિ ઉપનૂં શ્રી ગુરૂ ચર્ણાધાર
જોશિ મદનતણું શિશિ પંડિતસુ રદિસ (?)
આદરી ગ્રંથ સુણાની...પામું ઉપદેશ.

+ + + +

અંતઃ—

**શીરોહી** સારણ આ નિધિ કરી કથા આવી મન શિધિ;
આવ્યું કુલિ બંધારા તણઇ લીધૂં જનમ કૃત આપણઇ.

માતા મેધૂ ઉદિરિ નિવાસ વિષ્ણુવ ભક્ત સહુંતું દાસ;
સાચઇ કુડઇ એણુઇ મિશિ મંડણુ મુખિ હરિનામ આવશિ.

ઇતિશ્રી એકાદશી વ્રત મહમા રાજા રખમાંગદ ચરિત્ર સમાપ્ત.

[ નોંધ: પૃષ્ઠો આગળ પાછળ ગોઠવાઇને નવેસરથી બંધાવવામાં આવ્યાથી કથાનું સાતત્ય જોવું મુશ્કેલ થઇ પડે છે. ]

૫૫૩ જૈન રાસો

નીચેની કૃતિઓ તેમની લખ્યા સાલ સાથે આ છૂટાં પૃષ્ઠોના અને ત્રુટક ગ્રંથમાં મળી આવે છેઃ—

| | |
|---|---|
| ૧. સાર શિખામણ રાસ સદર્શ | ૧૬૪૦ |
| ૨ ચંદનરાય રાસ | ,, |
| ૩ સુરસેન કુમારનું રાસ | ,, |
| ૪ કયવન્ના રાસ | ૧૬૪૬ |
| ૫ કર્પૂરમંજરી રાસ | ,, |
| ૬ વિદ્યાવિલાસ રાસ | ? |
| ૭ ? (પૃષ્ઠ ૧૩૮ નથી.) | |
| ૮ સુદર્શન રાસ | |
| ૯ ગજસિંહ કુમાર પ્રબંધ | |
| ૧૦ રંગ રત્નાકર છંદ (લાવણ્યસમય રચિત, ર. સં. ૧૫૭૧ ગામ એરણુમાં.) | ૧૬૭૬ ,, |
| ૧૧ હંસાઉલી કથા (ર-સં. ૧૬૨૧) | |

[ નોંધઃ આ ઉપરાંત કેટલાંક સ્તવન, જ્યોતિષ, આયુર્વેદ (નાડી પરીક્ષા) વગેરે છે. )

૫૫૪ દશમ સ્કંધ પ્રેમાનંદ અને સુંદર સં. ૧૯૦૫ ૫ થી ૨૩૯

અંતઃ

સંવત સત્તર તોહોતેર વસંતને દિને;
અધ્યાય બાવનથી અધુરા તે હરિકૃપાથી થયા પુરણે.

\+ + + +

વલણ.

કહીએ શ્રી અવિનાશ અધ્યાયે નેવું સુખધામ રે.
ધનદાસનો સુત સુંદર જ્ઞાતિ મેવાડો નામ રે.
[ નોંધઃ વધુ માહિતી માટે જુઓ 'બુદ્ધિપ્રકાશ'—નવેમ્બર-૧૯૨૬ ]

૫૫૪ અ. ભાગવત વલ્લભ સં. ૧૯૦૫ ૭૧

આરંભઃ રાગ કેદારો.

શ્રી ગુરૂ ગણપતિ શારદા કૃપા કરો ભકતને સર્વદા;
છે મુજ મન મુદા કેહેવા કથા એકાદશ સ્કંધની રે.

અંતઃ વલણ.

હરિપદ પમિ તેહ પ્રાણી ઓહો જુગ જીતી જાએરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે હરિ ભજે શુભ મન કાયરે.

૫૫૪ બ. તુલસીમાહાત્મ્ય. સં. ૧૯૦૬ ૧૦

આરંભઃ

શ્રી ગુરૂને ચરણે નમું સકલ વૈષ્ણવ જન;
તુલસી માહાત્મ્યની ઇચ્છા થઈ હું નહીં જાણું ધ્યાન.

\+ + + +

અંતઃ

ત્રીજી કૃપા વૈષ્ણવ જનની પહોંચી મન તણી આશ;
ઇતિ તુલસી માહાત્મ્ય પદ્મપુરાણે સંપૂર્ણ કહે દાસ.

૫૫૪ ક. સ્વર્ગારોહિણી સુરભટ્ટ સં. ૧૭૦૪

આરંભઃ રાગ કેદારો.

સરસ્વતી સ્વામીને પાએ લાગુજી માગું હું શુભ મતિ એક આપો રે
અખિલ જ્ઞાન મુજને માગું કરીને વિવેક.

\+ + + +

અંતઃ

સંવત સત્તર ચારોતર સાર.......................ગુરૂવાર,

\+ + + +

સુરભટ્ટ વાણી ઉચરે વૈકુંઠ ફલ સહેજે અનુસરે;
ધરમ ધ્યાન તે ભાવે કરી એક વાર બોલો શ્રી હરિ હરિ.

[ નોંધઃ વધુ માટે જુઓ યાદી નં. ૪૨૫ ]

૫૫૫ ભગવદ્‌ગીતા. ૩૬૬

[ હિન્દી ટીકા સાથે–મૂળ ગ્રંથ (સંસ્કૃતમાં) લખેલો છે. ]

૫૫૬ ભગવદ્દગીતા. સં૦ ૧૮૮૯ ૩૭૬

[ તુલસીદાસ કૃત ટીકા સાથે છે. ]

૫૫૭ ભગવદ્દગીતા પ્રીતમ સં. ૧૮૫૨ ૫૩

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૫. ]

૫૫૮ ચાતુરીઓ અનુભવાનંદ (નાથ ભવાન) સં. ૧૭૮૯ ૧૪

અંત

સંવત સત્તર ૧૭૮૯ નવ્યાશીઆનો દસમીને ગુરુવાર;
શ્રાવણ વદ ૯ તિથિ વારે પૂરણ થઈ નિરધાર.
અનુભવાનંદ કહે પ્રકાશી એ અધ્યાત્મ ચાતુરી;
યથામતિ છે ત્યમ બોલે પ્રસાદ પામે શ્રી હરિ.
પૂર્વાશ્રમમાં પ્રગટ કહે સહુ નામ નાથ ભવાન;
સન્યાસાશ્રમે અનુભવાનંદ સાક્ષી મદાય સમાન.

\+ \+ \+ \+

હુંને રખે કર્ત્તા કહો કો પ્રેરક પોતે ઇશ.

૫૫૯ છપ્પા પ્રીતમ ૧૪

[ નોંધઃ વધુ માહિતી માટે જુઓ સસ્તું માહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ–તરફથી પ્રકટ થયલી "પ્રીતમવાણી". )

૫૬૦ સપ્ત પ્રશ્નોત્તરી મનોહરદાસ (નિરંજની) ૫૫

[ નોંધઃ વેદાંત ગ્રંથ છે. તે હિન્દીમાં લખેલો છે, અને તેની બે પ્રત છે.]

૫૬૧ ગોપાલ ગીતા ગોપાલદાસ ૫૨

અંતઃ

જન્મભોમ નંદાવતી ગામ, પિતા ખીમાજી નારણદાસ નામ
તેહના સુત તે દાસ ગોપાલ, સત સકલ તણું તે બાલ.
સાંધ મંતને લાગી પાય દાસ ગોપાલ કૃતારથ થાય.

[ નોંધઃ પ્રસ્તુત ગીતા છપાયલી છે; જુઓ બૃહત્કાવ્ય દોહન ભા. ૩ ]

૫૬૪ જ્ઞાન મંજરી મનોહરદાસ (નિરંજની) ૪૧

( વેદાંત ગ્રંથ હિંદીમાં લખેલો છે. )

૫૬૩ તિથિઓ ખીમસ્વામી સં. ૧૮૭૧ ૩

અંતઃ

સોલે તથ્યો તો પુરી થઇ ગાશે ગ્રેશે સાર;
કેહે હરિ એમે કુશલે ઉતરશે ભવ પાર.
ગુરૂ ગેબીનાથ ભેટીઆ ઉપનો મન આનંદ;
સકલ સભાને વીનવું બોલો ગોવિંદ ગોવિંદ.

૫૬૪ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૭૨૨ ૪

[ નોંધઃ માત્ર ચાર પાનાં મળી આવેલાં છે; પણ તે સંવત ૧૭૨૨ માં ઉતારેલી છે, તેટલા પુરતી કંઇક અંશે ઉપયોગી નિવડે. ]

૫૬૫ યોગ વાસિષ્ટ ૫૪

[ નોંધ. ગુજરાતી ગદ્યમાં લખેલું છે પણ તેના માત્ર ૫૪ પાનાં મળી આવેલાં છે. ]

૫૬૬ કૈવલ્ય ગીતા અખો ૩

૫૬૬ પંચીકરણ અખો ૮

[ નોંધઃ વધુ માહિતી માટે જુઓ "અખાની વાણી" નવીનઆવૃત્તિ, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ]

૫૬૭ શિક્ષાપત્રી શ્રી સહેજાનંદ સ્વામી ૧૧૮

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. )

૫૬૮ જ્ઞાનચૂર્ણ મનોહરદાસ (નિરંજની) સં. ૧૮૮૯ ૩૦

( હિંદીમાં લખેલો વેદાંત ગ્રંથ છે. )

૫૬૯ વશિષ્ટસાર ગીતા નરહરિદાસ સં. ૧૬૭૩ ૬૮

( બીજી પ્રત માટે જુઓ યાદી નં ૪૧ )

૫૭૦ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૨ સં. ૧૮૮૦ ૧૧

૫૭૧ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ ૧૩

૫૭૨ વિષ્ણુપદ   અનુભવાનંદ   ८७
આરંભ:

રાગ ભૈરવ.

સુતા આગલ્ય જાગ્યો બોલે કોય ન દેંકારો જી
સુતે સપનાં લાંધે ઘણું તેનો ભાગે ભરમ વિચારોજી
+   +   +   ×

[ નોંધ. વેદાંતને લગતાં પદો છે. પૃ–૮૭ સુધીનાં પાનાં મળેલાં છે.

૫૭૩ ભ્રમરગીતા   બ્રેહેદેવ   સં. ૧૯૦૯ ૭ થી ૨૨
(પ્રત ખંડિત છે )

૫૭૪ પદસંગ્રહ (૫)   ૧૪+૫૬
[ નોંધ. આમાં નરસૈં, પ્રીતમ, અખો વગેરેનાં છુટક પદો લખેલાં છે. ]

૫૭૫ અખેગીતા   અખો   ૪૫
[ નોંધ. ગુ. વ. સોસાયટી તરફથી શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાએ આ તેમજ અખાનું પંચીકરણ અને ગુરૂશિષ્ય સંવાદ, એ કાવ્યો એડિટ કરવાનું સ્વીકાર્યું છે. ]

૫૭૬ અખેગીતા   ૫૧

૫૭૭ પદસંગ્રહ (૬)   ૯૭
[ નોંધ. આમાં નરસૈં, મીરાં, કબીર, ગજો, રામકૃષ્ણ, અખો વગેરેનાં પદો ઉતારેલાં છે. ]

૫૭૮ વિષ્ણુપદ   અનુભવાનંદ   ૧૬
[ નોંધ. પ્રત અધુરી છે; માત્ર ૩૨ પદ લખેલાં મળી આવે છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૭૨ ]

૫૭૯ અખે ગીતા   અખો   ૨૯

૫૮૦ કેવલ્યજ્ઞાન   અખો   ૪
[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૬૬ ]

૫૮૧ દુહા અને પરજીઆ   અખો   સં. ૧૯૮૫   ૧૮

૫૮૨ અખાના પદ અને છપ્પા   અખો   ८०+८ +૧૨
[ બીજાં પદો માટે જુઓ યાદી નં. ૫૭૮ ]

૫૮૩ સપ્તશતી   ભાલણ   ૫૨
[ નોંધ. શરૂઆતનાં દશ પાનાં ખરે છે. પ્રત જુની અને સુવાચ્ય છે.]

૫૮૩ અ સાતશતી છંદ શ્રીધર ૧૯

આરંભઃ

> શ્રીધર કવિત કહે અતિ મંદહ
> પુરવ છાયુ આર્યા છંદહ
> શીર શીર કલશ પંચપાર દીપક
> વીસ જાતય વીસારો રૂપક
> રૂપક સોળ ચુક ચુસદહ
> નવસત પૂરણ ગાહ બત્રીસહ
> એવં કવીત એકસુ વીસહ

[ નોંધ. શ્રીધર કવિ–બહુ જુનો, નરસૈંનો સમકાલીન હતો. આ સપ્તશતી છંદની બીજી એક પ્રત દી. બા. કેશવલાલભાઈ પાસે, ડાહીલક્ષ્મી લાયબ્રેરી-માંની નકલ કરાવેલી છે. કાવ્ય સારી રીતે એડિટ થવાની તેમજ તેની ભાલણના કાવ્ય સાથે સરખાવી જોવાની જરૂર છે. ]

૫૮૪ કૃષ્ણવિષ્ટિ ભાલણ ૯

૫૮૪ અ ઓખાહરણ નાકર સં. ૧૮૧૦ ૯૬

૫૮૪ બ ભ્રમરગીતા બ્રેહેદેવ સં. ૧૬૦૯ સં. ૧૭૪૦ ૪૩

[ પહેલાં વીસ પાનાં નથી. ]

૫૮૫ અખાની સાખીઓ } અખો ૧૧૫

[ પૃ. ૧૧૫ પછીનાં પાનાં નથી. ]

૫૮૬ હુંડી નરસૈં ૮

[ નોંધ. નરસૈં મહેતાના મુખની હુંડી લખી છે, એવી રીતે કાવ્યની શરૂઆત કરેલી છે. છેલ્લું પદ ખંડિત છે. વધુ માટે જુઓ યાદી નં. ૪૭૫ બ. ]

૫૮૬ અ હારમાળા નરસૈં ૧૮૨૯ ૧૦૩

[ આમાં પદની સંખ્યા ૨૩૧ છે. ]

૫૮૭ જ્ઞાનમંજરી મનોહરદાસ (નિરંજની) ૨૧

[ વેદાંત ગ્રંથ હિંદીમાં છે. ]

૫૮૭ અ વેદાંતચૂર્ણ ૧૦

[ પહેલાં ચાર પાનાં નથી. ]

૫૮૮ આત્મવિચાર માણકદાસ સં. ૧૮૯૮ ૮૨

[ વેદાંત ગ્રંથ હિંદીમાં છે. ]

૫૮૯ યોગવાસિષ્ઠ ૭૬

[ વધુ માટે જુઓ નં. ૫૬૫ ]

૫૯૦ ચાતુરી જીવણદાસ ૬

[ નોંધ. જીવણદાસની ચાતુરી જાણીતી છે. જુઓ બૃહત્કાવ્ય દોહન ભા. ૪. ]

૫૯૧ ભાગવત (એકાદશ સ્કંધ.) ચતુરદાસ (ગુરૂ ગતદાસ) ૧૨૭

[ પુસ્તક હિંદીમાં લખેલું છે. ]

૫૯૨ પદ પ્રશ્નોત્તર મનહરદાસ (નિરંજની) ૭૮

[ નોંધ. આ પદ પ્રશ્નોત્તરી ગ્રંથ હિંદીમાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૬૦ ]

૫૯૩ અષ્ટાવક્ર ૯૮

[ મૂળ હિંદી ટીકા સાથે. ]

૫૯૪ કવિત પ્રબંધ માણકદાસ સં. ૧૯૧૩ ૬૧

ઇતિશ્રી કવિત પ્રબંધે રામસ્વરૂપ નિરૂપણું નામ ચતુર્દશં પ્રકરણં. સંવત ૧૯૧૩ ના વૈશાખ વદી ૯ વાર ચંદ્રે સમાપ્ત.

[ ગ્રંથ હિંદીમાં છે. ]

૫૯૫ રામ રસાયણ માણકદાસ સં. ૧૯૧૨ ૫૩

[ ગ્રંથ હિંદીમાં છે. ]

૫૯૬ આત્મવિચાર માણકદાસ સં. ૧૮૮૦ ૯૨

[ નોંધ. હિંદી ગ્રંથ છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૮૮ ]

૫૯૭ રામચરિત્ર માનસ તુલસીદાસ સં. ૧૮૬૨

[ હિંદી ગ્રંથ છે; પ્રત તુટક છે. ]

૫૯૮ ભાગવત (એકાદશસ્કંધ) — ચતુરદાસ (ગુરૂ સંત દાસ) — સં. ૧૬૯૨ — ૧૪૮

[ હિંદી ગ્રંથ છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૯૧ ]

૧૯૯ જ્ઞાનમૂળ
જ્ઞાનગીતા
નરબોધ
શિવવિવાહ — જગજીવન — સં. ૧૭૭૨ — સં, ૧૮૭૬ — ૧૮૪

[ નોંધ. જાણીતા 'સાહિત્ય' માસિકમાં આ કવિના પ્રસ્તુત ગ્રંથો, પ્રગટ થયલાં છે. અખાની સાથે આ કવિનો પણ વિશેષ પરિચય થવો ઘટે છે. ]

૬૦૦ ગરબા — વલ્લભ — સં. ૧૭૭૯ સં. ૧૮૯૪

[ કળિયુગ અને બહુચરાજીના ગરબા લખેલા છે. ]

૬૦૦ अ પ્રેમગીતા — વલ્લભ — સં. ૧૭૭૯ — સં. ૧૮૯૪ — ૨૮

અંતઃ

સંવત ૧૭ અગનાસીઓ સુખે વૈશાખ માસ.

× × × ×

વલ્લભ પાય લાગુ જનમોજનમતી ગણું...જાચું;
જાણે રંક જન વ્રજનાથ તે સર્વ સાચું.

ઇતિ શ્રી પ્રેમ ગીતા સંપૂર્ણ. સં, ૧૮૯૪ના પોસ વદ ૬. અમદાવાદ

[ નોંધ. વલ્લભનું આ કાવ્ય અપ્રસિદ્ધ છે; અને તેમાં રાધાકૃષ્ણનો પ્રેમ વર્ણવેલો છે, એ દષ્ટિએ તે વિશેષ ધ્યાન ખેંચે છે. ]

૬૦૦ ब સીમંતનિની કથા. — મહાદેવ. (સુતહરદેવ) — સં. ૧૯૦૫ — ૨૭

અંતઃ—

માહાદેવ સુત હરદેવ સ્વામી શીવ ભજે, ચિત્ત સ્થિર કરી,

કડવાં ૧૨ ઇતિશ્રી શીવપુરાણ બ્રહ્માંતર ખંડે શીવ માહત્મ્યે સીમંતનીની કથા સંપૂરણ.

[ નોંધ. માહાદેવ સુત હરદેવના શિવપુરાણની પાછળ નોંધ કરેલી છે, જુઓ યાદી નં. ૬૦ અને તેમાંથી આ ભાગ લીધેલો, તે તેની છેલ્લી પંક્તિ પરથી સમજાય છે. ]

૬૦૦ क સ્વર્ગારોહિણી — સુરભટ — ૨૫

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૭૩ ]

૬૦૧ ભીષ્મ પર્વ વૈકુંઠ સં. ૧૮૬૪ ૭૨

આરંભઃ—અથ ભીષ્મપર્વ લખ્યતે. વૈકુંઠકૃત પ્રારંભ

તવ નારાયણ કેહે અર્જુનને ગયા ભોમ મલી ભાવે;
તે માટે આંહી જુધ કરીએ દયા મનમાં ન આવે.

અંતઃ—

વૈકુંઠે વિસ્તારી કહી જેહ પુરાણે શુણીયું સહા
× × × ×
ભારથ કથા પવિત્ર છે બ્રહ્મહત્યાદિક છોડ;
શ્રોતાજન શ્રવણે સાંભળો બોલો જે રણછોડ.

સં. ૧૮૬૪ ના જેઠ વદી ૮ તે ગુરૂવાર. લીંબડી

૬૦૧અ સ્વર્ગારોહણ રામકૃષ્ણ ૬૨

[ નોંધ છેવટનો ભાગ ખંડિત છે. ]

૬૦૨ મચ્છવેધ શિવદાસ

આરંભ મચ્છવેધ લખ્યો છે.

રાગ કેદારો

બુદ્ધિ અગોચર આપીએ કૃપા કરી જુગ તાત
સ્વયંવર કઈ દ્રુપદ સુતાનો શિસ મેહેલો હાથ.

કરજોડી કહે શિવદાસ ત્રાંબુ સોનું રૂપું વસ્ત્ર આપશે જન જેહ;
પ્રેમ ધરીને દાન દેતા શ્રી હરિપદ પામે તેહ.

કડવાં ૨૩ મચ્છવેધ સંપૂર્ણ.

૬૦૨ અ સુદામાચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૮ ૪૨ થી ૫૮

૬૦૩ સુરેખાહરણ વિરજી સં ૧૭૨૦ સં.૧૮૮૮ ૧૦થી૫૬

અંતઃ—

કવિજન કેરું કષ્ટ ભાંગ્યું હરિ તણે મહિમાય;
સંવત ૧૭ વીશ માંહે ગ્રંથ પુરણ થાય.
× × + ×
મોઢ જાતિ ચાતુર્વેદી વિપ્ર કેરો દાસ.
તાપી ઉપર દેશ દક્ષિણ તાંહાં તેનો વાસ.
× × × ×

શ્રોતાજન જે સાંભળે તેનો થાય પરમ ઉદ્ધાર.
કડવાં ૨૬ સં. ૧૮૮૮ ના આસો સુદ ૪ ને શુક્રવાર.

૬૦૪ પદ સંગ્રહ (૭) ૭૭

[ નોંધ, આ ફારતનની ચોપડી છે, તેમાં પરચુરણ પદો તેમજ બારમાસી અને દયારામનું રૂકિમની હરણ વગેરે લખેલું છે. ]

૬૦૫ વૈતાળ પચીસી સં. ૧૮૭૨ ૨૧

આરંભઃ—વાર્તા ૧૪ મી પહેલાંનો ભાગ તુટક છે.

અંતઃ— × × અને કયા પૃથ્વી માંહે પ્રસિદ્ધ થશે. × × અને પરસ્ત્રી કુલમાંના શાસ્ત્રને લખી. ઇતિ પંચ વીસમી કથા સંપુરણ ૨૫ ગ્રંથના શ્લોક ૮૨૫. સં ૧૮૭૨ ના ફાગણ સુદ ૬ ને ગુરૂવાર.

[ નોંધ, વધુ માહિતી માટે જુઓ રા. જગજીવન દયાળજી મોદીએ એડિટ કરેલું જુનું 'વૈતાળ પચીસી'નું પુસ્તક. ]

૬૦૬ શકુન ચોપાઇ જયવિજય સં. ૧૬૬૦ સં. ૧૬૭૮ ૨ થી ૨૪

આરંભઃ—પ્રથમ પૃષ્ટ તુટક છે. ચોપાઇ ૧૪ મીથી પ્રતમાં વંચાય છે.

અંતઃ—

એ ભણતાં સવિ લહીઇ રિદ્ધિ, એ ભણતાં પામઇ બલ્લબુદ્ધિ;
જયવિજય નઇ પરમાણંદ ભણતાં ગણતાં સદા આનંદ.

ઇતિ શકુન ચુપઇ સમાપ્ત ચુપઇ બંધ ૩૫૦ શ્લોક ૫૦૦ પરિપૂર્ણ સમાપ્ત સં. ૧૬૭૮ ના મહાસુદ ૧૦.

[ નોંધ.. વધુ માહિતી માટે જુઓ "જૈન ગુર્જર કવિઓ" ભા. ૧; પૃ. ૩૯૪. ]

૬૦૭ ઓખાહરણ પ્રેમાનંદ સં. ૧૯૨૫ ૬૭

[નોંધ. આમાં કડવાંની સંખ્યા ૫૯ છે. ગ્રંથની રચ્યાસાલ

" સંવત પનર બારમાંમાસ કાર્તિક જાણુજી
અષ્ટમિને રવિવાસરે ગ્રંથ પૂરણ થાયેજી "

એ પ્રમાણે નોંધેલી છે પણ તે લહીઆની શરત ચૂકથી થયેલી છે.

૬૦૮ ભાગવત (એકાદશસ્કંધ) ચતુરદાસ (ગુરૂ સંતદાસ) સં. ૧૬૯૨ ૧૭૩

[ હિંદી ગ્રંથ છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૯૮ ]

૬૦૮ પ્રેમપચીસી     વિશ્વનાથ જાની     સં. ૧૮૩૩ ૩૩ થી ૭૮

રાગ ગોડી.

આરંભ—

કહે દેવકી શ્રી કૃષ્ણને સાંભળ માહારા તન !
મોહનજી ! મથુરા વિષે શે નથી માનતુ મન ?
હું આપુ સારી સુખડી મારા સુંદર શ્યામ શરીર !
નીસાસો ઉંડો કરી કાને નેત્રે ભર્યાં છો નીર.

\+ × × ×

અંતઃ

એહ પંચવીશી પ્રેમનીરે ગાશે શુણશી જેહ;
જાની જદુપતિ ગખશેરે તે જન ઉપર નેહ.

ઇતિ શ્રી જાનીકૃત પ્રેમ પંચવીશી સંપુરણ. સં. ૧૮૩૩ ના ચૈત્ર સુદ ૫ ને રવિવાર.

[નોંધ. પ્રતના આરંભના ભાગમાં વૈષ્ણવોના રોજનાં-વ્રત અને સેવાવિધિ ઉતારેલાં છે. વિશ્વનાથ જાનીનું 'મોસાળુ' જાણીતું છે, તેનું લખેલું આ કાવ્ય છે.]

૬૦૯ અ હારમાળા     નરસિંહ     સં. ૧૮૬૧     ૩૭

[આમાં પદની સંખ્યા ૮૪ છે.]

૬૦૯ બ સુદામા ચરિત્ર પ્રેમાનંદ     સં. ૧૮૬૧     ૨૭

૬૧૦ ભગવદ્ ગીતા નરહરિદાસ     ૨૮૨

[બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૨૧, ]

૬૧૧ ચાતુરી અને પદો રણછોડ     ૨૭

[નોંધ. લખાણ પૂર્ણ છે. લેખકની બીજી કૃતિ માટે જુઓ યાદી નં. ૨૪૩]

૬૧૨ હારમાળા     નરસિંહ     ૭૭

[નોંધ. આમાં પદની સંખ્યા ૧૨૯ની છે; શરૂઆતમાં થોડાક મીરાંના પદો અને બાકીનામાં હિંદી પદો તેમજ નરસિંહનાં પદો ઉતારેલાં છે.]

૬૧૩ સંતોષ સુરતરુ માણકદાસ     સં. ૧૯૧૨     ૨૮

[હિંદી ગ્રંથ છે.]

૬૧૪ આત્મ વિચાર માણકદાસ સં. ૧૯૯૭ ૨૨

[નોંધ. આમાંના ૨૨ પછીના ૪૯ પાનાં ખુટે છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૯૬ ]

૬૧૫ ૧ પિપાકી — અનંત — ૬૬
૨ કબીરકી — ૬૭થી ૧૩૩
૩ નામદેવકી — પરચરિ — ૧૪
૪ ધનાજી
૫ મલુકદાસ

"દાસ અનંત બીચાર કે, પીપાકે ગુન ગાય;
અબ જશ કહુ કબીર કે, સુનો સંત ચિત્ત માય."

[ હિંદી ગ્રંથ છે. ]

૬૧૬ ગોપિકા ગીત ૫

આરંભ:—

હવે એકત્રિસમા અધ્યાયને વિષે પાછા યમુનાજી ઉપર આવીને ગોપીઓ કૃષ્ણની પ્રાર્થના કરીને ગોપિકાગીત ગાયું તે કેવાશે. × × ×

અંત:—

એમ કહીને ગોપી અતિ પ્રેમ ધરીને રુદન કરતી થકી કેવા લાગી' કે હે સખે! તમે વનને વિષે અટન કરો છો તે તમારા ચરણને વિષે કાંકરા ખુચતા હશે તે તમારા ચરણ ધીરે ધીરે અમારા કઠિન કુચ ઉપર ધરો અને અમારા વ્રેહેની વેદના અમે સેવાતી નથી તે ટાલીને અમને જીવન આપો.

× × × ×

[પ્રસ્તુત પ્રત મૂળ સંસ્કૃત અને ગુજરાતી ટીકા સાથે છે. ]

૬૧૭ છપ્પા, ગુરૂમહિમા પ્રીતમ સં. ૧૮૬૬ ૧૨

[નોંધ. વધુ માહિતી માટે જુઓ "પ્રીતમ વાણી"નું પુસ્તક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે પ્રસિદ્ધ કરેલું. ]

૬૧૮ હિંદી પદ સંગ્રહ ૧૪૨

[ નોંધ. આમાં પરમાનંદદાસ, ગોપાળદાસ, સુરદાસ વગેરેનાં હિંદી પદો લખેલાં છે. ]

૬૧૯ દોહરા　　સોહદેવ　　૮+૭+૯+૮+૧૫

[ હિંદી ગ્રંથ છે. ]

૬૨૦ વિચારમાળા　　સં. ૧૮૮૭　૧૨

[ હિંદી ગ્રંથ છે. ]

૬૨૧ મામેરૂં　　પ્રેમાનંદ　　સં. ૧૭૩૨　　૫ થી ૧૦૨

[ શરૂઆતનો ભાગ તુટક છે. ]

૬૨૨ રૂક્મિણી હરણ દેવીદાસ　　સં. ૧૬૬૦

[ કડવાં ૨૫ પછીનો ભાગ તુટક છે. ]

૬૨૨ અ વૃદ્ધ ચાણક્ય નીતિ　　૧૮ થી ૫૮

[ પ્રત ખંડિત છે; મૂળ પુસ્તક ગુજરાતી ટીકા સાથે લખેલું છે. ]

૬૨૩ રાધિકાવિવાહ　　રાજે　　૪

[ નોંધ. રાજેનો કાવ્ય સંગ્રહ રા. છગનલાલ વિદ્યારામ રાવળ તરફથી પ્રકટ થનાર છે. ]

૬૨૩ અ હુંડી　　નરસૈં　　૯

ઇતિ શ્રી મહેતાનો મુખનિ હુંડી સંપુરણ સમાસ.

[ વધુ માટે જુઓ યાદી નં. ૧૮૨ અ, ]

૬૨૪ કૃષ્ણરામનાં પદો કૃષ્ણરામ　　૬૬

[ નોંધ. વધુ માટે જુઓ કૃષ્ણરામકૃત કાવ્ય સંગ્રહ બે ભાગમાં. ]

૬૨૫ પંચદંડની વાર્તા સામળ　　૫૦

૬૨૬ ચિત્તવિચાર સંવાદ અખો　　૨૦

[ નોંધ. પહેલું પાનું નથી; વધુ માટે જુઓ 'અખાની વાણી' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે પ્રકટ કરેલી. ]

૬૨૭ વૈતાળ પચીસી　　૨૬

[ નોંધ. પ્રસ્તુત ગ્રંથ ગદ્યમાં છે. પહેલી બાર વાર્તા મળી આવે છે પછીનો ભાગ તુટક છે. નમુના રૂપે આરંભ અને અંતનો ભાગ નીચે આપ્યો છેઃ—

આરંભ—

"પૃથ્વી માંહિ ઉજેણી એહવે નામે નગરી. તાંહાં વિક્રમાદિત એવે નામે રાજા રાજ કરે છે." × × ×

અંતઃ—

"સહુ કહેવા લાગ્યુ જે આપણું નગર એણે લુંટું છે,"

૬૨૭ અ બારમાસ જીવણ . ૧૭ થી ૨૨

૬૨૭ ચ વિક્રમ ચરિત્ર સામળ સં. ૧૮૬૧ ૭૯

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૮૫, આ સિવાય આમાં લક્ષ્મી પાર્વતી સંવાદ ( હિંદીમાં ) મારૂઢોલાના દોહા વગેરે લખેલાં છે. ]

૬૨૮ કામાવતીની વાર્તા શિવદાસ ૬ થી ૧૮૯

[ નોંધ. શરૂઆત અને છેવટનાં પાનાં ફાટી ગયા છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૮ અ, ૨૬૧ અ ]

૬૨૮ અ પદ્માવતીની વાર્તા સામળ સં. ૧૭૭૯ સં. ૧૮૧૮ ૧૮૫ થી ૩૬૭

અંતઃ

"શ્રી ગોડ માલવી વિપ્ર છે, શુભ શ્રી સામળદાસ"
સંવત ૧૭૭૯ના સીઓ માહામાસ સુંદર સાર
પુરણ કથા થઇ પાંચમે મેલવો મંગલવાર
× × + =
સામળ કહે સહુ બોલજો જે જે શ્રી રણછોડ !
સં. ૧૮૧૮ના ચૈત્ર સુદ ૧ ને ગુરૂવાર નડીઆદ.

[ નોંધ. આમાં કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૭૯ લખેલી છે; પણ બીજી પ્રતોમાં તે સં. ૧૭૭૪ આપેલી છે. ]

૬૨૯ કબીરનાં પદો કબીર ૮૫

[ હિંદી ગ્રંથ છે. ]

૬૩૦ ગરબા, પદ સંગ્રહ (નં. ૮)

[ નોંધ. આમાં વલ્લભ, માવજી વગેરેના ગરબા, પદો તથા ભાટ ચારણોનાં કવિતા છે. ]

૬૩૧ વૈરાટ પર્વ ૩૩

આરંભઃ—

( કડવાં ૨૭ )
રાગ ગોડી.
અર્જુન કહે સ્વામી ક્યાંહાં રેહેવું કોણ દેશ કોણ ઠામ ?
ધોમ્ય વદે સુણી ગડસુધા કલંગ પાંચાલી નામ.

સુરસેન સોરઠ ઉત્તર દેશે મછ દેશ પુણ્યવંત;
નગર વૈરાટ રાજ મોઇ નામે નિજ સેવક જન સંત.

× × ×

અંત—

સગે બંધલ સારથી અને ધારા ઉગઉર;
વૈરાટ કેહે હવે નીપજશે માહારો કુંવર શુર.
બંધલ મલે અપશુકન મંગ ગયે કયમ નત હોયે ?
[ અહિંથી પર્વ અધુરૂં છે. ]

૬૩૨ ભારત (ગદ્યમાં) સં. ૧૮૮૩ ૭૩

આરંભઃ—

"હૌસ્તક દેશ અજોધ્યા નગ્ર તેનો રાજા દસ્ત રાજ કરે છે. ચાર વરણ પુરમાં વસે, પોત પોતાનો ધર્મ પાલે, કોઇને દુખ' નથી, બંધન તે પુસ્તકને બીજાને નહી." + + +

અંતઃ—

"+ + જો એ મછવેધ કરે તો બ્રાહ્મણનું માન વધે. આપણ દક્ષણા ઘણી પામીએ. પછે પાંડવને આશિરવાદ દેવા માંડો, જે તમે મછવેધ કરો, જે તમારુ કામ ઇશ્વિર કરશે."

૬૩૩ બભ્રુવાહન આખ્યાન (?) ૫૫

આરંભઃ—

જૈમુનિ કહે સુણ રાજન ! અગ્ર કયા હયની પાવન.

અંત—

રણશૃંગાં વાજે અ ઘણાં ચાલે તે સચર કરી,
ઉગમતે મણિપુર થકી મુકયો હય આદર કરી,
બભ્રુવાહનનું આક્ષાંન સંપૂર્ણ અમદાવાદ.
[બીજી પ્રત માટે જુઓ યાદી નં. ,૧૯ ]

૬૩૪ નળાખ્યાન નાકર

આરંભ--

અથ રાજા નળની × ની કથા લખ્ય તે.
રાગ ગોડી........ તાલી

સિદ્ધ વિનાયક સિ......કાજ તમ પસાએ' કરશું × ×
શુભ કાર્ય પેહલેં પૂજાય સુ......ર તેત્રીસ ...તેને આરાધ.
× × ×

અંતઃ—

તત્કાળ તેડું મોકલ્યું પૂછીઓ વિચાર રે;
સ્વામી! ક્યાંથી આવીઆ? તે કહો આણી વારરે.
વિપ્ર વલતો બોલીઓ સાંભળ રાણી! વાતરે;
હું વિદ્મ દેશથી આવીઓ + + +

[નોંધ. અહિંથી (કડવાં ૧૨ ની ૨૯ મી કડીથી) પ્રત ખંડિત છે. આ કાવ્ય અપ્રકટ છે. નાકરનાં બીજાં કાવ્યો પેઠે તે પ્રસિદ્ધ થવાની જરૂર છે.]

૬૩૫ નરસૈં મહેતાનું આખ્યાન (અજ્ઞાત કવિ)

[નોંધ. પ્રસ્તુત કાવ્ય ગુ. વ. સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયલું છે.]

૬૩૬ સતભામાનું રૂસણું ગોવિંદ સં. ૧૯૧૧

આરંભઃ—

નારદ સ્વર્ગ ભુવનથી આવ્યા, એક પુષ્પ અનુપમ લાવ્યા;
જઇને ભેટ ભુધરજીને કીધું હરિએ હેત કરીને લીધું.
પુષ્પ આપ્યું છે રૂક્મણી નારી, સત્યભામાને મુકયાં વિસારી;
નારદ સત્યભામા મંદિર ગયા પેલા માંહી સમાચાર કહ્યા.
× × ×

અંત—

ઉઠો નાથજી! પલંગ પધારો ચુવા ચંદન ચોળું;
કાળજડાની કોર! હું તમને વીજણુંલે વા ઢોળું.
સોહાગણ બોલ્યારે.
આ રુસણું શાખી સાંભળીને નરનારી કોઇ ગાશે;
નિર્મળ ચિત્તે સાંભળનાથી પાપી પાવન થાશે.
સોહાગણ
રીતે ભાતે રસની છોળે રસ વાધ્યો નરનારી;
ગોવિંદજીના સ્વામી સંગે તેણે લીધી તાળી.
સોહાગણ.

[નોંધ. કડવાંની સંખ્યા ૭ છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૧૭]

૬૩૭ ભાભારામની વાર્તા સામળ  સં. ૧૬૧૩  ૪૩
૬૩૭ અ મહિના  રામૈઆ  સં. ૧૯૧૨  ૩
૬૩૭ બ ચંદ્રહાસ આખ્યાન પ્રેમાનંદ  ૨૭
[ નોંધ. ૧૬ મા કડવા પછીનો ભાગ તુટક છે; અને તે કાવ્ય બૃહત્કાવ્યદોહન ભા. ૨ માં છપાયું છે. ]
૬૩૭ क દાણલીલા  પ્રેમાનંદ  ૧૨
[ નોંધ. આ સિવાય આમાં નરસિંહ, વલ્લભ, પ્રીતમ, રણછોડ વગેરેના પદ, મહીના, ગરબા વગેરે લખેલા છે. ]
૬૩૮ હુંડી  નરસિંહ  ૩૧ થી ૩૯
[ નોંધ. નરસૈંની રચેલી હુંડીની આ ત્રીજી પ્રત છે; કાવ્યના અંતે "ઇતિશ્રી નરસિંહ મહેતાના મુખની હુંડી સંપૂર્ણ" એ પ્રમાણે લખેલું છે. વધુ માટે જુઓ યાદી ન. ૬૨૩ अ]
૬૩૮ अ સુદામા ચરિત્ર પ્રેમાનંદ  ૩૯
૬૩૯ મામેરૂં  વિશ્વનાથ જાની  સં. ૧૭૦૮  ૧૭
[ વધુ માટે જુઓ બૃહત્કાવ્યદોહન ભા. ૮ મો. ]
૬૩૯ अ નરસૈંના પુત્રનો વિવાહ  હરિદાસ  સં. ૧૭૨૫  ૨૩
[ જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૯ મો. ]
૬૩૯ ब સુરેખા હરણ  વીરજી  સં. ૧૮૩૩  ૬૪
[ જુઓ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક વર્ષ ૫; અંક ૩ જો. ]
૬૩૯ क પ્રેમગીતા  (?)  સં. ૧૭૮૬ (?)  ૧૧
આરંભઃ—

સતગુરૂ કેરાં ચરણ રે પ્રેમે શું પુજીએ;
શારદા શંકર શરણ રે આપો મત્ય સુજીએ.

અંત—

**સંવત સત્તર છાસીમાને** શ્રાવણ સુદ એકાદશી;
સ્નેહી સીધાં સઘળાં.........પ્રેમગીતા મન વસી.
ગોપીને ઉલટ અંગ ન માય ચિત્ત રીઝયાં ઘણાં;
ભલે મળો ગોકુલ કેરો નાથ દીધાં વધામણાં,
ઇતિ શ્રી પ્રેમગીતા સંપૂર્ણ.

૬૪૦ વેતાલ પચીસા સં. ૧૭૧૫ ૩૪

અંતઃ—

પછે દેવ યક્ષ કિન્નર .....વિદ્યા...ભૂત રાક્ષસ તેણે સઘળે એ રાજાને પુષ્પ દ્રષ્ટિ કીધી. તે સઘળે જણે રાજાને વરદાન દીધું. × + હે રાજા વરદાન માગ. પછે રાજા બોલ્યો. × × એ કથા પૃથ્વી માંહિ પ્રસિદ્ધ થઈ. × × ઇતિ વેતાલ પંચવીશી કથા ૨૫ સમાપ્ત. સંવત ૧૭૧૫ વરખે શાકે ૧૫૮૦ ના માઘ સુદ ૧૦ ને રવિવાર.

[ આરંભના પૃષ્ઠો નથી. ]

૬૪૦ અ હરિલીલા ભીમ સં. ૧૭૭૮ ૨ થી ૧૧૧

[ નોંધ: પ્રસ્તુત કાવ્ય ગુ. વ. સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થઇ ગયું છે. ]

૬૪૧ અપરોક્ષાનુભૂતિ ૯

આરંભઃ—

શ્રી ગુરૂ સંત પ્રતાપથી પ્રાપ્ત થાય નિજ મોક્ષ;<br>
ચરણે નમી કરૂં કથન શુભ, અનુભૂતિ અપરોક્ષ.<br>
4 + + +

અંતઃ—

માટે નિશ્ચય એવો કરી જગતરૂપ સચરાચર હરિ,<br>
આ સંસાર આત્માએ કરો. × × × (અધુરૂં)

[ કડી ૬૬ થી અધુરૂં. ]

૬૪૧ પ્રકીર્ણ ગરબા ( નં. ૯ ) ૭ થી ૭૬

૬૪૨ હારમાળા નરસિંહ સં. ૧૯૦૧ ૧૪૫

[ આમાં પદની સંખ્યા ૨૧૭ છે. ]

૬૪૨ અ વણજારો પ્રેમાનંદ ૧૩

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૦ ડ, ]

૬૪૩ પિંગળ પ્રાકૃત સં. ૧૬૪૮ ૧૮

[એક જૈન યતિનું લખેલું પિંગળ સામાન્ય પ્રતિનું છે.]

૬૪૪ પદ સંગ્રહ માણુકદાસ સં. ૧૮૭૫ ૧૦૪

[આમાં માણુકદાસ તેમ સુરદાસ વગેરેનાં હિંદી પદો લખેલાં છે.]

૬૪૫ પદ સંગ્રહ કબીર ૧૬૫

૬૪૬ ખોડાણા આખ્યાન યજ્ઞેશ્વર ૨૦

આરંભઃ—

શ્રી સરસ્વતી માતને પરણમું શ્રી ગણપતિને ચરણે નમૂં.
શ્રી ગુરૂ માતપિતાને પાય વંદન કરૂ અતિ આનંદ થાય.

અંત—

કલજુગ માંહે કીર્તન કરો ભજો કરૂણા સિંધુ
રામનાથ કવિજન જગ્નેશ્વર × × ×

ઇતિશ્રી દ્વારકાધીશ રણછોડ ભકત ખોડાણાનું આક્ષાંન સંપૂર્ણ.

[ સામળના ખોડાણા માટે જુઓ યાદી નં. ૫૦૬. ]

૬૪૭ પદ્ પ્રશ્નોત્તરી, અને પંચ સંસ્કાર ગુરૂપ્રણાલિકા } ૧૩+૨+૧૩

[ આ ત્રણે હિંદીમાં છે. ]

૬૪૮ વેદાંત ચુર્ણ મનોહરદાસ નિરંજની ૧૩

[ હિંદી ગ્રંથ છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૮૭ અ ]

૬૪૯ કૈવલ્ય ગીતા અખો ૩

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૬૬, ]

૬૫૦ સુંદર શેઠની વાર્તા લીલા (?) સં. ૧૬૩૬ સં. ૧૭૭૮ ૪૬

આરંભ—

સરમતે સામણુ સમરૂં માય ! પ્રણમી ગરુઆ ગણપતે પાય;
આખર બુધ આપજો તમો સુદર શેઠ ગાઇશું અમો.
× × ×

અંત—

સંવત સોલ છત્રીમાજ હો કાગતક માસ અજવાલુ તે હો;
તય પંચમીને રવિવાર સુંદર ગાય સાગરપુર માંહ.
× × ×

ઇતિશ્રી સુંદરશેઠ ચોપડી લખી છે. સં. ૧૭૭૮ ના માગસર સુદ ૬ ને શનિવાર કડી સંખ્યા ૩૫૪.

[ નોંધ. વચ્છરાજકૃત રસરાજના જેટલી આ વાર્તા જુની છે અને તપાસવા સરખાવવા જેવી છેઃ લેખકનું નામ લાલ, લીલા કે લલ એ ચોક્કસ કહી શકાતું નથી. ]

૬૫૨ ઓખાહરણ નાકર સં. ૧૮૧૧ ૪૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૪, ૩૨૪, વગેરે. ]

૬૫૨ વૈરાટ પર્વ નાકર સં. ૧૬૬૮ ૬૨

[ નોંધ. શરૂઆતનાં ૨૩ પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી. નં. ૨૮, ૪૮૪ ]

૬૫૩ રોગ કારણ (આયુર્વેદ) ૩૨

આરંભ—

વીર બ્રહ્મા કહે વાણી જો ઓર દેશું જાણી
એ વર વાંછે તે કારણ કહો એ.
તે કારણ કહિ મુહને હું તેહને પરણાવૂં;
પોતિ જાઇને પરણાવૂં વળી ન કહાવૂં.
× × × ( કડવું ૨૦ )

અંત—

તહાં આગલિ કેટલા કહૂં કહિતાં કૃષ્ણની પાર ન લહૂં;
કહિ અરજુન સ્વામી ! કરો ઉપાયિ સમરથ સ્વામી જાદવરાય ! ૨૪૬

\+ + +

[ નોંધ. કડવા ૧ લાની ૧૩ કડીઓ જતી રહી છે, તેમજ કડી ૨૪૭ પછીનાં પૃષ્ટો પણ તુટક છે. પ્રસ્તુત કવિતાબદ્ધ આયુર્વેદનો ગ્રંથ છે; અને તેમાં પાપ કર્મ કરવાથી કેવા કેવા રોગ થાય છે તેનું વર્ણન કર્યું છે. ]

× × ×

૬૫૪ મામકી આખ્યાન ભાલણ ૨૨

અંત—

કહે ભાલણ બોલી એ કથા પદ્મ પુરાણે છે સર્વથા.
ભાલણની વાણી સાંભળી વિષ્ણુદાસ પુછે છે વળી;
પદ્મ પુરાણની પૂરણ કથા તે તો સંભળાવી સર્વથા.

ધન ખરચી તીરથ બહુ કરે પૂણ્યે કોડી નવ વાવરે;
પૂણ્ય તણે પટણમાં હામ એક વાર બોલો જે જે રામ.

× × ×

ઇતિશ્રી પદ્મપુરાણે ઉમા મહેશ્વર સંવાદે ત્રવાડી ભાલણકૃત મામકીનું આખ્યાન સંપૂર્ણ શ્રી ગુરુ બ્રહ્મ પ્રિયાનંદનાયજીના પ્રેરણાથી લખાણુ છે. કડવાં સંખ્યા. ૮

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય 'બુદ્ધિપ્રકાશ' વર્ષ ૧૯૨૭; અંક ૨, પૃ. ૪૫ ઉપર છપાયું છે. આ ઉપરાંત આમાં શ્રી દેવકૃત માતરનો અને વલ્લભકૃત બહુચરાનો ગરબો લખેલો છે. ]

**૬૫૫ ઊદ્યોગપર્વ કવિ ભાઉ સં.૧૬૭૬ સં.૧૭૫૪ ૪૭ થી ૬૨**

અંતઃ

સંવત ષટ ૧૬૭૬ દશ છોતરે, આનંદ શું રે!
શાકે ૧૫ નર બેહેતાલ, મન ગોવિંદ શું રે!

+ + + +

ચરણ તમારે રાખજો, આનંદ શું રે!
કર જોડી કહે ભાઉ કર જોડ, મન ગોવિંદ શું રે.

+ + + +

ઇતિ શ્રી ઉદ્યોગ પર્વ સંપૂર્ણ. કડવાં ૩૦ સં. ૧૭૫૪ ના કાર્તિક સુદ ૧૫ ને મંગળવાર.

[ આરંભનાં ૪૬ પાનાં નથી. ]

**૬૫૫ અ રૂક્મિણીહરણ દેવિદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૫૪ ૬૩થી૯૨**

[બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮. ]

**૬૫૫ બ નરસૈંના પુત્રનો વિવાહ હરિદાસ સં. ૧૭૨૬ સં. ૧૭૫૪ ૯૨ થી ૧૨૫**

અંતઃ

+ + + +

સંવત ૧૭ પંચવીશે પૂરણ છવીસો તે દિનજી;

+ + + +

ભજનો શ્રી ભગવાન ભાવે શ્રોતાજન! લો ચિત્ત ધરી;
હરિદાસ કહે સહુ હરખ સાથે એક વાર મુખ બોલો જે હરિ.

કડવાં ૨૨ ઇતિ શ્રી નરસિંહ મ્હેતાના પુત્રનો વિવાહ સંપૂર્ણ. સં. ૧૭૫૪ શાકે ૧૬૧૯ ના પોષ સુદ ૧૨ ને મગળવાર.

[ નોંધ. વચ્છરાજકૃત રસરાજના જેટલી આ વાર્તા જુની છે અને તપાસવા સરખાવવા જેવી છે: લેખકનું નામ લાલ, લીલા કે લલ એ ચોક્કસ કહી શકાતું નથી. ]

૬૫૧ ઓખાહરણ નાકર સં. ૧૮૧૧ ૪૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૪, ૩૨૪, વગેરે. ]

૬૫૨ વૈરાટ પર્વ નાકર સં. ૧૬૯૮ ૬૨

[ નોંધ. શરૂઆતનાં ૨૬ પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી. નં. ૨૮, ૪૮૪ ]

૬૫૩ રોગ કારણ (આયુર્વેદ) ૩૨

આરંભ—

વીર બ્રહ્મા કહે વાણી જો ઓર દેશું જાણી
એ વર વાંછે તે કારણ કહો એ.
તે કારણ કહિ મુહને હું તેહને પરણાવૂં;
પોતિ જાઇને પરણાવૂં વળી ન કહાવૂં.
× × × ( કડવું ૨૦ )

અંત—

તહાં આગલિ કેટલા કહું કહિતાં કૃષ્ણની પાર ન લહું;
કહિ અરજુન સ્વામી ! કરો ઉપાયિ સમરથ સ્વામી જાદવરાય ! ૨૪૬

\+ + +

[ નોંધ. કડવા ૧ લાની ૧૩ કડીઓ જતી રહી છે, તેમજ કડી ૨૪૭ પછીનાં પૃષ્ઠો પણ તુટક છે. પ્રસ્તુત કવિતાબદ્ધ આયુર્વેદનો ગ્રંથ છે; અને તેમાં પાપ કર્મ કરવાથી કેવા કેવા રોગ થાય છે તેનું વર્ણન કર્યું છે. ]

× × ×

૬૫૪ મામકી આખ્યાન ભાલણ ૨૨

અંત—

કહે ભાલણ બોલી એ કથા પદ્મ પુરાણે છે સર્વથા.
ભાલણની વાણી સાંભળી વિષ્ણુદાસ પુછે છે વળી;
પદ્મ પુરાણની પૂરણ કથા તે તો સંભળાવી સર્વથા.

ધન ખરચી તીરથ બહુ કરે પૂણ્યે કોડી નવ વાવરે;
પૂણ્ય તણો પટણમાં દામ એક વાર બોલો જે જે રામ.

× × ×

ઇતિશ્રી પદ્મપુરાણે ઉમા મહેશ્વર સંવાદે ત્રવાડી ભાલણકૃત મામકીનું આખ્યાન સંપૂર્ણ શ્રી ગુરુ બ્રહ્મ પ્રિયાનંદનાથજીના પ્રેરણાથી લખાણુ છે. કડવાં સંખ્યા. ૮

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય 'બુદ્ધિપ્રકાશ' વર્ષ ૧૯૨૭; અંક ૨, પૃ. ૪૫ ઉપર છપાયું છે. આ ઉપરાંત આમાં શ્રી દેવકૃત માતરનો અને વલ્લભકૃત બહુચરાનો ગરબો લખેલો છે. ]

૬૫૫ ઉદ્યોગપર્વ કવિ ભાઉ સં.૧૬૭૬ સં.૧૭૫૪ ૪૭ થી ૬૨

અંત:

સંવત ૫ટ ૧૬૭૬ દશ છોતરે, આનંદ શું રે।
શાકે ૧૫ નર બેહેતાલ, મન ગોવિંદ શું રે!

\+ + + +

ચરણ તમારે રાખજો, આનંદ શું રે !
કર જોડી કહે ભાઉ કર જોડ, મન ગોવિંદ શું રે.

\+ + + +

ઇતિ શ્રી ઉદ્યોગ પર્વ સંપૂર્ણ. કડવાં ૩૦ સં. ૧૭૫૪ ના કાર્તિક સુદ ૧૫ ને મંગળવાર.

[ આરંભનાં ૪૬ પાનાં નથી. ]

૬૫૫ અ રૂકિમણીહરણ દેવિદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૫૪ ૬૩થી૯૨

[બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮. ]

૬૫૫ બ નરસૈંના પુત્રનો વિવાહ હરિદાસ સં. ૧૬૨૬ સં. ૧૭૫૪ ૯૨ થી ૧૨૫

અંતઃ

\+ + + +

સંવત ૧૭ પંચવીશે પૂરણ છવીસો તે દિનજી;

\+ + + +

ભજવો શ્રી ભગવાન ભાવે શ્રોતાજન! લો ચિત્ત ધરી;
હરિદાસ કહે સહુ હરખ સાથે એક વાર મુખ બોલો જે હરિ.

કડવાં ૨૨ ઇતિ શ્રી નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ સંપૂર્ણ. સં. ૧૭૫૪ શાકે ૧૬૧૯ ના પોષ સુદ ૧૨ ને મંગળવાર.

[નોંધ. પ્રત ગ્રંથ લખાયા પછી ૨૮ મા વર્ષમાં ઉતારવામાં આવેલ છે, એ રીતે તે અગત્યની છે. બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૧૯ અ, વગેરે.]

૬૫૫ ક સુરેખાહરણ વીરજી સં. ૧૭૨૦ સં. ૧૭૫૪ ૧૨૬ થી ૧૭

આરંભ:

પ્રથમે પરણમૂં શંભૂ સુતને ભાવ ધરીને મન;
તેહ તણી કૃપાએ કરીને ઉપજે શુધ પાવન.
તેહ તણાં પદ કમળને વંદી ગુણ ગાઉં ગોવિંદ;
સાર કરે શુધબુધના સ્વામી જેમ ઉપજે આનંદ.

\+ + + +

અંત:

સંવત ૧૯૨૦ મહા ગ્રંથ સંપૂર્ણ થાએ;
વૈશાખ સુદી પંચમી વાર ગુરુ તહાં કહેવાએ.

\+ + + +

બરાનપોર બાધરપરા મધ્યે વીરજી ભટજ નામ;
તેહ તણી કૃપા થકી કરુણા કરી ભગવાન.

વલણ.

કીધા શ્રી ભગવાન મોટી ગ્રંથ સંપૂરણ વિસ્તરી;
આધાર ભટ કહે શ્રોતાજન ! સર્વે ભાવ સાથે કહો શ્રી હરિ !

કડવાં ૨૫ ઇતિ શ્રી સુરેખાહરણ સમાપ્ત.

[નોંધ. આ પ્રત પણ કાવ્ય રચાયા પછી ૩૪ મા વર્ષે લખાઇ છે. વધારે ધ્યાન ખેંચે એવું એ છે કે છેવટે વલણમાં આધાર ભટ્ટનું નામ મળી આવે છે.]

૬૫૫ ड શુકદેવઆખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં. ૧૭૫૪ ૧૭૨ થી ૧૯૪

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૬૫ ]

૬૫૫ ई ઓખાહરણ નરસિંહ સં. ૧૭૫૪ ૨૦૨થી ૨૩૬

( પ્રથમનાં અગીઆર કડવાનાં પૃષ્ટો નથી. )

આરંભ:

ચીર ફાડે રુએ ગાદે હાડ તોડે હાથ;
કામ સમો કંથ સમરે સ્વપ્ન કેરો નાથ.

અધર ડસતી દાંત સાથે મુખ વહે નિશ્વાસ;
કોણે કરૂં લાંછન લોકમાંહાં–કન્યકા ઉપહાસ?
+ + + +

અંતઃ

ત્યાંહાંરે ઓખા રમે રગે સુભગ અનિરુદ્ધ સાથ:
વન ઉપવન દીર્ઘ કાષ્ઠ ક્રીડતા દિન રાત્ર.
વલણ.
ક્રીડતાં દિનરાત્ર રંગે શરદ રાત્ર સોહામણી;
કહે નરસહી નવલ ભાષા લીયો ભક્તો ! વધામણી,
( કડવું ૬૪ )
+ + + +

ધન્ય વાસુદેવ દેવકી જેણે જન્મારે વલી દેવ મોરાર;
ધન્ય ઉષા ધન્ય બાણજી.
ધન્ય ભગત જે કો ચિત્ત ધરે ધન્ય ધન્ય રે વૈષ્ણુવ સુત જાણ;
ધન્ય નરસહી નવલ......ણે જેણે ગાયો રે હરિ પુરૂષ પુરાણ-
ધન્ય ઉષા ધન્ય બાણજી !

કડવાં ૬૭. નવસારી મધ્યે.

[ નોંધ. આ કોઇ નવા કવિનું લખેલું ઓખાહરણ છે. બીજા ઓખાહરણો સાથે આ મેળવવું તપાસવું જરૂરનું છે. ]

**૬૫૫ પક. નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૪૨ સં. ૧૭૫૬ ૨૩૬ થી ૩૧૫**

અંતઃ

**સંવત ૧૬૪૨ તાલીસ વરખે પૌષ સુદી બીજ ભૃગુવારજી;**
દ્વિતીયા ચંદ્ર દર્શનની વેલા થયું પૂરણ કથા વિસ્તારજી.
+ + + +
શ્રોતાજન ! શ્રી કૃષ્ણ સાંભલો કહે ભટ પ્રેમાનંદ રે.

કડવાં ૬૫ ઇતિશ્રી નલરાજાનું આખ્યાન સંપૂર્ણ. સં. ૧૭૫૬ ના વરખે વૈશાખ વદી ૧ ને સોમવાર.

[ નોંધ. આ પ્રત કાવ્ય રચાયા પછી ૧૪ મે વર્ષે કવિની હયાતિમાં લખાઈ છે, તેથી એક રીતે મહત્વની લેખાય. ]

**૬૫૫ જી. વૈરાટપર્વ કાશીસુત સં. ૧૬૪૮ સં. ૧૭૫૬ ૩૧૬ થી ૩૪૨**

**આરંભ**

ધર કુંજર સુખને.........સુરી નરપતિના ગુણ ગાઉં;
અવરાંઉ ( ? ) પાંડવના જશ બોલવારે અખિલ અજ્જા અંબે.
+ + + +

અંતઃ

સંવત સોલ અડતાલા અંતે ઉત્તરાયન આદિત્ય;

\+ + + +

શ્રીપુર સ્થંભ નગર સાગર તટ સર્વ લોક પુણ્યવંત;
જગ્નદાન તપ શીલપણે બહુ ભાવ ભજે ભગવંત.
તે સ્વસ્થાન વસે છે કવિતા કુલ બંધારા વર્ણ્યું;
...ગજી વ્યાસતણા મુખથી કથાપાન કરું શુભ કર્યું.
દીન જાણી કરુણા ચિત્ત આણી કીયા કરી અવિનાશ;
સુધ્યમા જને વીરાટ વર્ણવ્યો કાશીસુત એ કવિદાસ.
કડવાં ૨૨. સં. ૧૭૫૬ ના જેઠ સુદ ૧૩ ને રવિવાર.

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮ ]

૬૫૫પચ. અભિમન્યુ આખ્યાન જનતાપીદાસ ૩૪૬ થી ૩૬૫
[ પ્રત તુટક છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૨૫ ]

૬૫૬ પદસંગ્રહ (૯) સં. ૧૮૮૪ ૮
[ નોંધ. આમાં નરસિંહ, અખો, પ્રેમદાસ વગેરેનાં છૂટક પદો લખેલાં છે. ]

૬૫૭ વેદાંત ચૂર્ણ મનહરદાસ / નિરંજની ૧૬

૬૫૮ વ્રજ પ્રકાશ સં. ૧૮૪૯ ૮

૬૫૯ કવિ પ્રિયા કેશવદાસ ૨૪

૬૬૦ ભાષા ભૂષણ જસવંત ૨૦

[ નોંધ. આ ચારે હિંદી ગ્રંથો છે અને તે જાણીતા છે. ]

૬૬૧ ભગવદ્‌ગીતા રામભક્ત સં. ૧૬૬૦ સં. ૧૮૮૩ ૩૨
[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૨. આ સિવાય ધર્મદાસના મહીના, રાસ તેમજ ધીરો, કબીર, નરસિંહ વગેરેનાં છૂટક પદો લખેલાં છે. ]

૬૬૨ સુડા બહોતેરી સામળ ૧૧ થી ૩૮
[ નોંધ. શરૂઆતના ૧૧ પાનાં ફાટી ગયેલાં છે; છેલ્લે પાને ૨૬ મી વાર્તા પૂરી થાય છે. ]

૬૬૩ શકુનાવલી ૫

[ ગદ્યમાં છે. ]

૬૬૪ પદ સંગ્રહ ( ૧૦, ૧૧, ૧૨. )

[ નોંધ. આમાં ત્રણ ગુટકા છે, જેમાં ભાગવતનાં ધોળ, વલ્લભની આરતી તેમજ નરસિંહના પદો અને હિંદી પદો વગેરે ઉતારેલાં છે. ]

૬૬૫ ભદ્રાની વાર્તા  સામળ  સં. ૧૯૦૫
૬૬૬ મામેરૂં  પ્રેમાનંદ સં. ૧૭૩૯  ૭૮ થી ૯૦
૬૬૬ अ હુંડી  પ્રેમાનંદ  ૯૪ થી ૧૦૦

[ વળી પ્રતમાં બીજાં કેટલાંક પરચુરણ પદો લખેલાં છે. ]

૬૬૭ ભક્તમાળ  ૩ થી ૧૩૬

[ નોંધ. હિંદી ગ્રંથ છે. શરૂઆતના અને અંતના–બંને તરફનાં પાનાં નથી. ]

૬૬૮ સુરેખાહરણ  વીરજી સં. ૧૭૨૦ સં. ૧૮૦૩ ૭ થી ૬૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૦ ]

૬૬૮अહુંડી  પ્રેમાનંદ સં. ૧૮૩૩ સં. ૧૮૩૦ ૬૩ થી ૮૬
૬૬૮क દાણલીલા  પ્રેમાનંદ  ૮૭ થી ૯૯

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮૩ अ. ]

૬૬૯ વહાલ વિનોદ સુખાનંદ  સં ૧૭૪૭ ૬
અંતઃ—

વાલો સુખાનંદ જે રંગરંગીલો આપણ તે રંગરંગીલા થઇએ.
આપણું ચિતવ્યૂં બારય પરું (?) પ્રભુજીને ગમે તે ગમાવીએ.

× × ×

ઇતિશ્રી સુખાનદ વહાલ વિનોદ સંપૂર્ણ. સ. ૧૭૮૬ ના પ્રથમ શ્રાવણ સુદ ૧ ને રવિવાર.

[ નોંધ. પ્રત તુટક અને જીર્ણ છે. કવિ નવો છે. ]

૬૭૦ અબોલા રાણીની વાર્તા સામળ  સં. ૧૮૯૬
૬૭૧ વલ્લભના ગરબા  વલ્લભ  ૩૯
૬૭૨ સ્વામીનારાયણ સંપ્રદાયના પદો.  ૧૩૬

[આમાં બ્રહ્માનંદ, મુક્તાનંદ, પ્રેમાનંદ વગેરેનાં પદો લખેલાં છે. ]

६७३ પ્રકીર્ણ કાવ્યો.

[ નોંધ. આમાં પ્રીતમનો જ્ઞાન કક્કો, દયારામનું રૂકિમણી હરણ કૃષ્ણરામનો કપિલ દેવહુતિ, ગોવિંદનું સતભામાનું રૂસણું, રણછોડનું રાધિકાનું રૂસણું વગેરે ન્હાનાં કાવ્યો લખેલાં છે. ]

૬૭૪ હરિરસ ઈસરદાસ ર

આરંભઃ—

દૂહા.

પહિલું હૂં લાગું લલી પીતાંબર ગુરૂ પાય;
ભેદ મહારસ ભાગવત પાંમું જસ પસાય.
નારાયણનિ વિસારીઇ નીત્યે પ્રત્યે લીજે નામ;
જે લાધ્યો માનુષ જનમ તો કીજે ઉત્તમ કામ.

+ + +

અંતઃ—

નમો ભોગ ભોગવિણ ઇસર કહે કંસ વડારણું;
સાંભલ વયણ જગજીવ જા મરણ મરણ છોડિ
છોડિ જગ છોડિ ત્રિણ.

૬૭૪ अ નાગદમણ સં. ૧૯૨૯ ર૦

આરંભ—

વલતો સારદ વેનવું સદ્‌ગુરુ કરૂં પસાદ;
પવાડા પનગાંસરે જદુપતિ કીધો જાધ.

+ + + +

અંતઃ—

× + × ×

તત નામ સુણણ ચહી રાવતણા ગમણ કાજ આવા ગમણ.

ઇતિ શ્રી નાગદમણ સંપૂર્ણ. સં. ૧૯૨૯ ના જેઠ વદી ૧૨ને શનિવાર. વીજાપુર.

ઇતિ શ્રી હરિરસ સંપૂર્ણ.

[ નોંધ. પ્રસ્તુત હરિરસ કાવ્ય લીંબડી દરબાર તરફથી પ્રકટ થયું છે; બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૪૨ અને તે ચારણી ભાષામાં લખાયલું છે. ]

૬૭૫ ગરબા અને પદ સંગ્રહ (૬૩) ૪૬

[આમાં નરસિંહ, ધીરો, પ્રીતમ, રણછોડ વગેરેનાં પદ, ગરબા, વગેરે લખેલાં છે.]

૬૭૬ અર્જુન ગીતા ધનદાસ સં. ૧૯૨૦ ૪
૬૭૭ પદ, કીર્તન સંગ્રહ (૧૪-૧૫) ૩૯
[ જુદા જુદા કવિઓનાં પદ, કીર્તન છે. બે પ્રતો એકઠી કરી છે. ]
૬૭૮ વેદાંત મહાકાવ્ય મનહરદાસ (નીરંજની) સં. ૧૮૨૬ ૧૯
[ હિંદી ગ્રંથ છે. ]
૬૭૯ કબીરનાં પદો ૭૧ થી ૧૦૦
[ પ્રત તુટક છે. ]
૬૮૦ હુંડી પ્રેમાનંદ સં. ૧૭૩૩ ૨૪
૬૮૧ પંચાખ્યાન વાર્તિક ૨૨
આરંભ —

દક્ષિણ દેશ તિહાં મહિલારુપ નામે નગર છે. તિહાં જિતશત્રુ નામે રાજા રાજ કરે છે. તિણ નગર છય વર્ધમાન ઇસેં નામિં વ્યવહારીઉ વસે છે. તે એકદા અવસરે પાંચશઇ ૫૦૦ પોઠીયા વસાણું ભરી પરદેસ ચાલો. × ×

[ નોંધ. સંસ્કૃત ગુજરાતી ગદ્ય ગ્રંથ છે. પૃ. ૨૨ થી અંતનો ભાગ તુટક છે. ]

૬૮૨ ભવાનીકાવ્ય ભવાનીશંકર સં. ૧૯૨૮ સં. ૧૯૨૮ ૬૨
[ નોંધ. પ્રસ્તુત પ્રત શિલા છાપથી છાપેલી છે. લેખક પોતાનો પરિચય એક પદમાં નીચે પ્રમાણે કરાવે છેઃ—

" વિપ્ર ઔદીચ્ય સહસ્ર જ્ઞાતિ કહે ભવાનીદાસ–કળયુગ.
ગુર્જર દેશમાં ગામ છે મારૂં ગઢ તારંગા પાસજી રે;
સહુ બ્રાહ્મણનો સેવક કહાવે હુડોલ ગામમાં વાસ–કલજુગ.
સંવત ૧૯૨૮ વીશમાં ફાગણ સુદી બીજજી રે;
શિવશંકરના સોમવારે કીધી પ્રભુજીએ રીઝ–કલજુગ. "

૬૮૩ સતભામાનું રૂસણું ગોવિંદ
[ આ ઉપરાંત તુકારામના અભંગ તેમજ સુરદાસ, મીરાં, કબીર વગેરેનાં પદો લખેલાં છે. ]
૬૮૪ બાણી વિલાસ કેશવદાસ ૪૦
[ નોંધ. ઐતિહાસિક ગ્રંથ છે અને તે હિંદીમાં લખેલો છે; પણ તેના થોડાક જ પાનાં મળી આવેલાં છે. ]

૬૮૫ બિહારી શતસાઇ બિહારીદાસ ૨૫

[ અંત અધુરી છે. ]

૬૮૬ ધાર્મિક સ્તોત્રો ૧૮

[ સંસ્કૃત શ્લોક ગુજરાતી અર્થ સાથે. ]

૬૮૭ પાંડવ ગીતા સં. ૧૮૧૫ ૯થી૨૯

અંતઃ—

"પાંડવે ઉચ્ચરું એન્હ્ યે સ્તોત્ર તે કેહું ભણે થકે પવિત્રને કરે. આયુષ્યને આપે. પુણ્યની વર્ધિ કરે. પાપનો નાશ કરે. દુસ્વપ્નદોષને ટાલે એન્હ્ ૮૭ ઇતિ શ્રી મહાભારતે શાંતિપર્વણિ ભીષ્મ નારદ સંવાદે પાંડવ ગીતા નામ વિષ્ણુ સ્તુતિ × × સં. ૧૮૧૫ વર્ષે વાણારસી મધે નંદપદ્ર નિવાસી ઉપાધ્યાય સુખેશ્વરે વીરેશ્વરેણ લિખિતં."

[ નોંધ. આરંભનાં ૮ પાનાં ત્રુટક છે; અને મૂળ સંસ્કૃત ગુજરાતી ગદ્યમાં ભાવાર્થ સહિત છે. ]

૬૮૮ કર્ણ ચરિત્ર નાકર સં. ૧૭૨૮ ૪૦

આરંભ—

રાગ કેદારો.

પ્રથમિ પ્રભૂ સીતા પત્યની ધ્યાન ધરીનિં મન્ય;<br>
તે કે કૃપા થકી મૂજનિ ઉપજિ ઉત્તમ વચન.<br>
વઇસંપાયનિ પૂછિછિ જન્મેજિરા ભૂપાલ;<br>
સ્વામીજી મૂજનિ ગોવ્યંદના ગુણસંભલાવો રસાલ.

× × × ×

અંતઃ

એવું મના થકી સાંભલિરિ તે છુટિ ભવ પાશ;<br>
બિહુ કરજોડી વીનિવિરિ નાકર હરિનો દાસ.

× × ×

કડવાં ૨૨. × × ઇતિ શ્રી કરણ આક્ષાંન સંપૂર્ણ. સં. ૧૭૨૮ ના ચૈત્ર સુદ ૧૫ ને સોમવાર. વેગનપુરી.

૬૮૯ અ મામેરૂં ગોવિંદ ૨૪થી૩૩

[ નોંધ. નાકર કૃત કર્ણનું આખ્યાન તેમજ ગોવિંદનું મામેરૂં સારી રીતે સંશોધાઇ, એડિટ થવાની જરૂર છે. ]

૬૮૯ નરસિંહની ચાતુરી પદો વગેરે } નરસૈં સં. ૧૯૯૨ ૩૩ થી ૬૧

આરંભ—

> " સુણોજી સલોણુ કરે શેયણુ સ્યાને ભર્યાં છે નેયણું ?
> શું દુઃખ છે તહ્મારે નાથ ! વાહાલાજી કહોની મુજને વાત.
> વાત કહોની વાહાલા મુજને કાં થૈ રહ્યા ઉદાસ ?
> સ્યાને કાજે માહવજી ! મુખ મુકો નિશ્વાસ. "

+ + + +

અંતઃ

> " ધન ધન રજની આજની ધન ધન માહારો અવતાર;
> નારસૈંયા નાથ શું રંગે રમી વિહાર. "

+ + +.

[ ચાતુરી ૧૩. સં. ૧૭૯૨ ના ફાગણ શુદિ ૨ ને શશીવાર.

૬૯૦ બાર માસ પ્રેમાનંદ (?) સં. ૧૭૭૬ ૫

આરંભઃ—

તુટક.

> પિંજરે શુક ને સારિકા કૃષ્ણ કરો રે વિચાર;
> કંદર્પ પરમ સંતાપે રે હું મરતી મ માર. ૬
> માથ રીસાવ્યો રે હે સખી ! કર્મને દીજે દોપ;
> કર કંકણનો પટંતરો દર્પણમાં શાને જોશ. ૭

( માસ ૬ )—]

> ફાગુણ માસે ફૂલી રહ્યાં કેસુડાં રાતાં રે ચોલ;
> સહીયરડી સંગ રમતાં રાતાં રે મુખ તંબોલ. ૧
> રાતો ગુલાબ રંગાલો રે રાતી માતી આંખ્ય;
> પીઉ પીચકારી છાંટે રે રાતી કેસર છાટ. ૨
> હોલી રમે રે સાહેલડી વાજે ઝાંઝ પખાજ;
> આપણ બિહુએ તારુણી ! ગાશું નવનવા રાગ. ૩
> આજ મંગલ મન માહરે રે ફરકે 'ડાબું' અંગ;

પીઉ પરોણા પધારશે આલસુને રે ઘેર ગંગ. ૪
લાવની ભૂપણુ ભામની ! કામની ! કેસર માર;

+ + + +

અંતઃ—

× × ×

દોહરા.

સકલ બ્રહ્માંડમાં નેહ ગાયો સ્નેહ કરી સામલે બાંહ્ય સાહ્યાં;
રાધિકા તનતણા તાપ ટાળ્યા રથ ચઢી કૃષ્ણ પોતે પધાર્યા.
માસ ૧૨ સંપૂર્ણ. સં. ૧૭૭૬ ના ભાદરવા સુદ ૩ ને ગુરૂવાર.

૬૯૨ અખે ગીતા અખો ૫૧

[ વધુ માટે જુઓ યાદી નં. ૫૭૫. ]

૬૯૨ અભિમન્યુ આખ્યાન પ્રેમાનંદ સં. ૧૯૨૨ ૬૮

અંતઃ—

વટપત્રવાસી ચતુર્વેશી ભટ્ટ પ્રેમાનંદ નામ;
શ્રાવણ સુદિ તિથિ દ્વિતીયા પુરણ કીધા ગુણ ગ્રામ.

× × × ×

પ્રાકૃત કથા અભિમાંનની કવિજને પ્રેમે કરી;
ભટ્ટ પ્રેમાનંદ ઓચરે શ્રોતાજન બોલો શ્રી હરિ.

સં. ૧૯૨૨ ના મહા સુદ ૯ ને ગુરૂવાર.

૬૯૨ અ રણયજ્ઞ પ્રેમાનંદ સં. ૧૭૪૧ સં. ૧૯૨૨ ૪૬

અંતઃ—

સંવત્સર એકતાલીસ વરસે ચૈત્ર સુદી બીજજી;
રવિવારે કથા થઇ પુરણ કાંઈ રસીઆ લેશે સ્વાદજી.
દેસાઇ મહેતા શંકરદાસે મુને આગ્ના આપીજી;
સંક્ષેપે કથા કહી પૂર્વે તે ઉપર કીધો વિસ્તારજી.

+ + + +

ભટ્ટ પ્રેમાનંદ કહે કર જોડી વિષ્ણુપદને પામીજી.

+ + + +

શ્રી રામનો મોટો મહિમા રાખો હદીઆ માંયજી;
તે થકી સૌ સુખને પામે પામે અવિચલ ઠામજી.

+ + + +

કડવાં ૬૬ ઇતિશ્રી રણયજ્ઞ સંપૂર્ણ. સ. ૧૯૨૨ ના મહા વદી ૫ ને રવિવાર.

[ નોંધ. બંને કાવ્યો અભિમન્યુ આખ્યાન તેમજ રણયજ્ઞ બંન્ને પ્રેમાનંદના છે અને તે છપાયલાં છે. જુઓ યાદી નંબર. ૩૮૮, ૨૧૪. ]

૬૯૩ સરસગીતા પ્રીતમ સં. ૧૮૩૧ સં. ૧૯૧૬ ૫૩

[ નોંધ. વધુ માટે જુઓ 'પ્રીતમની વાણી'–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થયલી છે; વળી આમાં તેના છૂટક પદો પણ લખેલાં છે. ]

૬૯૪ જોગણીની વાર્તા સામળ સં. ૧૯૧૬ ૩૨
૬૯૫ માધવાનલની વાર્તા સામળ ૩૬
૬૯૬ કલશાની વાર્તા સામળ સં. ૧૯૧૬ ૫૧
૪૯૭ નંદબત્રીસીની વાર્તા સામળ સં. ૧૯૨૯ ૪૦
૬૯૮ પંચડંડની વાર્તા સામળ સં. ૧૯૨૯ ૩૩
૬૯૯ નળાખ્યાન પ્રેમાનંદ સં. ૧૭૭૬ સં. ૧૯૪૦ ૧૧૪

[ નોંધ, યાદી નં. ૬૯૪ થી ૬૯૯ ની બધી પ્રતો શિલાછાપમાં છાપેલી છે: પ્રસ્તુત પ્રતમાં નળાખ્યાનની રચ્યા સાલ સં. ૧૭૭૬ આપેલી છે. ]

૭૦૦ પંચાધ્યાયી નંદદાસ ૩૮

[ હિંદી ગ્રંથ છે. ]

૭૦૦ અચોરાસી વૈષ્ણવનાં નામ ૩૫ થી ૪૨

[ હિંદીમાં છે. ]

૭૦૧ શ્રીમુખસિદ્ધાંત મુક્તાનંદ સં. ૧૯૧૫ સં. ૧૯૨૩ ૭ થી ૨૩૫

[ નોંધ. સ્વામીનારાયણ સંપ્રદાયનો ગ્રંથ, ગદ્યમાં શિલાછાપથી છાપેલો છે. ]

૭૦૨ કીર્તનો અને પદો ૭૭

[ નોંધ. આમાંના ઘણાખરા પદો સ્વામીનારાયણ સંપ્રદાયનાં છે. તે ઉપરાંત દયારામનું રૂક્મિણી હરણ અને અન્ય કવિઓના ગરબી ગરબા લખેલાં છે. બીજા સંગ્રહ માટે જુઓ યાદી નં. ૬૬૨. ]

૭૦૩ ધોળપદો (૧૫) ૬૪

[ નોંધ. આમાં વૈષ્ણવ સંપ્રદાયના ઘોળપદ વગેરે લખેલાં છે. ]

૭૦૪ ગરબા સંગ્રહ (૧૬) ૫૨

[ નોંધ. આમાં પરચુરણ ગરબા, પદ, મહીના વગેરે લખેલાં છે. ]

૭૦૫ ચંદ્રશેખરનો રાસ ૧૮૦

[ નોંધ. શિલાછાપમાં છાપેલો છે. આરંભ અને અંતના પાનાં નથી. વધુ માટે જુઓ "જૈન ગુર્જર કવિઓ"—ભા. ૧; ]

૭૦૬ સુરતીના મહીના બ્રહ્માનંદ ૫૪ થી ૬૪

આરંભ:

પ્રણમું ગિરિજારે નંદને શારદા લાગું રે ચરણ;
ચૈત્રે ચતુર્ભુજ નાવીઆ રાધાજી કરે રે વિચાર,
જે લાવે પીઉની વધામણી આપું એકાવલ હાર.

× × ×

ફાગુણ માસે ફુલી રહ્યાં કેસુડાં રાતાં ચોલ;
સહીઅરડી રંગ રાતીરે રાતાં મુખ તંબોલ.
રાતો ગુલાબ રંગીલો રે રાતી માતી આંખ્ય;
પીઉ મારે પીચકારી રાતી કેસર છાંટ.

× × ×

વલતાં વલતાં વરસ વહી ગયું ભાગ્યો ભવનો રે ખેદ;
બ્રહ્માનંદનો પ્રભુ મલ્યો નિત્ય કેહે જેને વેદ.

× × ×

ઇતિ મહીના સુરતીના માસ તેર સંમાપ્ત.

[ નોંધ. બ્રહ્માનંદ કાવ્ય સંગ્રહમાં આ મહિના પ્રકટ થયલા જણાતા નથી. આ લખાણ સાથે સરખાવો યાદી નં. ૬૯૦ પ્રેમાનંદના મહીના. ]

૭૦૬ અ ગરબા સંગ્રહ (૧૭) ૪ થી ૫૪

[ આમાં પરચુરણ ગરબા, પદ વગેરે લખેલાં છે. ]

૭૦૭ ગરબા સંગ્રહ (૧૮) ૬૪

૭૦૮ શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ ૮૩

[ નોંધ. કર્તા રાવ પછીનો ભાગ નથી. આ કાવ્ય બૃહત્કાવ્ય દોહન ભા. ૪ માં છપાયલું છે. જુઓ યાદી નં. ૧૫૯અ ]

૭૦૯ સુધન્વા આખ્યાન ગોવિંદ (મોરાસુત) સં. ૧૭૦૫ સં. ૧૭૪૨ ૯થી ૩૬

અંત:

સંવત સત્તર શતપાંચ વરખે પ્રખ્યાત આખાડ;
શુકલ પક્ષ દ્વિતીઆ રવિ પાલવું પ્રભુજી લાડ.

× × ×

ભાનું જાતિરે ગામ સુરત તાંહાં વસુ છુ વાસ,
કંસારા કુળ માહારું શ્રી નાથ પુરી આશ.
દીનપક્ષ દયાલ શ્રીપત્ય પૂર મહારા કોડ,
મોરાનો સુત વીનવે ગોવિંદ કહે કર જોડ.

કડવાં ૧૫ ઇતિશ્રી સુધન્વાનુ આખ્યાન સંપૂર્ણ. સ. ૧૭૪૨ ના ભાદરવા સુદ ૧૪ ને સોમવાર.

[ નોંધ. આ કવિ નવો છે. ]

૭૦૯ લવકુશ આખ્યાન નાકર સં. ૧૮૦૨ ૩૬ થી ૭૬

રાગ કેદારો.

આરંભ:

કૃપા કરોની એક જ દંત શુદ્ધ બુધના જે કંથ,
અવિચલ વાણી મુજને આપીએરે. ૧

× × ×

અંત:

વીરખેત્ર વડોદરે વાસ કિહિ નાકર હું હરિનો દાસ,

× × ×

એકી મને તાં જે સાંભલિ પાચિ પાતિક તેહના ટલિ.
નરનારીની પોચી આસ કરજોડી કિહિ નાકરદાસ,

× × ×

ઇતિશ્રી લવકુશનું આખ્યાન સંપૂર્ણ. સ. ૧૮૦૨ ના મહા સુદ ૭ ને રવિવાર.

૭૧૦ પદ અને ગરબા સગ્રહ (૬૯)

૭૧૧ બરાસ કસ્તુરીની વાર્તા સામળ સં. ૧૯૧૦ ૨૦૩

[પ્રત શિલાછાપથી છાપેલી છે.]

૭૧૨ ભગવદ્‌ગીતા રામકૃષ્ણ ૧૪

આરંભ

આદ્ય શ્રી ગુરુને નમું આદિ પુરષનું ધ્યાન,
ભગવદ્‌ગીતા બોલશુ કેવળ બ્રહ્મજ્ઞાન

× × ×

અંતઃ

યોગશાસ્ત્ર બ્રહ્મવિદ્યાય
સંન્યાસ યોગ અષ્ટાદશો અધ્યાય. ૩

\+ + +

( આ પછી ફ્લશ્રુતિ છે. )

૭૧૩ પ્રહ્લાદ આખ્યાન કાલિદાસ સં. ૧૯૨૦ ૧૦૪

૭૧૩ અસીતાવેલ પ્રેમાનંદ (?) ૪

આરંભઃ

ઇશ્વર થકી ઉતપનો તે તો ગૌરીપુત્ર ગણેશ;
જનખ તનયા કુંવરી તે તો વરવાં છે રઘુરાય,
ત્રંબક તોરણ બાંધીયું ચોતરફ વાગી હાક.

અંતઃ

જનખ કેરે આંગણે ઓચ્છવ થાય અનંત;
સહુકો કહે સીતા પરણશે શ્રી પ્રેમાનંદ (?)

[ નોંધ. આ પંક્તિઓ વજીઆના કાવ્યની સાથે મળતી આવે છે તે જુઓ યાદી નં ૧૯૪ વ. ]

૭૧૩ વધાંમણો ૨

આરંભઃ

આંબો અખંડ મંડપથી ઉતર્યો જેનો વ્રજ ભોવનમાં વાસ;
સાહેલીરે ! આંબો મોરીઓ.
વસુદેવે તેમાં બીજ રોપીઉ થયો દેવકીસુત પ્રસુત.
સાહેલીરે ! આંબો મોરીઓ.

\+ + +

અંતઃ

એકલમા શ્રી કૃષ્ણજી પુરણ પુરૂષોત્તમ વિશ્વાધારઃ
સાહેલીરે ! આંબો મોરીઓ.

[ નોંધ. આ ઉપરાંત લગ્નગીતો, ગરબા વગેરે લખેલાં છે. ]

૭૧૪ અખેગીતા અખો ૧૪૪

૭૧૪ અવણજારો પ્રેમાનંદ ૨૫

૭૧૪ વસુરતીબાઇનો વિવાહ ધીરો ૨૬ થી ૪૪

૭૧૪ ક્યાતુરી જીવણદાસ ૪૫ થી ૬૨

[ નોંધ. આ બધાં કાવ્યો જાણીતાં અને છપાયલાં છે. ]

૭૧૫ ગરબા સંગ્રહ (૧૯)
૭૧૬ વિક્રમચરિત્ર સામળ ૨૨૭

[ નોંધ. આ ઉપરાંત હિંદી ગુજરાતી પદો, ગરબા, કવિત વગેરે લખેલાં છે. ]

૭૧૭ મામેરું પ્રેમાનંદ સં. ૧૯૨૬
૭૧૭ અ હુંડી પ્રેમાનંદ સં. ૧૯૨૬

[ નોંધ. પ્રત બહુ અશુદ્ધ છે; આ ઉપરાંત દયારામના પદ, ગરબી વગેરે લખેલાં છે. ]

૭૧૮ અશ્વમેધ રઘુનાથ સં. ૧૮૭૨ સં. ૧૯૪૦ ૧૯૯

[ નોંધ. આ કાવ્ય છપાયેલું છે. ]

૭૧૯ ગણપતિવ્રત કથા સં. ૧૮૫૮ ૮

( ગદ્યમાં છે. )

આરંભ:

"હસ્તિનાપુર વિશે પાંડવ રાજ કરે છે ને કૌરવ ને પાંડવ માંહો માંહ વિરૂદ્ધ થઆ ને કપટ કરિને પાંડવ કનેથી રાજ લીધું."

× × × ×

અંત:

"× × આ વ્રત કોઇ સ્ત્રી પુરુષ કરશે તેને વિયોગ મટશે. ધન ધાન્ય પુત્ર સંપતિ આશા મનસા પુરણ થશે. ચિંતવ્યા કારજ સિદ્ધ થશે. ઇતિ શ્રી ગણપતિજી ચોથ માતાજીની ચંદ્રોદય ચતુર્થી કથા સમાપ્ત. સં. ૧૮૫૮ ભાદરવા સુદ ૧ ને બુધવાર."

× × ×

૭૧૯ અ ગરબા સંગ્રહ (૨૦)

[ નોંધ: આમાં નાનો, વલ્લભ, રામકૃષ્ણ, શિવાનંદ વગેરેનાં પદ, ગરબા વગેરે લખેલાં છે; તેમજ પ્રેમાનંદની હુંડી અને મામેરૂં તુટક મળી આવે છે. ]

૭૨૦ નરસિંહનાં પદો નરસિંહ ૧૯૮

[ નોંધ: સંગ્રહ સારો છે; પણ આગળ પાછળનાં પાનાં ફાટી ગયલાં છે. ]

૭૨૧ ચંપકસેન ચઉપઇ (?) સં. ૧૭૧૫ સં. ૧૭૧૯ ૧૨૫

નોંધ. આરંભનાં ૨૮ પાનાં નથી. રચાયા પછી ચોથા વર્ષે તે ઠેઠ મૂલતાનમાં ઉતારાયું છે. તેની છેવટની પંક્તિઓ નીચે મુજબ છેઃ—

"શ્રી જિનદત્ત કુશળ ગુરૂ મેરા, સાંનિધકારી સવેરા એ.
શ્રી ઈષ્ટદેવ શક્તિ પ્રસાદઇ, તેજ પ્રતાપ સવાદઇ એ
સંવત સત્તર પનરોત્તર વરસઈ, વૈશાખ વદિ તેરસ દિવસે એ
પૃથિવી પુત્ર વાર સુદી હામઇ, હરખ ઘણુઇ ઘમઉ ઘરે
શ્રી ખરતર ગચ્છમુ મિહિતચંદ, યુગ પ્રધાન જિન ચંદા એ.

× × ×

શ્રી સુમતિ સાગર ઉમઇસાયત સુસીસ. ગણિશ્રી જ્ઞાનચંદ સુજસ જગીઆ.

+ + +

સંવત ૧૭૧૯ વર્ષે કાર્તિવદિ સપ્તમી બુધોવારે. શ્રી મુલતાણ મધ્યે લિપી કૃતે–સાહેબ ધરાદલા પઠનાર્થ.

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ "જૈન ગુર્જર કવિઓ," ભા. ૧. ]

૯૨૨ જ્ઞાનપ્રકાશ ગોપાળદાસ સં. ૧૭૭૫ ૧ થી ૯૦

આરંભ

જે જે શ્રી આદ્ય નિરંજન અવિચલ પદ નિર્વાણ;
સત્ય સ્વરૂપ સનાતન સાખી ' તેને કરૂં પ્રણામ.

+ + +

અંતઃ

સંવત ૧૭૦૫ માસ વૈશાખ અષ્ટમી ભોમવાર.
રાજનગર શ્રી અમદાવાદ કરવાનવાડી ગ્રંહે ગ્રંથ સંવાદ.
વડે સાજને અડાલજા મોઢ કવિતા કો મ દેશો ખોડ.

+ + +

જન્મભોમ નંદાવતી ગામ પિતા ખીમજી નારણદાસ નામ
તેહનો સુત તે દાસ ગોપાલ અંતજ સકલ તણું તે બાલ.
સાધુ સંતને લાગી પાય દાસ ગોપાલ કૃતારથ થાય.

× × ×

[ નોંધઃ આ ઉપરાંત ભાલણના બાલલીલાના પદો સાત પાનામાં ઉતારેલાં છે. ]

૭૨૩ ગુલબકાવલીની વાર્તા  કૃષ્ણદાસ

[ નોંધ. છેવટનો ભાગ કડી ૧૬૨૯ થી તુટક છે. ]

૭૨૪ પદ ગરબા સંગ્રહ (૨૧)  ૩૬૭

[ નોંધ. આમાં જૂદા જૂદા કવિઓનાં પદ, ગરબી, ભજન, મહીના વગેરે લખેલાં છે. ]

૭૨૫ રાજનીતિ  જસુરામ  સં. ૧૯૧૧  ૩૯

( હિંદી ગ્રંથ છે. )

૭૨૬ સામળશાહનો વિવાહ  હરિદાસ  સં. ૧૮૩૨  ૯૬

૭૨૭ પદ સંગ્રહ ( ૨૨ )  ૧૨૭

[ નોંધ. આમાં રૂઘનાથ, દ્વારકાંદાસ, રાજે, નરસિંહ, રણછોડ, કૃષ્ણદાસ વગેરેનાં ગુજરાતી, હિંદી પદો લખેલાં છે. ]

૭૨૮ ચંદ્રહાસ આખ્યાન  રાજધર  સં. ૧૬૭૭

રાગ ગોડી.

આરંભઃ—

પાર્વત્યાત્મજ કરૂં પ્રણામ નિજ ગણાધિપતિ તારૂં નામ;
દીર્ઘોદર શોભિત દુંદાલ સિદ્ધિ બુદ્ધિ વર દે મતિ વિશાલ,

× × ×

અંતઃ—

સંવત એકવીસો સહી લે અંગિરાજ સંવત્સર નામનિઃ

× × ×

હુંતો બાલક બદીજન સહી એમ દાખે રાજધર દાસનિ.

× × ×

[ નોંધ. કડવા ૨૬ માના થોડાક ભાગ પછી પ્રત તુટક છે. આ સિવાય સુભટ કૃત દૂતાંડ્ય, સુભાષિત મુક્તાવલી, ગુણાકર કૃત કામ પ્રદિપ વગેરે સંસ્કૃત ગ્રંથો લખેલાં છે; પણ તે બધાં તુટક અને અધુરાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૮૯ અ. ]

૭૨૯ ગુર્જરભુપ નામાવલી  ૩

[ નોંધ. આ નામાવલિ સંસ્કૃતમાં લખેલી છે, અને તેમાં સં. ૮૦૨ થી સં. ૧૫૮૭ સુધીના ગુર્જર રાજા, પાદશાહોની વંશાવળી લખેલી છે.]

૭૩૦ સત પંથીઓનો પદસંગ્રહ.  ૨૧૧

[ નોંધ. આગાખાન-ઇસ્માયલી સંપ્રદાયનો આ ભજન સંગ્રહ છે, અને જૂદા જૂદા સંપ્રદાયસાહિત્યનો અભ્યાસ થવા માટે તે ઉપયોગી થાય એમ છે. ]

૭૩૧ શિવગીતા અનુભવાનંદ સં. ૧૭૮૮ સં. ૧૮૦૮ ૫૮
. નાથભવાન થી ૨૫૪

આરંભઃ—

જે જે ગિરિજાપતિ જે જે ગણપતિ જે જે મંગલરૂપ;
જે.........પુરાષ જે મહામાયા સરસ્વતી સ્વરુપ.

+ + +

અંતઃ—

અનુભવાનંદ લહે છે જયમ નામ પ્રથમ જે નાથભવાન

+ + +

સંવત ૧૭૮૮ માંહ એકાદશી અશ્વન વદી ગાએ
સોમવારે પુરણ એ થઇ પ્રીતે શિવ પ્રેહરીને કહી.

+ + +

+ + + + ત્યમ અનુભવાનંદે કહ્યું.
( છેવટનું પાનું ફાટી ગયું છે. )

ઇતિ શ્રી પદ્મપુરાણે શિવગીતાયાં મોક્ષયોગનામ ષોડશો અધ્યાય પ્રાકૃત ભાષા સમાપ્ત. + + સં. ૧૮૦૮ ના આસો સુદ ૫ ને ગુરૂવાર, અમદાવાદ.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૮, અંક ૧ માં છપાયું છે. ]

૭૩૧ અ રસિકરાજ યાને રાધાકૃષ્ણ વિનોદ } વિશ્વનાથ સં. ૧૭૬૨ ૫૭

અંતઃ—

સંવત સત્તર બાસટમાં તે જેઠ સુદ તિથિ બીજ,
વાર ગુરુને.........................ગ્રંથ પુરણ રીઝ.

+ + +

વિશ્વનાથ કર જોડી કહે છે ચરણે રાખો શ્રી મહારાજ !

× × ×

ઇતિ રસિકરાજ વિરચિતાયાં × × સંપૂર્ણ.

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૦૯ ]

७३१ ब અંબાજીનો અને રાધાકૃષ્ણનો ગરબો  નાથભવાન અનુભવાનંદ  ૨૫૫ થી ૨૬૦

[ નોંધ. આ સિવાય આમાં છૂટક પદ, ગરબા, મહીના વગેરે લખેલાં મળી આવે છે. ]

૭૩૨ સર્વોત્તમજી ટીકા  ૫૫

[ નોંધ. વૈષ્ણવ સંપ્રદાયનો ગ્રંથ હિંદીમાં છે. ]

૭૩૩ ધર્મ તત્ત્વસાર  રામપ્રસાદ  સં. ૧૮૭૬  ૧૩૧

[ હિંદી ગ્રંથ પદ્યમાં છે. ]

૭૩૪ નીતિશતક  ભર્તૃહરિ  ૩૮

આરંભઃ—

ભર્ત્રિહર કહિછિ. યે સ્ત્રી નિરંતર ચીતવૂં તે સ્ત્રી અનુરાગિણી થકી. બીજા પુરૂષનિં વાંછિ, તે પુરૂષ અનેરી સ્ત્રી સંસકત અનેરી સ્ત્રીની સેવા કરઇ. અહ્મારઇ અર્થિં કોઇએક બીજી સ્ત્રી સંતોષ ધરતી હોશિ. તેહ કારણ ભણી, તે સ્ત્રી અહ્મારી નિંદ્યા તે પુરૂષ નિંદ્ય. કામ નિંદ્ય. એહ પરસ્ત્રી નિંદ્ય. હૂંઇ નિંદ્ય.

અંતઃ—

મધુસૂદન યે નારાયણ તેહના ઉદરનિ વિષિ ત્રૈલોક્ય રહિછિ એહવો યે મધુસૂદન નારાયણ તે શેષનાગ ઉપરિ શયન કરિછિ. એ—( શ્લો૦ ૧૦૩ ) પૃ. ૩૮

[ નોંધ. ભાષાંતર ગુજરાતી ગદ્યમાં મૂળ સહિત લખેલું છે. પણ તે ત્રુટક છે. ]

૭૩૫ વસિષ્ટ ગીતા  નરહરિ  ૨ થી ૯૮

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૦ ]

૭૩૫ અ દત્તગીતા  ૪૫ થી ૧૦૨

૧૪

[ નોંધ, ભાષાંતર ગુજરાતી ગદ્યમાં મૂળ સહિત છે. શરૂઆતનો ભાગ નથી. તેનો અંતનો ભાગ નીચે મુજબ છે;--

યે આત્માનિ મન નથી. વાચા નથી. યેહની શરીર નથી. મારૂત યે વાયુ નથી. યેહનિ ગુરૂ ઉપદેશ નહીં × + કેહેવુ યેવૂ સર્વત્ર પ્રકાશ છિ. ઇતિશ્રી દત્તાત્રેય વિરચિતં દત્તગીતા ડષ્ટમં પ્રકરણં સંપૂર્ણ સમાપ્ત. ]

૭૩૬ હસ્તામલક ભાણદાસ સં. ૧૭૭૭ સં. ૧૮૫૨ ૭૧

અંતઃ—

સંવત સત્તર સત્તોતરે અને જયેષ્ઠ મહીનો સાર;
શુકલ પક્ષની શુભ નવ અને સુરતણો ગુરૂવાર.

\+ + +

હસ્તામલક શંકર તણો અદ્ભુત એ સંવાદ,
પદબંધ પ્રેમે નીપનો કૃષ્ણપૂરી ગુરૂ પ્રસાદ.

\+ + +

નરનારી ગાય ને સાંભલે નિત કરે અભ્યાસ;
તેહનાં અંતર દઢ ઉઘડે ઇમ કહી ગયા ભાણદાસ.

\+ + +

કડવાં. ૧૬. ઇતિ હસ્તામલક ગ્રંથ સંપૂર્ણ. સં. ૧૮૫૨ ના અસાડ સુદ ૬ ને સોમવાર.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૬ અંક ૪ માં છપાયું છે. ]

૭૩૭ હાર સમેનાં પદ નરસૈં ૬

[ નોંધ. હાર સમેનાં સાતેક પદો છે; પણ તેમાં કોઇ ક્રમ સચવાયો જણાતો નથી. પહેલું પદ નીચે મુજબ શરૂ થાય છેઃ—

"હરિ ! લોક કહે લંપટ નારસૈંઓ ઘણું વાતની વાત રાજાએ જાણી;
દુષ્ટને વચન મંડલિક વિહ્વલ થઓ, લાવો નારસૈંઆને બોલ્યો વાણી" ૧

હારમાળાનો આખો પ્રશ્ન વિચારતાં આ પ્રત લક્ષમાં લેવા જેવી છે; કારણ કે પ્રથમ તો પ્રતનું મથાળું 'હાર સમેનાં પદ' એ પ્રમાણે લખેલું છે

અને બીજું 'હુંડી'ની પેઠે હારના પદો નરસૈંએ રચેલાં તે જ, હારમાળા રૂપે ગુંથાઇ તે પહેલાંનાં, આ પદો કોઇએ છુટા ઉતારી લીધા હોય એવું અનુમાન થાય છે. ]

૭૩૮ સુધન્વા આખ્યાન   નાકર   ૭

અંતઃ—

એકમનાં તાં સાંભલે જેહુ નર નિ નારી;
જૈમુનિ ઋષિ તાં ઊચરિ તેહને નથી અવતાર.

+ + +

કેહે નાકર મે વર્ણવી સાંભલિ નહીં ગર્ભવાસ.

ઇતિશ્રી સુધન્વા આખ્યાન સંપૂર્ણ.

[ નોંધ. આરંભનો ભાગ તુટક છે; અને અંતનાં ૭ પૃષ્ટો પણ જીર્ણ થઇ ગયલાં છે. ]

૭૩૮ અ પ્રહ્લાદ આખ્યાન સુરદાસ સં. ૧૬૧૧ સં. ૧૬૫૧ ૪૭
રાગ રામગિરિ.

આરંભઃ

પ્રથમે પરણમુ સુત માહાદેવજી સિધે બુધે સ્વામી કરુ તોરી સેવજી;
સ્તવુ કમલભૂ તનયા તુઝજી, નિર્મલ વાણી આપો મુઝજી.

× × ×

અંતઃ

સંવત ૧૬૧૧ પ્રમાણ માસ ભાદરવો ખરો વદે પક્ષ વદે એકાદશી.

+ + +

કૃપા કરો નરસિંહ આધાર, દાસ સુરદાસ કરે નમસ્કાર

× × ×

સં. ૧૬૫૧ ના આસો સુદ ૧૨.

૭૩૮ ख અંબિકા છંદ

આરંભ:

આદિ શબ્દ ૐકારં......અધોર ધમ ધમાકારં
નાદ બિંદુ ૐકારં આપે આપી એક તું અંબે !
જહીંઇ નહીં ધરતી આકાશં સાયર ગિર મેરુ શિખીર કૈલાસં
નહીં જલ પવન પ્રવેશં તેણે દિન એક તું ત્રિપુરે !

× × ×

અંત:

આગિ ભગત દેહ રિધ્યા વૃદ્ધા વધાર્યાં
આધારો સેવક ત્રિપુરા ! તિ તવિ સહુ તેણે કરી
કહે લોલ બોલ દે બાલિકા જે જગ જગ જગદીશ્વરી !

× × ×

૭૩૮ क ભવાની સ્તોત્ર છંદ (?)

આરંભ:

શ્રી ભવાની માય જપીયે, સહી વંછીઇ ચીંતીઇ તે લહીઇ.

+ + +

અંત:

સ્તવ્યા તેહને દીવીએ પુત્ર આપ્યા આશા પુરે ભવાની નિત્ય કામના.

+ + +

ઇતિ શ્રી શંકરાચાર્ય વિરચિંત શ્રી ભવાની સ્તોત્ર છંદ ×× તે સંપૂર્ણ.

૭૩૮ ड લવકુશ આખ્યાન નાકર સં. ૧૬૪૮ ૪૨.
રાગ કેદારુ.

આરંભ:

રા જન્મેજય પ્રશ્ન કરિછિ સાંભલિ જૈમિન વાણી;
એક આશ્ચર્ય તારું વાંછું છું રહ્યુ રિદિમાં જાણી.
અઢાર પર્વતાં મે સાંભલિયાં માહા મોટાં તે પ્રોઢાં;
ભીષ્મ કર્ણ નઇ દ્રોણ......................... ........

× × ×

અંતઃ

અશ્વમેધ જે સાંભલે તેહની પોહોચિ આશ
કર જોડી વીનવે નાકર હરિનો દાસ.

ઇતિ શ્રી લવકુશ આખ્યાન સંપૂર્ણ. સં. ૧૬૪૮ ના પોસ સુદી ૮.

૨૬૩૮ ૬ ઇશ્વરી છંદ શ્રીધર ૧૬૪૯

આરંભઃ

યા અંબા મધુ કૈટભઃ પ્રથમનીયા માઇ ક્ષોન (?) મૂલની
× × ×
શ્રી ધર કવિ કહત મતિ મંદહ.

પૂર્વ છાપ્યો : આર્યા છંદ.

હાથિ રથિ રથિ કલશ પંચ પર દીપક, વીસ જાતિ વીસા સોરૂપક.
× × ×

અંત

અવતાર......કરે વારે જન્મ યૌવન જરા;
શિવ શક્તિ કરશે હત કવિતરે હત કવિ શ્રીધરા.
× × ×

ઇતિ શ્રી સાહસ્રી છંદ સંપૂર્ણ. સં. ૧૬૪૯ ના ભાદરવા વદી ૧૨ તે શુક્રવાર.

૨૭૩૮ ૫ક રાધારાસ વાસણદાસ સં. ૧૬૪૮

ઝુઆક્ષરા.

આરંભઃ

ગણપતિ તુઝને વીનવુ અનિ અવિરલ વાણી આપિ;
ભકત ભાવ મનમાં ધરી ભકતને ભૂતલિ થાપિ.

અંત

સાથિ ગોલ સહસ્ર નારી શ્યામા કામા તે કામાકુલી;
ઝીધાં અંગતિ છાંટણાં............વાજિત્ર વાજે વલી.
ખેલાખેલ અપાર અતિ ગમતા રાધા તે સાથે સહી;
રાખે વાસણ સ્વામી શરણ તાહારે એહેવી તે વાણી કહી.
× × ×

તેતાં...પદાર્થ રાખે કહું તે સીત જાણિ રહી;
જાણૂં વાસણદાસે રામ કેરે જે રાસ વાણી કહી.

ઇતિ શ્રી ભાગવતે માહા પુરાણે કૃષ્ણ વૃંદાવને રાઘવ રાસ યથા શકતો કૃતં સંપૂર્ણ સં. ૧૬૪૮ ના જેઠ સુદ ૧૪ ને શનિવાર.

૭૩૮ જી નળ આખ્યાન નાકર સં.૧૫૧૧ સં. ૧૬૫૪

રાગ ગોડી.

આરંભ:

સિદ્ધ વિનાયક સિદ્ધિ કાજ, તમ પસાયે કીજે રાજ;

× × ×

કહે કવિતા માહારી મતિ મૂઢ રૂપા કરો સુષિક આરુઢ !
સિદ્ધિ બુદ્ધિ તણો દાતાર અમને આપો વાણી સાર.

× × ×

અંત:

પદ ચારસેં ને પંચવીશ કડવાં ૧૨ નિ રાગ ઉગણીશ;
સંવત પનર એકાદશીએ આરંભ, માસ માગસર ને દિન સાતમ.

× × ×

અજાણતાં મિ કીધો રાસ કહિ નાકર હું હરિનો દાસ:

× × ×

ઇતિ શ્રી નલોપાખ્યાન સંપૂર્ણ. સં. ૧૬૬૪ ના પ્રથમ કાર્તિક સુદિ ૭.

૭૩૮ પ્ચ વૈતાલ પંચવિંશતિ શિવદાસ સં. ૧૬૫૫

૭૩૮ આઈ નંદત્રિંશતિ

૭૩૮ જે. ઉંટડ શિવાષ્ટક.

( છેલ્લાં ત્રણે લેખો સંસ્કૃતમાં છે. )

૭૩૯ શ્રીમદ્ ભાગવત સં. ૧૮૧૨ ૨૭૧

( ગ્રંથ ગદ્યમાં છે. )

પરમેશ્વરે ચતુઃશ્લોકી ભાગવત બ્રહ્માને કહ્યું. બ્રહ્માએ નારદને કહ્યું. નારદે વેદ વ્યાસને કહ્યું. વેદ વ્યાસે શુકદેવને કહ્યું. + +

અંત:

તે શ્રીકૃષ્ણનું નામ કીર્તન નિરંતર કીજે, × × ત્યાંહાં શ્રી શુકદેવે રાજા પરિક્ષત આગલી આશ દીધું છે એ કલીયુગમાં + + યુગ નથી. +

સં. ૧૮૧૨ ના વૈશાખ સુદ ૪ ને ભોમવાર રાધનપુર.

૭૪૦ અખે ગીતા    અખો    સં. ૧૮૮૩ ૭૬

૭૪૦ अ ચાતુરીઓ    જીવણદાસ    સં. ૧૮૮૩ ૧૩૪/૧૫૫

૭૪૦ ब વિચારમાળા    સં. ૧૭૨૮ સં.૧૮૮૩ ૭૭/૧૦૯

[ હિંદીમાં છે. ]

૭૪૦ क મોહવિવેક    સં. ૧૮૮૩ ૧૧૦/૧૩૬

[ હિંદીમાં છે ]

૭૪૦ ड અખાના પદ / પંચીકરણ / કૈવલ્ય ગીતા    અખો    સં. ૧૮૮૩ ૧૫૬/૨૧૫

૭૪૦ इ બ્રહ્મલીલા    અખો    સં. ૧૮૮૩ ૨૧૭/૨૨૫

આરંભ—

નમો આદ્ય નિરંજન રાયા (અને હાંરે) જ્યાં નહીં કાલ કર્મ ઓર માયા

જ્યાં નહી શબ્દ ઉચારન જંતા આપે આપે હોઉં અનંતા.

અંત:

કહે અખો એ બ્રહ્મલીલા બડભાગી જન ગાયગો;

હરિહીરા અપને હર દામે અનાયાસે પાયગો.

કડવાં ૮.

[ આ કાવ્ય હિંદીમાં છે. બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૭૫૬ जे.]

૭૪૦ पफ તિથિઓ    ખીમો    સં. ૧૮૮૩ ૨૨૫/૨૨૯

આરંભ:

આમાં તું વાસો વસી રહ્યો તેનો તું શોધ તપાસ;

દેવ મ જાણીશ ઉર છે પ્રભુજી તમારી પાસ.

ગુરૂ ગમ કરીને ગોતીએ શોધીને અહીયેં સાર;

કહે હરિ ખીમ ખાંતે કરી ઓછીશ તો પામીશ પાર.

+ + +

અંતઃ

સોલ તર્થો તો પૂરી થઈ ગાશે ગ્રેહે સંસાર;
કેહે હરિ ખેમે કુશલે ઉતરશે ભવપાર.
ગુરૂ ગેબીનાથ ભેટીયા ઉપનો મન આનંદ;
સકલ સભાને વીનવૂં બોલો ગોવિંદ ગોવિંદ !

+ + +

૭૪૦પચચિંતામણી પ્રીતમદાસ સં. ૧૮૮૩ ૨૩૦/૨૪૦

[ આ કાવ્ય હિંદીમાં છે. ]

૭૪૦આર શત પ્રશ્નોત્તરી મનોહરદાસ [ નિરંજની ] સં. ૧૮૮૩ ૨૪૧/૩૦૩

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૫૯૨ ]

૭૪૧ શ્રીમદ્ ભાગવત રત્નેશ્વર ૧૦૧/૧૧૦

આરંભઃ

કહ્યો બારમે સાધુનો સંગ ધર્મ
કરાવ્યાં તજાવ્યાં સહુ કામ કર્મ,
કહી કેશવે એ વ્યવસ્થા ફરીને,
સુણી ઉદ્ધવે એકચિત્તે ધરીને.

+ + +

અંતઃ

શ્લોક થયા જે અધ્યા મધ્યે બેહેતાલીસ વિચાર;
રત્ન કહે યત્ને કર્યાં શત ઉપર પદ બાર.

[ નોંધ. આમાં એકાદશ સ્કંધના અધ્યાય ૧૨ તથા ૧૩ છે. ત્રીજા સ્કંધની પાછળ નોંધ થઈ છે તે જુઓ, યાદી નં. ૪૩૮ ]

૭૪૧ અ પંચીકરણ અખો ૬૪ થી ૬૭

૭૪૧ બ કવિત સુંદરદાસ ૧ થી ૬૨

[ કવિત હિંદીમાં છે. ]

૭૪૧ क ભગવદ્ગીતા નરહરિ ૧૮૬ થી ૧૯૩

[ નોંધ. આમાં માત્ર ૧૨ મો અને તેરમો અધ્યાય ઉતારેલો છે. આ સિવાય કબીર વગેરેનાં પદો લખેલાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૧૦ ]

૭૪૨ રામરક્ષા લક્ષ્મીદાસ ૪ થી ૭

આરંભ:

હરિ રામ રામે હરિ રામ રામે;
જપ્યો જાનકીજી વિના મેઘ શ્યામે.

\+ \+ \+

અંત:—

જેવું નામ છે તેવું નાથ! કીજે,
લક્ષ્મીદાસને બુડતાં બાહ દીજે.

૭૪૨ ग ચિંતામણી પ્રીતમ ૮ થી ૧૩

[ નોંધ. આ સિવાય સૂર્યના છંદ, બાર માસ વગેરે પરચુરણ કવિતા વગેરે લખેલા છે. ]

૭૪૩ કોકસાર ૩૪

[ ગ્રંથ હિંદીમાં છે. ]

૭૪૪ દાદુ દયાળની વાણી સં. ૧૮૫૩

૭૪૪ ग નાસિકેતાખ્યાન દયાલ સં. ૧૭૩૪ સં. ૧૮૫૩

[ નોંધઃ ગ્રંથ હિંદીમાં છે. નાગરી પ્રચારિણી સભા કાશી તરફથી દાદુ દયાળની વાણી પ્રકટ થયલી છે. દાદુની વાણી એડિટ કરનારને આ પ્રત મદદગાર થાય એવી છે. ]

૭૪૫ વેદાંતસાર સં. ૧૮૭૬ ૭૬

( ગ્રંથ ગદ્યપદ્ય બનેમાં લખેલો છે. )

આરંભ:

વેદાંત સારનું પદ સાધો! તમો જાણજો સાર માંહેલો સાર;
ત્વંપદને તત્પદ કહે છે ભાઇ! જીવ ઇશ્વર જેહ,
બહુ પ્રકારે વર્ણવશે ભાઇ! વાચાર્થ તાં તેહ.

\+ \+ \+

અંતઃ—

× × અને આનંદ ન કહેવાઉં. પરમાનંદ ન કહેવાઉં. એટલે માહારે વિષે વિશેષણો કોક પોહોચે નહીં, અને વિશેષણો વિશેષ્યો ન જાઉં. ઇતિશ્રી વેદાંતસાર ભાષામાં કલ્યાણ કથિતં પરિપુર્ણે ત્રયોદશ પ્રભાવ પ્રકરણમ્ ૧૩ સં. ૧૮૭૬ ના માગસર સુદ ૧૪ને મંગળવાર અમદાવાદ.

૭૪૬ હરિલીલા ભીમ સં. ૧૫૪૦ સં. ૧૫૭૪

[ નોંધ. પ્રસ્તુત પ્રત બહુ જુની છે, અને રા. અંબાલાલ બી. જાનીએ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયલા સદરહુ કાવ્યને એડિટ કરવામાં તેનો પુરતો ઉપયોગ કર્યો છે. ]

૭૪૭ રત્ન પરીક્ષા સં. ૧૫૯૮ ૧ થી ૧૭ / ૧૯—૪૪

( ગ્રંથ ગદ્યમાં છે. )

આરંભઃ + + + +

સવિઅ મુનિશ્વરિ બિહુ હાથજોડી નમસ્કારં કરી × × સુક્ત ઋષીશ્વર પ્રસિઉ પૂછિઉ. ૧ × ×

અંત

× જ રતન (?) દોષ સહિત હુઇ તેહનુ થોડુ મૂલ કહીઇ. જેસુ ગુણનિ દેખિ હુઇ તેહનુ ઘણુ મૂલ કહીઈ. કાર્યલક્ષ્મી સુખનું દેહિ...હુઇ ૨૦ ઇતિ શ્રી અગસ્તિ મુનિ પ્રણીતા રત્નપરીક્ષા સમાપ્ત.

૭૪૭ અ. રત્ન પરીક્ષા સમુચ્ચય સં. ૧૫૯૮ ૪૫થી૮૨

( ગ્રંથ ગદ્યમાં છે. )

આરંભ

× ×× પદ્મરાગ મણિ કરી શ્રી સૂર્ય પ્રસન્ન હુઇ. મોતીઇ કરી ચંદ્રમા પ્રસન્ન હુઇ. પરવાલિ મંગલ પ્રસન્ન હુઇ. મરકતમણિ બુધ પ્રસન્ન હુઈ. × ×

× × ઇતિ મૌક્તિક પરીક્ષા સમાપ્ત. ૧ × × સં. ૧૫૯૮ માર્ગશીષ વદિ ૫ બુધે. ઉદીચ્ય દવે વિદ્યાધર સુતઇ લિખતં. કલ્યાણમસ્તુ.

અંતઃ

÷ + સર્વ લક્ષણ સંપૂર્ણ કૃતે ધનધાન્ય કરઇ. અનઇ વિષ ભયનુ વિનાશ કરશે. ૩ ઇતિ વિદ્રુમ પરીક્ષા. ઇતિ શ્રી રત્ન પરીક્ષા સમુચ્ચય સમાપ્ત.

સં. ૧૫૯૮ વર્ષે માઘ શુદિ ૨ અનંતર ૩ તિથૈ...વાસરે. અદ્યશ્રી પત્તન વાસ્તવ્ય ઉદીચ્ય જ્ઞાતીય દુવે વિદ્યાધર સુતઇ (પ્ર) તી લિખત રત્ન પરીક્ષા ગ્રંથ. ( સાંક. પૃ. ૮૨ )

૭૪૮ મૃગલી સંવાદ હરિદાસ સં. ૧૭૦૭

રાગ ગુડી.

આરંભ·

પ્રથમિ સમરું ગુણપતિ દેવ, સમર્યા સાર કરિ તત્ખેવ;
સકલ દેવમાં મુખ્ય પૂજાય નામ જપંતાં પાતીક જાય.
× × × ×
સકલ કામ જે સમરિ થાઇ કહિ હરિદાસ દયા કરી સાય.
× + × ×

( અંતનો ભાગ તુટક છે. )

૭૪૮અ કુંડલાહરણ પોચો સં. ૧૭૦૭ .

અંતઃ

ગાએ સાંભલિ જે નરનાર કૃપા કરી સ્વામી ત્રિપુરાર;
પુજા સુત પોચ્યા એમ વદિ શિવના ગુણ રાખુંજી.
+ + +

ઇતિ શ્રી કુંડલાહરણ આખ્યાન સંપૂર્ણ સમાપ્ત. સં. ૧૭૦૭ ના આષાઢ વદિ ૧૩ ને મંગળવાર.

૭૪૯ હારમાલા નરસૈં સં. ૧૭૯૭ પથી૪૫.

છેવટઃ શરૂઆતનો ભાગ તુટક છે.

**સંવત ૧૫૭૨ (?) વરષે મહા સુદ ૭ ભોમવાર**
તે દીવસ મેહેતાજીને હરીએ આપ્યો હાર
ગાએ અથવા સાંભળે તે જાએ ભવસાગર તરી
**પૂરણ કથા ચોરાશી પદે થઇ, સંતો સહુ બોલો હરી.**
× × ×

સંવત ૧૭૯૭ના વરખે માગશર વદી ૧૩ દીને સંપૂરણ લખે છે. વાર શુકરે; લખીતંગ દાસાંદાસ વૈષ્ણુવ જનની ચરણ રજ ધરો તો અગનાંન આગનાકારી રંક સેવક રતનજી ગોપાળજી. વૈષ્ણુવજનો ભૂલ

ચૂક ક્ષમા કરજો. શ્રી ગોપીનાથજી કૃપાથી પદ લખ્યાં છે. હું કાંઇ જાણું નહી. શ્રી વડોદરામાં ......લખી છે.........

[ નોંધ. આઠમા પદથી પાનાં મળેલાં છે, તે આગળના પાનાં ફાટી ગયલાં છે. પદની કુલ સંખ્યા ૮૪ છે અને તે વડોદરામાં સંવત ૧૭૯૭ માં લખાયલી છે. હારમાલાના પ્રસંગની સાલ ૭૨ નહિ પણ સં. ૧૫૧૨ જોઇએ.]

**૭૪૯ અ બાલલીલા પ્રેમાનંદ ૫૩થી૬૫**

**છેવટ:**

પુર વડપત્રવાસી દાસનો દાસજી
શ્રીકૃષ્ણ પાય લાગૂં માગૂં વ્રજવાસજી
શ્રી ગોકુલેશ ગુણ સાંભળતાં સુખકારી
વદે વિપ્ર પ્રેમાનંદ કૃપા કરો શ્રી મુરારી. ૧૬૩

\+ + +

ઇતિ શ્રી બાલલીલા સંપૂર્ણ.

**૭૫૦ કાવ્ય સંગ્રહ રાજે સં. ૧૭૯૮ ૮/૩૬૩**

[ નોંધ. પહેલાં આઠ પાનાં ત્રુટક છે, ૨૧ મા કડવાથી પરકાશ ગીતા લખેલી મળી આવે છે તે ૪૧ મે કડવે પુરી થાય છે. તે પછિ ગ્નેહેગીતા ૪૪ કડવાંની છે; તેની છેવટની ટુંક નીચે પ્રમાણે છેઃ—

સંવત સતર અઠસેહ...ગ્નેહે વચન
રાજેને રંગ ઉપનુ એ હરી ગુણ ગાવા મન.
આસો વદ અમાવાસ દીવસ દીવાળીરે
તે દાહે હરીએ વાણી આલી રે
હતી કે હરી ઇચ્છા તેમ યઉં રે
મન જે કેહેવરાવૂ તે કહું રે
લખાં છે કડવાં ચાલીસને ચારરે
કહીએ સૂ હરી ગુણ અપરમ પારરે
તેનાં ચમાં ચરણ તરણસે સાતરે
એ તુ છે ગ્નેહે ગીતાની વાતરે
ભાવે જે સીએ સાંભળે ગાએ રે
તે તુ કુલ સાથે પાવન થાએ રે
એ તુ ગ્નેહગીતા યેં પૂરણ રે
રાજે રસ ગીતાં ભાગી ભુરણરે

× × ×

તે પછી પદો અને સાખી વગેરે ઉતારેલાં છે, જે મોટી સંખ્યામાં છે.
રાજેનો કાવ્યસંગ્રહ લુણાવાડાના જાણીતા જુના સાહિત્યના સંશોધક રા. છગનલાલ વિદ્યારામ રાવળ તરફથી 'પ્રાચીન કાવ્ય સુધા' ભા. ૫ માં પ્રસિદ્ધ થનાર છે અને તે ભાગમાં તેઓ રાજેનું જીવનવૃત્તાંત પણ આપનાર છે. વધુ હકીકત તેમાંથી મળી આવવા સંભવ છે. ]

૭૫૧ ગુલબકાવલી કૃષ્ણદાસ સં. ૧૯૦૮ ૨૪૫
અંતઃ

કૃષ્ણદાસ કેહે બોલજો, જે જે શ્રી રણછોડ.

[પ્રસ્તુત કાવ્ય મુંબઇમાં બાપુ હરશેદ દેવલેએ લીથોપ્રેસમાં છાપેલુ છે. ]

૭૫૨ હારમાલાનો પ્રસંગ નરસૈં સં. ૧૮૩૯ ૧૧૨

[ નોંધ. ગુ. વ. સોસાયટી તરફથી નરસૈં મહેતાનું આખ્યાન છપાયું છે તેમાં હારમાલાનો ભાગ છાપ્યો છે, તેની જ આ નકલ છે; એટલે એ કાવ્ય જૂદા કાવ્ય તરીકે પ્રચલિત હોવું જોઇએ. ખરી રીતે અજ્ઞાત કવિએ જૂદા જૂદા કાવ્યો જ સંકલિત કર્યાં છે, એ અનુમાન આ પ્રત પરથી સ્પષ્ટ થાય છે. પ્રસ્તુત કાવ્ય પછી નરસૈંના કેટલાક પદો ઉતારેલાં છે; અને એક પદ રત્નાનું ઉમિયા ઇશના લગ્નનુ લખેલું છે. ]

૭૫૩ અખે ગીતા અખો સં. ૧૭૦૫ ૧૦૧
છેવટઃ

સંવત સતર પચલોતરો શુકલ પક્ષ ચૈતર માસ
સોમવાસર રામનવમી, પૂર્ણ ગ્રંથ પ્રકાશ.
કેહે નીરંજન અખેગીતા, સ્વ સ્વરૂપ નીજ જ તને
અખાને સીર નીમીત્ત દેવ, ઇછા હુતી અનંતને
× × +

[ નોંધ. રા. બા. કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળામાં "અખા" વિષે રા. નર્મદાશંકર દેવશંકરે સુરતમાં વ્યાખ્યાન આપ્યું હતું તેમાં પ્રસ્તુત હાથપ્રતનો આ તરીકે ઉપયોગ કરેલો જણાવ્યો છે. વધુ માટે જુઓ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ તરફથી છપાયલી બીજી આવૃત્તિ. ]

૭૫૩ અ વિચારમાલા ૪૦

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય હિન્દીમાં લખેલું છે, અને તેમાં વેદાંતનો વિષય ચર્ચેલો છે. ]

૭૫૩ ઘ. પંચીકરણ અખો ૪૨ થી ૬૩

[ નોંધ. આ સિવાય કૃષ્ણાજીના, અખાના અને બીજાં પરચુરણ પદો ઉતારેલાં છે. ]

૭૫૪ અખે ગીતા } અખો ૮૪
૭૫૪ क ચિત્ત વિચાર સંવાદ } અખો ૮૦

૭૫૪ ચ સુરતી બાઇનો વિવાહ ધીરો ૮૪

[ નોંધ. પ્રસ્તુત કાવ્યો પછી એમાં સુંદરદાસ અને પ્રીતમની ચિંતામણી; ( સુંદરદાસની હિન્દીમાં છે ) નરસિંહના ૨૮ પદો; 'તીથી' અને કૃષ્ણાજીના પદો આપેલાં છે. "અખા" વિષેના વ્યાખ્યાનમાં રાં, નર્મદાશંકર દેવશંકર મહેતાએ આ પ્રતનો પણ જૂદો ઉલ્લેખ કરેલો છે. ]

૭૫૫ પ્રીતમ ગીતા પ્રીતમ સં. ૧૮૫૨ સં. ૧૯૨૮ ૧૭૨

છેવટ:

સંવત અઢાર બાવનો કૃષ્ણપક્ષ ભાદ્રપદ માસ
ત્રિતીયા સોમવારે કાધો, ગીતા ગ્રંથ પ્રકાસ.

× × ×

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ તરફથી બહાર પડેલો "પ્રીતમવાણી સંગ્રહ." ]

૭૫૬ ગુરૂ મહિમા પ્રીતમ સં. ૧૯૨૫ ૯
૭૫૬ अ જ્ઞાનપ્રકાશ પ્રીતમ સં. ૧૮૪૬ સં. ૧૯૨૫ ૧૨
૭૫૬ च મહિના પ્રાગજી સં. ૧૯૨૫ ૭
૭૫૬ क ચાતુરી જીવણદાસ સં. ૧૮ (?) ૩ સં. ૧૯૨૪ ૨૮
૭૫૬ ड જ્ઞાનગીતા પ્રીતમ સં. ૧૮૩૧

સંવત અઢાર એકત્રીસો, અસાડ વદ દુતિયા દીન રવિવાર
ગ્નાન ગીતા થઇ પુર્ણ, પ્રીતમ પરમ સુખ સાર.

૭૫૬ ई વિચારમાલા સં.૧૭૨૬ (?) સં.૧૯૨૩ ૪૨

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૭૫૩ अ. ]

૭૫૬ पक. પંચીકરણ - અખો સં. ૧૯૨૧ ૩૫

[ બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૭૫૩ घ. ] ૧૩

૭૫૬ जी અજગર પ્રહ્લાદ } ભાણદાસ

૭૫૬ पच ચિંતામણી સુંદરદાસ. ૮

[ હિન્દીમાં છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૭૫૪ ब. ]

૭૫૬ आइ કક્કો અખો ૯
૭૫૬ जे બ્રહ્મલીલા અખો ૧૧
૭૫૬ के ચાર અવસ્થા ૧૧
૭૫૬ प ल તીથી પ્રાગજી ૩

[ નોંધ. આગળ એના મહિના લખ્યા છે. જુઓ યાદી નં ૭૫૬ च.]

૭૫૬ पम સાખી અખો ૧૪
૭૫૬ पेन મહિના પ્રીતમ સં. ૧૮૩૮ સં. ૧૯૨૪ ૧૪
૭૫૬ ओ કક્કો પ્રીતમ સં. ૧૮૩૨ સં. ૧૯૨૪ ૧૦
૭૫૬ पी छપ્પા પ્રીતમ સં. ૧૮૩૮ સં. ૧૯૧૪ ૪૦

કહ્યા છપા એકસો એકત્રીસ,
સદગુરૂ શબ્દે પામ્યો સુખ સાર
પ્રીતમ પ્રગટયો પ્રેમ અપાર.

× × ×

[ નોંધ. આ સિવાય બીજાં થોડાંક પરચુરણ પદો-કાવ્ય વગેરે લખેલાં મળી આવે છે. ]

૭૫૭ વૈરાટ પર્વ નાકર સં. ૧૬૬૦ ૮૭

છેવટઃ

સંવત સોલ દાહોતરા વરખે ઉપરિ માસ દામોદર સાર
દશમી દેવ કાતિ શુદ પક્ષ, શુભ લગ્ન સોમવાર
ગુરૂ વૈષ્ણુવ ચરણ કમલ પ્રશાદિ, કવીજન આગલિ પ્રકાશ
મયાકૃત ગ્રંથ નીર્મલ સરખુ કૃષ્ણાર્પણ દીધું દાસ.

× × ×

[ નોંધ. શરૂઆતનાં ૬ પાનાં ફાટી ગયાં છે. વધુ માટે જુઓ યાદી નં. ૨૮; આમાં સદરહુ કાવ્યની રચ્યા સાલ નોંધેલી છે; અને પ્રત નં. ૨૯૦ क માં રચ્યા સાલ ૧૬૦૧ આપી છે. એ બધી સાલો નાકરનો સમય નકી કરવામાં જરૂર ઉપયોગી થઇ પડશે. ]

૭૫૮ પાંડવ વિષ્ટિ ભાઉ સં. ૧૯૭૬ સં. ૧૯૦૪ ૬૦

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૦૦ क. ]

૭૫૯ ઉદ્ધવ ગીતા મુક્તાનંદ ૧૪૨

[ નોંધ. બ્રહ્માનંદ અને પ્રેમાનંદની પેઠે મુક્તાનંદનો કાવ્ય સંગ્રહ જૂદો છપાવાની જરૂર છે. ]

૭૬૦ કીર્તન સંગ્રહ ૮૪

[ નોંધ. આમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓનાં કીર્તનો ઉતારેલાં છે. ]

૭૬૧ બાગ વિલાસ ૨૦

[ નોંધ. ગ્રંથ હિન્દીમાં છે. એમાં બાગ, વૃક્ષ, ફુલ ઝાડ વગેરેનું વર્ણન લખેલું છે. ]

૭૬૨ મધુમાલતી ચત્રભુજદાસ ૧૦૮

[ નોંધ. આ વાર્તા હિંદીમાં લખેલી છે; પ્રત તુટક છે. ]

૭૬૩ ઓખાહરણ પ્રેમાનંદ ૧૨૧

[ નોંધ. પ્રત લીથોમાં છાપેલી છે; કડવાંની સંખ્યા માત્ર ૪૨ છે.]

૭૬૪ હારમાળા નરસૈં સં, ૧૯૦૧ ૨૪

( આમાં પદની સંખ્યા ૯૮ ની છે. )

૭૬૪ અ ગજેન્દ્ર મોક્ષ રામકૃષ્ણ ૪૩ થી ૯૭

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ, યાદી નં ૨૮૫ અ. આ સિવાય મહીના, તીથી, ગરબા-પરચુરણ જૂદા જૂદા કવિઓના લખેલાં છે. ]

૭૬૫ નરસિંહના પુત્રનો વિવાહ } હરિદાસ સં. ૧૭૨૫ સં. ૧૮૦૦ ૪૦

[ નોંધ. પ્રત સારી રીતે લખાયલી અને સુવાચ્ય છે. બીજી પ્રત માટે જુઓ, યાદી નં ૨૯૫ ]

૭૬૬ સામળની પાંચ વાર્તાઓ } સામળ

[ નોંધ નીચે નોંધેલી વાર્તાઓ લીથોમાં છાપેલી છે; અને તે ગુટકામાં એકસામટી બાંધેલી છે. તેનાં નામો નીચે પ્રમાણે છેઃ— ]

નંદબત્રીસી સં. ૧૮૬૭ ૩૪

મેના પોપટની વાર્તા સં. ૧૮૭૩ ૨૪

( શરૂઆતનાં ૧૬ પાનાં ગુટકાની છેવટે બાંધેલાં છે. )

| | | | |
|---|---|---|---|
| પંચદંડની વાર્તા | | સં. ૧૮૭૩ | ૨૨ |
| ( છેવટનો ભાગ ફાટી ગયલો છે. ) | | | |
| પદ્માવતીની વાર્તા | | સં. ૧૮૬૪ | ૪૦ |
| ભદ્રાની વાર્તા | | | ૧૪ |

( શરૂઆતનું પાનું નથી. )

| | | | |
|---|---|---|---|
| ૭૬૬ અ ગુલબકાવલીની વાર્તા | કૃષ્ણદાસ | સં. ૧૮૬૫ | ૯૦ |

[ નોંધ, આ વાર્તા ફારસી પરથી ગુજરાતીમાં આવેલી છે; અને તેનો લેખક કૃષ્ણદાસ છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૭૫૧ ]

| | | | | |
|---|---|---|---|---|
| ૮૬૭ કામાવતીની વાર્તા | શિવદાસ | સં. ૧૫૭૩ | સં. ૧૮૬૧ | ૯૫ |

છેવટ:

સંવત પંદર તેહોતરો, ભાદરવો કૃષ્ણ પખ માસ
અસ્ટમી આદીતવાર આ, ગ્રંથ પુરણ નીરધાર
શીવદાસ ક્વીતા કહે, સુણજો શ્રોતાજન
એકવાર કો શ્રી હરી, તો ઉતરીએ ભવપાર

\+ + ÷ +

[ નોંધ. બીજી પ્રત અને માહિતી માટે જુઓ યાદી નં. ૮ અ; નં. ૫૬]

| | | | |
|---|---|---|---|
| ૭૬૭ અ નંદબત્રીસી | સામળ | | ૫૦ |
| ૭૬૭ બ પદ્માવતીની વાર્તા | સામળ | | ૫૧ |

[ નોંધ. છેવટનાં પાનાં ફાટી ગયલાં છે. વળી આખી પ્રત ઉધાઇએ કોરી કાઢેલી છે. ]

| | | | |
|---|---|---|---|
| ૭૬૮ ઓખાહરણ | નાકર | | ૭૧ |

[ નોંધ. પ્રત આખી અને સુવાચ્ય છે. ફક્ત છેવટની કડી નથી. ]

| | | | |
|---|---|---|---|
| ૭૬૯ ઓખાહરણ | નાકર | સં. ૧૮૪૧ | ૭૬ |

[ નોંધ. શરૂઆતનાં પંદર પાનાં નથી. પ્રત સુવાચ્ય છે, ]

૭૬૯ અ સુરેખાહરણ   વીરજી   સં. ૧૮૪૨
છેવટ:
સંવત સત્તર વીસમાં એ ગ્રંથ પૂરણ થાય
કરજોડી કેહે ભટ્ટ વિરજી, એક વાર બોલો શ્રી હરિ.
[ નોંધ. પ્રત સળંગ અને સુવાચ્ય છે. સંશોધન માટે ઉપયોગી છે.]

૭૭૦ ચ અંગદવિષ્ટિ   શામળ   ૪૮
[ નોંધ. છેવટનો ભાગ ખંડિત છે; બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૬૬૧]

૭૭૧વસિષ્ટસાર ગીતા   નરહરિદાસ સં. ૧૬૧૪ સં. ૧૭૭૭ ૬૮
સંવત સોલ ચૌદોતરો, માધ માસ પદબંધ એ કરો
શુક્લ પક્ષ દ્વાદશી રવિવાર, પૂરણ ગ્રંથ હવો નિરધાર
નિમિત્ત માત્ર તે નરહરિદાસ કર્ત્તા પુરુષોત્તમ શ્રી અવિનાશ.
( બીજી પ્રતો માટે જુઓ યાદી નં. ૪૦, ૪૧, )

૭૭૧ અ અભિમન્યુ આખ્યાન જનતાપી સં. ૧૭૦૮ સં. ૧૮૮૨ ૫૬
"પદ સાતસેં સત્તર સાર, કડવાં બાવીસ વિષે વિસ્તાર
સંવત સત્તરસેહે આઠ જ વર્ષે આશ્વિન માસ ઉત્તમ શુક્લ પક્ષે
તીથી દ્વિતીયા ને શુક્રવાર, સ્વાતિ નક્ષત્ર તે દિન સાર."

૭૭૧ ચ નરસૈંમહેતાના પુત્રનો વિવાહ   હરિદાસ   સં. ૧૭૨૫   ૫૯
"પદ સાતશેને ત્રેપન કડવાં ત્રેવીસજી, રાગ ચઉદ ગાંહે ચાલ જુજવા બુદ્ધિમાને વિસ્તારજી
કાત્તિક શુદિ પ્રતિપદા દિવસે, વ અનુરાધા ભગુવારજી
સંવત ૧૭૨૫ પુર્ણ છવીસમેનો એવા દિનજી."
[ નોંધ. પ્રત તુટક અને જીર્ણ થયલી છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૭૬૫ ]

૭૭૨ પ્રહલાદ આખ્યાન કાલિદાસ   સં. ૧૮૪૦ ૪૫
છેવટ
" પ્રાકૃત વાણી મન્ય આણી કીધો કાલિદાસ
સંવત સંખ્યા પુરાણે શણગાર ઉપર એકાદશી
ચૈત્ર શુદ એકાદશી, થયો ગ્રંથ વિષ્ણુ વિવેક."
( બીજી પ્રત માટે જુઓ. યાદી નં. ૨૨૧. )

૭૭૨ અ દાણલીલા પ્રેમાનંદ સં. ૧૮૫૨ ૬

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૬૫ અ. ]

આ શિવાય આમાં પરચુરણ પદો, સુરદાસ વગેરેના ઉતારેલાં છે.

૭૭૩ પરજીઆ દુહા અખો ૨૦

( બીજી પ્રત માટે જુઓ. યાદી નં. ૫૮૧ )

૭૭૪ ઓખાહરણ પ્રેમાનંદ ૧૦૬

( નોંધ પ્રસ્તુત પ્રત મુંબાઇમાં શિલામાં છાપેલી છે. એમાં કડવાની સંખ્યા ૪૧ છે, તે પાઠફેર તેમજ પ્રક્ષિપ્ત ભાગ તપાસવા સરખાવવા માટે ઉપયોગી થાય એમ છે. )

૭૭૫ ઓખાહરણ પ્રેમાનંદ સં. ૧૮૮૪ ૪૩

( નોંધ. આમાં કડવાંની સંખ્યા ૫૦ ની છે. પ્રત સુવાચ્ય છે. )

૭૭૫ અ મામેરું પ્રેમાનંદ સં. ૧૭૩૯ ૧૮

છેવટ:

વિરખેત્ર વડોદરા ગુજરાત મધ્યે ગામ
ચોવીસા છે જ્ઞાતિ બ્રાહ્મણ ભટ પ્રેમાનંદ નામ
સંવત સતર ઓગણ ચાલીસ આસો શુદ નોમ રવિવાર
પુરણ ગ્રંથ તે દાદે કહો બહુ વિસ્તાર.
( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૨૨૮ વગેરે )

૭૭૬ સુડાબહોતેરી સામળ ૧૪+૭

( નોંધ. વાર્તા ૧૭ મી ૧૪ પાનાની આખી છે; જ્યારે વાર્તા ૧૬ મીના ૭ પાનાં છે. )

૭૭૭ માધવ કામકુંડલા લાભકુશળ સં. ૧૬૧૬ સં. ૧૭૫૨ ૨૨

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય "આનંદકાવ્ય મહોદધિ" ભા. ૭ માં છપાયું છે. તે પ્રત સં. ૧૭૯૦ માં ઉતારેલી છે, જ્યારે આ તેનાથી ૩૮ વર્ષ વહેલી લખાયલી છે. તે અગાઉ "સાહિત્ય"માં એ કાવ્ય રા. બા. હરગોવિંદદાસભાઇએ પ્રકટ કરેલ; તેમજ સ્વ. ચીમનલાલ દલાલે તેનો પરિચય કરાવેલો વધુ વિગત માટે સદરહુ છાપેલુ પુસ્તક જોવું. )

નં. ૭૭૭ અ માધવકુંડલા વાર્તા ૧૬

[ નોંધ. પ્રસ્તુત વાર્તાનો મૂળ ગ્રંથ સંસ્કૃતમાં લખેલો છે; પણ તે અપૂર્ણ છે. ]

૭૭૮ ભડળી વાક્ય સં. ૧૯૫૯ ૧૮

[ નોંધ. પ્રત સારી અને સુવાચ્ય છે. અને તે ભડળી વાક્યને એડિટ કરવામાં ઉપયોગી થઇ પડે એમ છે, ]

૭૭૯ ઓખાહરણ કાહાન સં. ૧૭૬૬ ૨૯

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય ૩૩ કડવાનું છે; અને કાહાન નામના કવિએ લખેલું છે, પ્રતની ઉતાર્યા સાલ સંવત ૧૭૧૬ આપેલી છે. એજ કવિનું લખેલું "એકાદશી માહાત્મ્ય" સં. ૧૭૪૮ માં ઉતારેલું પાછળ નોંધાયું છે, જુઓ યાદી નં. ૩૨૮ અ. ]

૭૮૦ ડાંગવાખ્યાન શિવદાસ ૮

[ નોંધ. શરૂઆતનાં ત્રણ પાનામાં નરસૈંના પદો લખેલાં છે. પ્રત તુટક છે. માત્ર દશેક પૃષ્ટ મળી આવેલાં છે. પ્રસ્તુત કાવ્ય 'પ્રાચીન કાવ્ય ત્રિમાસિક' વર્ષ ૭, અંક ૪ માં છપાયું છે. ]

૭૮૧ સુંદર શૃંગાર સુંદરદાસ સં. ૧૮૦૭ ૩૨

૭૮૧ અ અનવર ચંદ્રિકા અનવર સં. ૧૮૦૭ ૩૧

[ આ બંને હિંદી ગ્રંથો છે, ]

૭૮૨ લક્ષણબુદ્ધિની કથા સામળ ૭૮

[ નોંધ. બત્રીસ પુતળીમાંની આ વાર્તા છે, પ્રત તુટક છે; શરૂઆતનાં તેમજ છેવટનાં પાનાં નથી, ]

૭૮૩ આહુરી રઘુછોડ સં. ૧૮૫૯ ૧૫

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય બૃહત્કાવ્ય દોહન ભા. ૩ માં છપાયલું છે. બીજી પ્રત માટે જુઓ નં. ૨૪૪ ]

૭૮૩ અ સિંહલદ્વીપની વાર્તા સામળ ૩૮

[ નોંધ. બત્રીસ પુતળીમાંની આ ચોથી વાર્તા છે. બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૭૯ ]

૭૮૩ ઘ કાલિકાનો ગરબો   સામળ   ૪

[ નોંધ. સામળે કથાવાર્તાઓ સાથે ગરબાઓ પણ લખેલાં; પણ તે બહુ પ્રચલિત નથી, તેમ તેની વાર્તાઓની પેઠે તે ઝાઝા પ્રસિદ્દિમાં આવેલાં જાણવામાં નથી. ]

૭૮૩ ક વિવેક વણઝારો   પ્રેમાનંદ   ૯

[ બીજી પ્રતો માટે જુઓ. યાદી નં. ૧૦૩, ]

૭૮૪ ઓખાહરણ   માનપુરી   ૧૫

શરૂઆત   રાગ કલ્યાણ

ગણપતી ગરિબ નીવાજ, વંદુ ગણપતી ગરિબ નીવાજ
વિઘ્ન વિનાસન બુદ્ધીપ્રકાશન, સુદ્ધબુદ્ધીનો દાતાર.   વંદુ ગણ.
ક્ષત સિંદૂરે અંગ વિચર્ચિત કંઠે પુષ્પની માળ   વંદુ ગણ.
સિદ્ધિ રિદ્ધિ નારીને અભય ભંડારી, લક્ષ લાભ બે પુત્ર   વંદુ ગણ.
મણી મુક્તા શીર છત્ર વિરાજે, મોદક નૈવેદ્ય માત્ર   વંદુ ગણ.
માનપુરી પ્રભુ તુમ શરણાંગત, ભક્તાકી રાખત લાજ.   વંદુ ગણ.

[ નોંધ કડવાં ૧૯ પછીના પાનાં નથી. પ્રતના પાનાં કેટલેક સ્થળે ખંડિત છે. લેખક અપરિચિત છે; પણ કંઇક સંતોષ પામવા જેવું એ છે કે એ પ્રતની સાથે જુના ચિત્રોના કાગળીઆ મળી આવેલ છે, જેમાં ઓખાહરણના પાત્રો અને કથાપ્રસંગો આલેખેલાં છે.

૭૮૫ સીતા સ્વયંવર   કાલિદાસ   સને ૧૮૫૮ ૧૨૪

છેવટ:

ઉદ્યોતમાં ખદ્યોત જેમ, કવિતમાં કાલીદાસ
સંવત સાખા ઉપરે, લક્ષણનો મહીમાયે
આશ્વિન માસ મોટા ઓછવો, કહ્યા શ્રી જાનકીજીનો વિવાહએ
ગામ વસાવડ વીશે, વડનગરા નાગર ગનાત
ગુર્જર વાણીમાં વખાણી, રામ સીતા ક્ષાત.

[ નોંધ. પ્રસ્તુત પ્રત લીથોમાં છાપેલી છે. એજ કવિના પ્રહ્લાદ આખ્યાન, ધ્રુવ આખ્યાન વગેરે ઉપલબ્ધ છે–જુઓ યાદી નં ૭૧૩]

૭૮૬ પ્રહલાદ આખ્યાન   ભાણદાસ સં. ૧૭૧૬ સં. ૧૯૧૯ ૩૦૩
છેવટ:

સંવત સતર છાઓતરે  માગસિર માસ તે આદને ખરો
શુકલ પક્ષ દસમિ સોમવાર, પુરણ ગ્રંથ થયો વિસ્તાર.
×  . ×  ×  × કરજોડી કેહે ભાણદાસ
કડવાં ૨૧ ... પ્રહેલાદ આક્ષાંન સંપુર્ણમ.

[ નોંધ. આજ કવિનું હસ્તામલક આખ્યાન પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૬, અંક ૪ માં છપાયલું છે; અને તેમાં તેની રચ્યા સાલ સં. ૧૭૧૫ આપેલી છે. બીજો એક કાવ્ય સંગ્રહ એજ કવિનો પાછળ નોંધાયો છે. જુઓ યાદી નં. ૨૪૦ ]

૭૮૭ અશ્વમેધ   ધીરો

[નોંધ. ૬૦ અધ્યાય સુધીનો ભાગ મળી આવ્યો છે. આ પુસ્તક સાવલીના વકીલ હરગોવિંદભાઇ લાલભાઇ બ્રહ્મભટ્ટે ધીરાના કુટુંબીજનો પાસેથી સોસાઇટીમાં સંગ્રહવા માટે મોકલી આપ્યું હતું અને પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં જણાવ્યા પ્રમાણે તે ધીરાનું રચેલું સંભવે છે. વધુ માટે જુઓ બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી, ૧૯૨૪. ]

૭૮૮ ઓખાહરણ   પ્રેમાનંદ   સં.૧૮૮૨ ૧૮

[ નોંધ. શરૂઆતનાં બે પાનાં નથી. કડવાંની સંખ્યા ૪૫ છે; અને પ્રત નંદપુર—નાંદોદમાં લખાયલી છે. ]

૭૮૮ અ હુંડી   પ્રેમાનંદ   સં. ૧૭૩૩   ૮૩
૭૮૯ મદાલસાઆખ્યાન પ્રેમાનંદ   સં. ૧૭૨૮ સં ૧૮૮૨   ૮૫
છેવટ:

લેખે પદ સતપટ એહેનાં, વલી ઉપરાંત
રાગ ષોડસ દેશી ઓગણીસ, પાંત્રીસ કડવાં સુધાંત,
જે કો ગાય શીખે સાંભળે, ભાવ હ્રદે શું ધરે
મહિમા સાંભળતાં મદાલસાનો, ભવસાગર સેહેજે તરે
સંવત ૧૭૨૮ વર્ષે ચૈત્ર વદ પંચમી રેવેઉ વાસરે
સંતની કૃપાયે કરીને, આક્ષાન એ પુર્ણ હતું
સંવાદધર્મ નારદ તણો, સાંભળતાં સુખ શ્રોતા લેહેરે
અભ્યાસ અકલને ગ્નાને કરી એમ વિપ્ર પ્રેમાનંદ કેહેરે.

[ નોંધ—પ્રત સંપૂર્ણ અને સુવાચ્ય છે; અને તે નાંદોદમાં લખાયલી છે. સદરહુ કાવ્ય પ્રેમાનંદે શરૂઆતમાં છૂટું રચેલું તે પાછું, એમને એમ

માર્કંડેય પુરાણનો અનુવાદ કર્યો ત્યારે તેમાં સમાવી દીધેલું માલુમ પડે છે. ]

૭૮૯ અ સુદામા ચરિત્ર પ્રેમાનંદ સં. ૧૭૩૭ સં. ૧૮૧૨ ૨૮

છેવટઃ

છે વિરક્ષેત્ર વડોદરુ, ગુજરાત મધે ગામ
છે ચતુર વસિ ગનાતિ બ્રાહ્મણ, કવિ પ્રેમાનંદ નામ

સંવત ૧૭૩૩ વર્ષે શ્રાવણ શુદીની દ્વીતિ તિત્રિયા બ્રહુવાર રે
પદ બંધ કીધું આખ્યાન

ઉદર કારણ પ્રદેશ વેઠયો, સેવ્યુ નંદરબાર
નદીપુરમાં કથા કવિ, જથા બુદ્ધિ પ્રમાણ.

[ નોંધ—આમાં નંદરબાર અને નંદીપુર એ બને નામો મળી આવે છે, તે નંદરબાર અને નંદરબાર, એ ચર્ચામાં કંઇક ઉપયોગી થઇ પડશે.]

૭૮૯ ઘ હારમાળા નરસૈં ૫૬

[ નોંધ—આમાં પદની સંખ્યા ૧૦૧ છે. ]

૭૯૦ શિવપુરાણ મહાદેવ હરસુત ૧૪૬

[ નોંધ—પ્રત આખી અને સુવાચ્ય છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૬૦ ]

૭૯૧ સુરેખા હરણ વીરજી સં. ૧૭૨૦ સ. ૧૮૭૯ ૬૩

[ નોંધ—શરૂઆતના ૬ પાનાં નથી. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૫૫ ]

૭૯૧ અ પતાઇ રાવળનો ગરબો } સામળ ૪

[ નોંધ—કાલિકાના ગરબાની પેઠે પતાઇનો ગરબો પણ સામળે લખેલો આ પરથી સમજાય છે.

૭૯૨ દશમસ્કંધ કવિ સંત ૨૯૪

છેવટઃ

" અધ્યારનો આરો જેટલો, અનુસાર આણ્યો તેટલો
સાંક્ષેપ કહે સંત સંબધ, નવ્યાસી અધ્યા દશમ સ્કંધ "

(પૃ. ૨૯૧

[ નોંધ. પ્રતના શરૂઆતના તેમજ છેવટના પાનાં નથી; પણ તે સારી રીતે લખાયલી છે; તેમજ તેના લેખક "સંત" વિષે પણ કંઇ વિશેષ માહિતી જાણવામાં નથી. બીજા કવિઓના લખેલા 'દશમો' સાથે આ ગ્રંથ સરખાવી જોવા જેવો છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૪૪૯.]

૭૯૩ હારમાળા નરસૈં ૮૪

[ નોંધ–આમાં પદની સંખ્યા ૧૪૦ છે. ]

૭૯૩ अ હુંડી પ્રેમાનંદ ૧૬

૭૯૪ મોરધ્વજ આખ્યાન નાકર સં. ૧૭૨૫ ૧૫

છેવટ:

જે સાંભળે નર નિ નાર, મયા કરિ તેહનિ દેવ મોરાર
સાંભળે તેહની પુરિ આસ, કરજોડી વીનવે નાકર દાસ
કડવાં ૨૫ શ્રી મોરધ્વજ આક્ષાન સંપૂરંણ.

[નોંધ–મોરધ્વજ આખ્યાન વિષ્ણુદાસનું રચેલું ત્રુટક મળી આવેલું છે. વધુ હકીકત માટે જુઓ, યાદી નં. ૧૩; સદરહુ પ્રત જુની છેક સં. ૧૭૨૫ માં લખાયલી છે. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૬૨ ]

૭૯૪ अ લવકુશઆખ્યાન નાકર સં. ૧૭૨૫ ૧૨

[નોંધ–પ્રત ઝાંખી, ઝીણા અક્ષરે લખાયલી, વચ્ચે ભુંસાઇ ગયલી છે. નાકરની પેઠે વિષ્ણુદાસ, શંભુરામ અને રઘુનાથનાં લવકુશ આખ્યાન મળી આવેલાં છે, જેની નોંધ, યાદી નં. ૨૨૩, ૨૪૨ अ, ૩૭૨માં થયલી છે. ].

૭૯૪ ब જાલંધર આખ્યાન ભાલણ સં. ૧૭૨૬ ૧૩

[ નોંધ–શરૂઆતનું પાનું નથી; પ્રતના અક્ષર ઝીણા અને ઝાંખા છે. બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૨૦૨ ]

૭૯૪ क શુકદેવજી આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં. ૧૭૨૬ ૧૭

[ નોંધ–બીજી પ્રત માટે જુઓ, યાદી નં. ૧૭૯ अ ]

૭૯૪ ड માધવાનલની કથા સં. ૧૭૨૭ ૧૫

નોંધ–સદરહુ વાર્તા કુશળલાભે રચેલી નથી, પણ બીજા કોઇ લેખકે લખેલી છે. વધુ માટે જુઓ યાદી નં. ૬૯૫ ]

૭૯૪ इ અભિમન્યુ આખ્યાન જન તાપી

( બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૧૯૦ )

૭૭૪ પક. સગાળશાનું આખ્યાન    નાકર    સં. ૧૭૩૦    ૬

[ નોંધ–સદરહુ કાવ્ય, એ જ વિષય પરની અન્ય કવિઓની કૃતિઓ સાથે ગુ. વ. સોસાઇટી તરફથી થોડાક સમયમાં પ્રસિદ્ધ થનાર છે. ]

૭૭૫ નળાખ્યાન    પ્રેમાનંદ    સં. ૧૭૪૨    સં. ૧૮૮૦    ૯૮

[ નોંધ–પ્રત સંપૂર્ણ, સુવાચ્ય અને સારી સ્થિતિમાં છે. ]

૭૭૬ કીર્તનો    દયારામ    ૨૬

[ નોંધ–આ સિવાય બીજાં કેટલાંક પરચુરણ પદો, ગરબા અન્ય લેખકોના ઉતારેલાં મળી આવે છે. ]

૭૭૭ ઓખાહરણ    વિષ્ણુદાસ    સં. ૧૮૯૫    ૪૩

[ નોંધ–શરૂઆતનાં નવ પાનાં નથીઃ બીજી પ્રતો મળેલી; છે–જુઓ યાદી નં. ૨૭૯, ૨૮૦, વગેરે. બાકીના ભાગમાં પ્રેમાનંદનું નળાખ્યાન ૩૧ કડવાં સુધીનું લખેલું છે; પછીનાં પાનાં નથી. ]

૭૭૮ પ્રકીર્ણ ગરબા સંગ્રહ ( નં.૨૩ )    ૧૦૪

૭૭૯ દશમ સ્કંધ    રઘુનાથ    સં. ૧૮૫૩    ૧૧૩

છેવટઃ

ભાગવત સઉને કહું પરીક્ષત શુક સંવાદ
દાન આપે ભાગવતનું, તે વૈકુંઠમાં જાય
વાસુદેવ ભગવાનને, હું પ્રેમે લાગુ પાય
ભાગવત દધ મથીને, કાહાડાં રતન અમૂલ
ઋદે ધરે તે ભવ તરે, અક્ષર માહામણી તુલ
અક્ષરે અક્ષરે એહમાં, વાપીક વાસુદેવ
રાત દીવસ રઘનાથ એ, એહેની કરજે સેવ
એકસોને એસી કડવાં..............

× × × ×

[ નોંધ–આખો ય દશમ સ્કંધ, છુટક છુટક પ્રસંગો લઇને ૧૮૦ કડવામાં રઘુનાથે ગુંથેલો છે. અમદાવાદ પાસેના ગોમતીપુરનો એ વતની; અને એના ગરબા અને પદો જનસમૂહમાં બહુ ભાવથી ગવાય છે. ]

૮૦૦ વચનામૃત    શ્રી ગોકુલનાથજી    ૯૩

ઇતિ શ્રી ગોકુલનાથજી કે વચનામૃતમેસે શ્રીનાથજી કે પ્રાગટ તથા મુખ્યચરિત્ર સંપૂર્ણઃ

[ નોંધ—આમાં વૈષ્ણવોના ઇષ્ટદેવ–પ્રભુ શ્રીનાથજીના પ્રાકટયનો વૃત્તાંત આપેલો છે. ]

૮૦૧ વૈષ્ણવોનાં ધોળ, પદ કીર્તન. } (નં. ૨૪)    ૭૩

[ નોંધ–પ્રસ્તુત ચોપડામાં વૈષ્ણવ મંદિરમાં ગવાતાં ધોળ કીર્તન, પદ જેમકે, વધાઇ, બાળલીલા, દાનલીલા, રાસ વગેરે લખેલાં છે. ]

૮૦૨ પ્રકીર્ણ પદો    પ્રેમાનંદ    ૭૦

[ નોંધ. પ્રસ્તુત પ્રતમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ કવિ પ્રેમાનંદનાં પદો લખેલાં છે. ]

૮૦૩ જુનાં ચિત્રો, કાચા સ્કેચો વગેરે }

[ નોંધઃ આમાં કોઈ અજ્ઞાત ચિત્રકારનાં દોરેલાં, જીર્ણ અને ઝાંખા થઇ ગયલાં જુનાં ચિત્રો, સ્કેચો વગેરે અહિંના શુક્રવારમાંથી મળી આવેલાં તે સંગ્રહેલાં છે.]

૮૦૪ સામળશાનો વિવાહ પ્રેમાનંદ (ન્હાનો)    સં. ૧૯૨૯ ૬૮

છેવટ:

સંવત પંદરને અઉદમાં કરસને કીધું એ કામ રે
જુગો જુગો નાથ જુએ, રાખુ નરસૈંઇઆનું નામ રે
માહા સુદી કજને દીને તે પરભુ પધારીઆ
વાર સુક્રવાર રે, ચોથને શનીવારે મંગલ વરતા ચાર રે
પાંચમને દીને પરભુ પધારા, જુનાને પંથે પલાઅરે
કલજુગ મધે કથા કહી; સાંભળતાં સંકટ જાઅરે.
અભંગ અવીચલ બીરાજમાને વરકંનાની જોડ રે
ભટ પ્રેમાનંદ વરણુ છે, બોલો જેહે જેહે શ્રી રણછોડ રે.

કડવાં ૩૬ ઇતી સી નરસૈંઇ મેહેતાનો દીકરો સાંમળદાસનો વિવાહ સંમપુરણ. સંવત ૧૯૨૯ ના વૈઇસાખ શુદ ૯ વાર સોમે લ. પટેલ લલુભાઇ પરસોતમદાસ. પઠનાર વચીક્ષણ પા. હરજીવન ખુસાલ અરથે લખી છે.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય પ્રેમાનંદના નામે છે; પણ તેનું એ હોય કે કેમ એ સંશયપડતું છે. આ કાવ્ય છુટું બુકસેલર સાકરલાલ બુલાખીદાસ તરફથી બ્હાર પડેલું છે. એ જ કવિનો સામળશાનો મોટો વિવાહ–પ્રેમાનંદ રચિત–રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ છપાવેલો છે. ]

૮૦૪ અ હુંડી   પ્રેમાનંદ   સં. ૧૭૩૩   સં. ૧૯૦૮ ૨૬

૮૦૪ બ મામેરૂં   પ્રેમાનંદ   સં. ૧૯૦૮ ૪૭

[ પ્રસ્તુત કાવ્યોની અનેક પ્રતો મળેલી પાછળ નોંધાયલી છે. ]

તા. ક: ઉપર નોંધાયલી પ્રતોમાંથી સાતેક પ્રતો, જેમાં એકથી વધુ કાવ્યો લખેલાં છે, તેમાંના એકજ–પ્રથમ કાવ્યની નોંધ થઇ, બાકીના કાવ્યોની નોંધનું લખાણ સરતચૂકથી કંપોઝ થયલું નહિ, તેથી એ રહી ગયેલો ભાગ અહિં પૂર્તિરૂપે આપ્યો છે:—

---

૨૯૨ અ ઉષાહરણ ૪૧ થી ૬૦

[ નોંધ. કોઇ અજ્ઞાત કવિએ લખેલું આ કાવ્ય વાંચવા જેવું અને બીજાં ઓખાહરણો સાથે સરખાવવા જેવું છે. ખેદની વાત એ છે કે તેનો છેવટનો ભાગ ફાટી ગયલો છે. ]

૨૯૨ અ દુર્વાસા આખ્યાન ભાલણ ૫

( આ કાવ્ય અપૂર્ણ છે. )

૩૬૨ અ. ધ્રુવાખ્યાન મેગલ સં.૧૬૩૭ સં. ૧૭૪૫ ૩૦

છેવટ:

શ્રી ભાગવંત તણુ સાગર પ્રૌઢ, જમલોકુ પરચો મત મુઢ
ક્ષીજન કોએ મ દેસો દોસ, સવરણ જમલે જય જલ કોસ.

બુધમાને પ્રીછ્યીઆ જુગ તાત, રૂપક એકસોને સીતેર સાત
સંવત સોળ સાત્રીસ માહે, આસ્વન સુદ પંચમી કેહેવાએ
ગુરૂવારે નક્ષત્ર પ્રસિદ્ધ જોગ, કૌલ કર્ણનીચંદ્ર અદોત
એમ એક મનો જે સાંભળે, આવાગમન ફેરો ટળે,
જે નર સીખે તે તાં ગાએ, તેહેના દૂખ સમુળાં જાએ.
એ તો ભગત તણી કથા, પ્રેમ ધરી સાંભલો સરવથા
નરનારી પોહોચે આસ, કરજોડી કેહે મેગલદાસ.

ઇતિશ્રી ધ્રુવ આખ્યાન સમાપ્ત. હંસરાજ વનરાજની પોથીથી પ્રત ઉતારી છે. સંવત ૧૭૪૫ ના આસો વદી ૧૧ રવઉ.

[ નોંધ. વધુ માહિતી માટે જુઓ રા. ભરતરામ મહેતાએ આઠમી સાહિત્ય પરિષદમાં વાંચેલો કવિ મેગલ વિષેનો નિબંધ. ]

૩૬૨ વ. સુરેખાહરણ વીરજી ૧૦૬

( કડવાં ૨૦ પછીથી તુટક છે. )

૩૯૫ ઘ કલિયુગ મહિમા સુરભટ સં.૧૭૭૪ ૨૪

છેવટઃ

સંવત ૧૭૦૪ સપ્તમીનિ રવિવાર,
કલિ મહિમા સંપૂર્ણ કિરો કરૂણા જુગદાધાર.
ગામ કલોલ રૈકવ કુલ નારાયણ સુત સુરભટ,
નરચિનારચી ભકતી મહોદધી મન.

શ્રી કડવા ૯ કલી મહિમા સંપૂર્ણ.

[ નોંધ. બીજી પ્રત માટે જુઓ યાદી નં. ૩૨૮ ]

૪૩૬ અ. રૂકિમણીહરણ દેવીદાસ સં. ૧૬૬૦ સં. ૧૭૩૮ ૩૮

છેવટઃ

સંવત ૧૬૬૦ માઘ શુકલ પખ્ખવારોજી,
સોમવારે તાં ગ્રંથ સોપાણો ત્રયોદશીનો દાહાડોજી,
હરી કરૂણાયે ત્રીસે કડવાં કવીયાં, ચૌદ રાગની જાત્યજી
પદ પાંચસે ચોપન પરી પૂરાં, કૃષ્ણ ચરીત્ર વિખ્યાતજી.
સોજીત્રા મધ્ય સ્થાનક માંહે ગાંધર્વ જાત્ય પ્રકાશજી
ગ્રંથ સંપૂરણ કરી ગોવિંદને, પ્રણમે જન દેવિદાસજી.

ઇતિશ્રી રૂકિમણી હરણનું આખ્યાન સંપૂર્ણ. સંવત ૧૭૩૮ વર્ષે પ્રથમ ચૈત્ર માસે શુકલ પક્ષે ચઉદસ ગુરૂવાસરે.

[ નોંધ આ કાવ્યના શરૂઆતના પાંચ પાનાં ખૂટે છે. ]

૪૩૬ બ. જાલંધર આખ્યાન ભાલણ સં. ૧૭૩૮ ૯૦ થી૧૦૦

છેવટઃ

જે નર ગાયે સાંભળે તેહની પોચે આસ
બેહુ કરજોડી વીનવે, ભાલણ પ્રભુ રઘુનાથ

ઇતિશ્રી જાલંધરનું આખ્યાન સમાપ્ત. કડવાં ૨૨. સંવત ૧૭૩૮ વર્ષે દ્વિતીય ચૈત્ર વદિ ૯ વાર શુક્રે.

[ નોંધ. કવિ શિવદાસ અને કવિ વિષ્ણુદાસે રચેલાં "જાલંધર આખ્યાન" ની નોંધ ઉપર કરી છે, તે જ વિષય પરનું આ કાવ્ય કવિ ભાલણનું રચેલું છે. આ પ્રમાણે ત્રણ જુદા કવિઓના એક જ વિષય પરનાં ત્રણ જૂદાં કાવ્યો આપણને મળી આવે છે; અને તે એડિટ કરી આપવાનું ગુ. વ. સોસાઇટી તરફથી રા. રામલાલ મોદીને સોંપાયું છે. ]

૪૩૬ ક શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૬૨૪ સં ૧૭૩૯ ૪૨
કડવાં-૨ શરૂઆત:

સરસ્વતીયે તાં કીધી સાય, કરી જન હૈડે હર્ખ અપાર
સંવત ૧૬૨૪ વીસા ચાર, માગશર સુદ ૧૨ ગુરૂવાર.

× × × ×

છેવટ:

વૈષ્ણવ જનની વેશાંવલે, વસ્તો વાણી ઉચરિ
માહારો વીરસદમાં વાસ, શ્રોતાજનની પોચે આસ.

× × × ×

કડવાં ૪૫. ઇતિશ્રી શુકદેવનું આખ્યાન સમાપ્ત. સંવત ૧૭૩૬ વર્ષે શ્રાવણ શુદિ ૧૩ ઉપરાંત ૧૪. વાર ગરેઉ. ગ્રંથ સંપૂરણ.

૪૩૬ ૬ ઉપાહરણ જનાર્દન સં. ૧૫૪૮ ૪૨ થી ૬૨
શરૂઆત:

સંવત પંનર અડતાલા માસ દામોદર સાર
કાર્ત્તકે જનાર્દન ભણે એકાદશી ગુરૂવાર.

× × × ×

છેવટ:

જનાર્દન ભણે જે સાંભળે દાસ,
ગાય ને સાંભળે તેહને વૈકુંઠ વાસ.

ઇતિ ઉપાહરણ સમાપ્ત.

[ નોંધ. આ કાવ્ય પૂરૂં થયા પછી ઉપાની ઉત્પત્તિ વર્ણવી છે; તે ભાગ બીજી પ્રતોમાં મળતો નથી. વધારો છે તે સહજ માલુમ પડી આવે છે. આ જ કાવ્યની બીજી એક પ્રતની નોંધ થયલી છે. તે જુઓ યાદી નં. ૪૭૭ ઘ ]

૪૮૬ અ. શુકદેવ આખ્યાન વસ્તો સં. ૧૭૪૪ ૩૮
છેવટ:

ડાકીઆ કુલ માંહાં અવતરોરે, પુરવે બોરસદ વાસજી
શ્રોતા સહુકો સાંભળો, હું અલ્પ અજ્ઞાનજી,
કરજોડી વસ્તો કહે રે, રાખો ચરણ ભગવાનજી.

૪૮૬ બ. નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ — હરિદાસ સં. ૧૭૨૬ સં. ૧૭૪૪ ૧૪૦

છેવટ:

પદ સોહે પાંચને પંચાણું, કડવાં છે બાવીશજી
રાગ ચૌદમાંહાં ચાલ જુજવી, બુધમાને વિસ્તારજી.
કારતેક શુદી પ્રતીપદા દીપોછવ અનુરાધા ભૃગુવારજી
સંવત ૧૭૨૫ પૂરણ છવીશમો તે દીનજી.
× × × ×
કેહે હરીદાસ હરખ સાથે, એકવાર મૂખ બોલો હરી.

[ નોંધ. પ્રસ્તુત કાવ્ય રચાયા પછી તેના અઢારમે વર્ષે ઉતારાયું છે, એ રીતે પ્રત વિશેષ ઉપયોગી થાય છે. ]

૪૮૬ क. રેવા માહાતમ ભટ્ટવલ્લભ સં. ૧૭૫૭ સં. ૧૭૭૪ ૧૨

છેવટ:

સંવત ૧૭૫૭ સતાવન સાર, અશ્વન શુદી બીજને ગુરૂવાર
થયું પૂરણ કવીત એ રેવા ભકિત, ભટવલભને થયાં સાહે શકિત.

૪૮૭ अ. ઓખાહરણ કહાન

છેવટ:

અલપ બુધ કવીતા જન કેહે છે, અમરાપુરીમાં વાસજી
ભરતખંડ મધે છે નગરી વીપ્રતણો બહુ વાસજી
કામરાજ દીજનો સુત હરી, અઉદીચ ન્યાત પ્રકાશજી
તે હીરાભટ વાડવનાં સુત, કાહાન કવીના નામજી
પુત્રી એક ઉત્તમ પારવતી, તેહેને વાહાલા શીરામજી
શ્રી ગોપાલ તણી ઇછાથી, રહો રીઝપુર માંહેજી
કાલો ઘેહેલો જેમ કો બોલે, હીરા ભટ રાણીપુર માંહેજી
કુટુંબ સરવ પરીવાર સંઘાથે, અમરાપુરીથી આવોજી
અક્ષરબંધ જોડી નવ જાણું, કોય મ દેશો ગાળજી.

[ નોંધ. આ ઓખાહરણ ૫૩ કડવાંનું છે. એ જ કાવ્યની લીધેલી પ્રત મળી છે, તેમાં કડવાંની સંખ્યા ૭૫ છે અને છેવટના ભાગમાં પણ કેટલેક હેરફેર-ફરક છે. આ કાવ્યની બીજી પ્રતો નોંધાઈ છે, તે જુઓ યાદી નં. ૨૩૪, ૨૮૬ વગેરે. ]

૪૮૭ ब રણયજ્ઞ પ્રેમાનંદ ૪૭

[ નોંધ. શરૂઆતનો તેમજ છેવટનો થોડોક ભાગ નથી. ]

૪૮૯ च એકાદશી મહાત્મ્ય શિવદાસ ·૧૦

" કરજોડીનિ વીનવે શ્રીરામ જન શિવદાસજી "

[ નોંધ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક વર્ષ ૩ અંક ૪ થા માં પ્રસ્તુત કાવ્ય છપાયું છે. ]

૪૮૯ छ શુકદેવ આખ્યાન વસ્તો સં.૧૭૧૪ ૩૩

છેવટ:

દાસ વસ્તો વાણી ઓચરે નીધાન, જે ગાયે સાંભળે તે પદ પામે દામ,
ડોડીઆ કુલ વીરસદ માંહે વાસ કાલાસુત નારાયણનો દાસ.

૪૮૯ ह. બભ્રુવાહન આખ્યાન

[ નોંધ. આ કાવ્યનો શરૂઆતનો અને અંતનો ભાગ નથી; અને તે ફક્ત ૪ થી ૧૯ કડવાં સુધી લખેલું મળ્યું છે. ]



# કક્કાવારી

( ગ્રંથાનુક્રમ. )

# કક્કાવારી

( લેખકાનુક્રમ. )

લેખકના નામ વિનાના ગ્રંથો.

# ગ્રંથોની સાલવાર સૂચિ.

| રચ્યા સંવત્ | | લેખક, | પુસ્તકનું નામ. |
|---|---|---|---|
| સંવત્ | ૧૪૧૨ | વિજયભદ્ર | ગૌતમ રાસ |
| ,, | ૧૪૫૦ | (?) | મુગ્ધાવબોધ ઔક્તિક |
| ,, | ૧૪૮૫ | સોમસુંદરસુરી | ઉપદેશમાળા |
| ,, | ૧૫૧૦×× | અમરચંદ્ર | કાવ્ય કલ્પલતા |
| ,, | ૧૫૧૨ | નરસીં | હારમાળા |
| ,, | ૧૫૧૪ | ,, | વિવાહ |
| ,, | ૧૫૨૦ | બ્રહ્મજિનદાસ | યશોધરદાસ |
| ,, | ૧૫૪૦ | ભીમ | હરિલીલા |
| ,, | ૧૫૪૫* | ભાલણ | કાદંબરી, દશમ વિગેરે. |
| , | ૧૫૪૬ | ભીમ | પ્રબોધ ચંદ્રોદય |
| ,, | ૧૫૪૮ | જનાર્દન | ઉષાહરણ |
| ,, | ૧૫૫૫† | ઉદ્ધવસુત ભીમણ | બભ્રુવાહન આખ્યાન, રામાયણ–સુંદર કાંડ |
| ,, | ૧૫૬૦ | નરપત | પંચડંડ |

× × ઉતાર્યા સાલ.

* ભાલણની કોઈ કૃતિની સાલ મળી આવેલી નથી. એના નળાખ્યાનની રચ્યા સાલ સં. ૧૫૪૫ અપાયેલી છે તે રા રામલાલ ચુનીલાલ મોદી સદેહપડતી માને છે. પણ સરલતા ખાતર તે અત્રે નોંધી છે. વધુ હકીકત માટે જુઓ, ભાલણનું ચરિત્ર પૃ. ૧૫૦.

† આની રચ્યા સાલ મળતી નથી; પણ એનું અધુરૂં રહેલું રામાયણ એના ભાઈ વિષ્ણુદાસે પૂરૂં કર્યું છે અને તેની રચ્યા સાલ સં. ૧૫૭૫ આપેલી છે, તે પરથી તેનો સમય સં. ૧૫૫૫ ની આસપાસ હોય એમ અનુમાન કર્યું છે. ગુ. વ. સોસાઇટી તરફથી પ્રસ્તુત કાવ્ય છપાયું છે તે વિશેષ માહિતી માટે જોવું

--

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૫૬૫ | શ્રીધર. | રાવણ મંદોદરી સંવાદ, સમશતિ વગેરે. |
| ,, | ૧૫૭૪xx | માંડણ | રામાયણ, રુકમાંગદની કથા. |
| ,, | ૧૫૭૫ | વિષ્ણુદાસ-ભાલણસુત | ઉત્તર રામાયણ |
| | ૧૫૮૦† | ,, | ઓખાહરણ |
| ,, | ૧૫૮૧ | નાકર | નળાખ્યાન |
| ,, | ૧૫૮૩ | | ભગવદ્‌ગીતા (ગુ. ગદ્ય ટીકા ) |
| ,, | ૧૫૮૭| | | ગુર્જર રાજાઓની વંશાવળી |
| ,, | ૧૫૯૫xx | સાંગુ | કાગરસ કોસલ |
| ,, | ૧૫૯૮xx | ? | રત્ન પરીક્ષા, રત્ન પરીક્ષા સમુચ્ચય |
| ,, | ૧૬૦૦÷ | ઇસરદાસ | હરિરસ |
| | ૧૬૦૦‡ | નાકર | ઓખાહરણ |
| ,, | ૧૬૦૧ | નાકર | વિરાટ પર્વ |
| ,, | ૧૬૦૨* | ,, | આર્ણિક પર્વ |
| ,, | ૧૬૦૫ | ? | દશમ (ગુ. ગદ્ય.) |
| ,, | ૧૬૦૯ | બ્રહ્મદેવ | ભ્રમર ગીતા |
| ,, | ૧૬૧૧ | સુરદાસ | પ્રહ્લાદ આખ્યાન |
| ,, | ૧૬૧૨* | નાકર | ઓખાહરણ |
| ,, | ૧૬૧૬ | કુશળલાભ | માધવ કામકુંડલા |
| ,, | ૧૬૨૪ | વસ્તો | શુકદેવ આખ્યાન |
| ,, | ,, | (?) | ભોજ રાજાની વાર્તા |

xx ઉતાર્યો સાલ. | અનુમાન.

÷ આની રચ્યા સાલ મળતી નથી. કવિના ચરિત્ર માટે જુઓ લીંબડી દરબાર તરફથી પ્રકટ થયલું 'હરિરસ'નું પુસ્તક.

‡ જુઓ બૃહત્કાવ્ય દોહન, ભા. ૮ ‡ પાંચમી સાં. પ. રીપોર્ટ

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૬૨૬ | જ્ઞાનાચાર્ય | બિલ્હણ પંચાશિકા |
| ,, | ,, | વિષ્ણુદાસ | ભીષ્મ પર્વ |
| ,, | ૧૬૩૪* | વિષ્ણુદાસ | ચંદ્રહાસ આખ્યાન, |
| ,, | ,, | ,, | રુકમાંગદ આખ્યાન |
| ,, | ૧૬૩૬ | લીલા (?) | સુંદર શેઠની વાર્તા |
| ,, | ૧૬૩૭ | મેગલ | ધ્રુવાખ્યાન |
| ,, | ,, ÷ | હરિદાસ (વાલંદ) | ધ્રુવાખ્યાન |
| ,, | ૧૬૩૯ | લક્ષ્મીદાસ | ગજેન્દ્રમોક્ષ |
| ,, | ૧૬૪૪×× ૧ | (?) | પિંગલ પ્રાકૃત |
| ,, | ,, | હરિદાસ | આદિ પર્વ |
| ,, | ૧૬૪૫‡ | ભીમ | રસિકગીતા |
| ,, | ૧૬૪૭ | કાસી સુત | હનુમાન ચરિત |
| ,, | ૧૬૪૮×× | | ગીત ગોવિંદ (ગુ ગદ્ય) |
| ,, | ,, | (?) | આદિ પર્વ |
| ,, | ૧૬૪૮ | કાસીસુત | વિરાટ પર્વ |
| ,, | ,, ×× | વાસણદાસ | રાધાવિલાસ |
| ,, | ૧૬૪૯ | રામદાસ સુત મન્ય | અંબરિષ આખ્યાન |
| ,, | ૧૬૫૫ | વિષ્ણુદાસ | કર્ણ પર્વ |
| ,, | ,, | શિવદાસ | વૈતાલ પંચ વિંશતિ (સંસ્કૃત) |
| ,, | ૧૬૫૬ | વિષ્ણુદાસ | રામાયણ |
| ,, | ૧૬૫૭ | ,, | હરિશ્ચંદ્રાખ્યાન |
| ,, | ૧૬૬૦ | જયવિજય | શકુનચોપાઇ |
| ,, | ,, | દેવીદાસ | રુક્મિણી હરણ |
| ,, | ,, | રામભક્ત | ભગવદ્‌ગીતા |
| ,, | ૧૬૬૫×× | | ગીત ગોવિંદ (ગુ. ગદ્ય.) |
| ,, | ૧૬૬૭† | શિવદાસ | બાલલીલા |

* જુઓ, બૃહત્કાવ્ય દોહન ભા. ૮ મો.
÷ જુઓ, અભિમન્યુ આખ્યાન સંપાદિત મંજુલાલ મજમુદારનું પૃ. ૩.
×× ઉતાર્યા સાલ. ‡ ફાર્બસ સભા યાદી નં. ૨. † અનુમાન

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૬૭૦ | શિવદાસ | એકાદશી મહાત્મ્ય |
| ,, | ૧૬૭૨ | ,, | ડાંગવનું આખ્યાન |
| ,, | ,, | જુગજીવન | મણિ રત્નમાળા |
| ,, | ,,† | નરહરિ | જ્ઞાનગીતા |
| ,, | ૧૬૭૩ | કૃષ્ણદાસ | સુદામો |
| ,, | ,,† | શિવદાસ | મચ્છવેધ |
| ,, | ૧૬૭૫ | માધવદાસ | આદિ પર્વ |
| ,, | ૧૬૭૬ | ભાઉ | પાંડવ વિષ્ટિ |
| ,, | ૧૬૭૬ | જ્ઞાનાચાર્ય | બિલ્હણ પંચાશિકા |
| ,, | ૧૬૭૭ | રાજધર | ચંદ્રહાસ આખ્યાન |
| ,, | ,, | નરહરિ | વસિષ્ટ સારગીતા |
| ,, | ,, † | ,, ,, | ભગવદ્ગીતા |
| ,, | ,, | શિવદાસ | ચંડી આખ્યાન |
| ,, | ૧૬૮૪ | વિષ્ણુદાસ | કર્ણ પર્વ |
| ,, | ૧૬૮૪ | | સારપત્ર (વંશાવલી) |
| ,, | ૧૬૮૭ | મધુસુદન | યુદ્ધકાંડ |
| ,, | ,, | રાણાસુત | મહૈરાવણનું આખ્યાન |
| ,, | ૧૬૮૮ | અવિચલદાસ | ભાગવત ૬ ઠ્ઠો સ્કંધ |
| ,, | ૧૬૮૯ | પરમાનંદદાસ | હરિરસ |
| ,, | ૧૬૯૪÷ | વૈકુંઠ | ધ્રુવાખ્યાન |
| ,, | ૧૬૯૫ | અવિચલદાસ | આષિંક પર્વ |
| ,, | ૧૬૯૬ | હરિરામ | બભ્રુવાહન આખ્યાન |
| ,, | ૧૭૦૪ | સુરભટ્ટ | કલિયુગનો મહિમા, સ્વર્ગારોહણ |
| ,, | ૧૭૦૫ | ગોપાળદાસ | જ્ઞાનપ્રકાશ, ગોપાળ ગીતા |
| ,, | ,, | માધવદાસ | દશમ |

÷ જુઓ, ફાર્બસ સભાની યાદી નં. ૨

×× ઉતાર્યા સાલ. † પાંચમી સા, પ. રીપોર્ટ

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | ગોવિંદ સુત મોરા | સુધન્વાખ્યાન |
| ,, | ,, | અખો | અખે ગીતા |
| ,, | ૧૭૦૭xx | હરિદાસ | મૃગલી સંવાદ |
| ,, | ,, | પોચો | કુંડલા હરણ |
| ,, | ૧૭૦૮ | જનતાપી | અભિમન્યુ આખ્યાન |
| ,, | ૧૭૦૮ | વિશ્વનાથ | મામેરૂં |
| ,, | ૧૭૧૨xx | | ભગવદ્ ગીતા (ગુ. ગદ્ય) |
| ,, | ૧૭૧૩÷ | કૃષ્ણદાસ | હુંડી, મામેરૂં. |
| ,, | ૧૭૧૪ | સુરભટ્ટ | સ્વર્ગા રોહણ |
| ,, | ૧૭૧૪÷ | વજીઓ | સીતાવેલ |
| ,, | ૧૭૧૫ | હીમો | કલિયુગનો મહીમા |
| ,, | ૧૭૧૫xx | | વૈતાલ પચીસી (ગુ.ગદ્ય.) |
| ,, | ,, | ,, | ચંપકસેન ચઉપઇ |
| ,, | ૧૭૧૯* | પ્રેમાનંદ | સ્વર્ગની નિસરણી |
| ,, | ૧૭૨૦ | વીરજી | સુરેખા હરણ |
| ,, | ૧૭૨૩* | પ્રેમાનંદ | ઓખાહરણ (૨૩ કડવાનું) |
| ,, | ૧૭૨૪ | ? | સુધન્વાખ્યાન |
| ,, | ૧૭૨૫ | મધુસુદન | હંસાવતીની વાર્તા |
| ,, | ૧૭૨૬ | હરિદાસ | સામળશાનો વિવાહ |
| ,, | ૧૭૨૭ | પ્રેમાનંદ | ચંદ્રહાસ આખ્યાન |
| ,, | ,, * | ,, | અભિમન્યુ આખ્યાન |
| ,, | ૧૭૨૭ | ? | માધવાનળની કથા |
| ,, | ૧૭૨૮ | પ્રેમાનંદ | મદાલસા આખ્યાન |
| ,, | ,, xx | કૃષ્ણદાસ | મામેરૂં, હુંડી; |
| ,, | ૧૭૩૦† | કાહાન | ઓખાહરણ |
| ,, | ,, | પ્રેમાનંદ | વામન કથા |
| ,, | ૧૭૩૦xx | | સભા પર્વ, આર્ણ્યિક પર્વ વગેરે. |

* જુઓ, સુભદ્રા હરણ-રા. અંબાલાલ જાની સંપાદિત.
† અનુમાન. xx ઉતાર્યા સાલ. ÷ ફાર્બસ સભાની યાદી નં. ૨

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૭૩૨ | જૈન ભાઈઓ | વિનેચટની વાર્તા |
| ,, | ૧૭૩૨ | તુલસી | અશ્વમેધ |
| ,, | ,, | પ્રેમાનંદ | ઓખાહરણ |
| ,, | ૧૭૩૩ | ,, | નળાખ્યાન |
| ,, | ,, | જગજીવન | મણિરત્નમાળા |
| ,, | ૧૭૩૭ | પ્રેમાનંદ | શ્રાદ્ધ |
| ,, | ૧૭૩૮ | ,, | સુદામા ચરિત્ર |
| ,, | ,, | જયવિજય | શ્રીપાલ ચરિત્ર |
| ,, | ૧૭૩૮ | ? | પંચદંડ (ગુ. ગદ્ય.) |
| ,, | ૧૭૩૯ | પ્રેમાનંદ | મામેરૂં |
| ,, | ૧૭૪૦ | મહાદેવ સુત હરદેવ | શિવપુરાણ |
| ,, | ,, | રત્નેશ્વર | ભાગવત–પ્રથમ–સ્કંધ |
| ,, | ,, | પ્રેમાનંદ | સુધન્વાખ્યાન |
| ,, | ૧૭૪૧ | ,, | રણયજ્ઞ |
| ,, | ૧૭૪૨ | ,, | નળાખ્યાન |
| ,, | ૧૭૪૬xx | સુખાનંદ | વહાલ વિનોદ |
| ,, | ૧૭૪૭ | વલ્લભ | અનાવિલ પુરાણ |
| ,, | ૧૭૪૮xx | કાહાન | એકાદશી મહાત્મ્ય |
| ,, | ,, | રત્નેશ્વર | સ્વર્ગારોહણ |
| ,, | ૧૭૪૮ | ,, | ભાગવત–એકાદશ સ્કંધ |
| ,, | ૧૭૫૨xx | ગોવિંદ | મામેરૂં |
| ,, | ૧૭૫૪ | નરસિંહ | ઓખાહરણ |
| ,, | ,, | કેસરાજ | વૈદ્ય મનોત્સવ |
| ,, | ૧૭૫૭ | વલ્લભ | રેવા મહાત્મ્ય |
| ,, | ૧૭૫૯† | ધનદાસ | અર્જુન ગીતા |
| ,, | ૧૭૬૧xx | જગન્નાથ | સુદામા ચરિત્ર |
| ,, | ૧૭૬૨ | વિશ્વનાથ | રસિકરાજ |
| ,, | ૧૭૬૩†† | ભોજો ભક્ત (સુરતનો) | ચંદ્રહાસ આખ્યાન |

xx ઉતાર્યા સાલ. † ફાર્બસ સભા યાદી નં. ૨

†† પાંચમી સા. પ: રીપોર્ટ

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૭૬૫ | વલ્લભ | ભાગવત |
| ,, | ,, | તુલજારામ, | દશમ |
| ,, | ૧૭૬૬ | ભાણુદાસ | પ્રહ્લાદ આખ્યાન |
| ,, | ૧૭૬૬xx | કાહાન | ઓખાહરણ |
| ,, | ૧૭૬૬ | ? | પ્રેમગીતા |
| ,, | ૧૭૬૮ | રાજે | પદો |
| ,, | ૧૭૭૦ | અનુભવાનંદ | શિવગીતા |
| ,, | ૧૭૭૨ | જગજીવન | જ્ઞાનમૂળ |
| ,, | ,, | રઘુરામ | લવકુશ આખ્યાન |
| ,, | ૧૭૭૩ | જગજીવન | મણિરત્નમાળા |
| ,, | ૧૭૭૪ | સારથીભારથી | ભ્રમરગીતા સાર |
| ,, | ,, | વિજયગણિ | વૈરાગ્ય શતક |
| ,, | ૧૭૭૫ | સામળ | પદ્માવતીની વાર્તા |
| ,, | ૧૭૭૬ | પ્રેમાનંદ | નળાખ્યાન |
| ,, | ,, | ,, | બાર મહિના |
| ,, | ૧૭૭૮ | રાઘોદાસ | રામાયણ |
| ,, | ૧૭૭૯ | વલ્લભ | પ્રેમગીતા |
| ,, | ૧૭૮૧* | સામળ | રણછોડજીના શ્લોકો |
| ,, | ૧૭૮૨xx | ? | નંદબત્રીસી |
| ,, | ૧૭૮૪ | નાની | વણઝારો |
| ,, | ૧૭૮૫ | રાઘોદાસ | ભગવદ્ગીતા |
| ,, | ,, | સામળ | બત્રીસ પુતળી ( પંદર વાર્તાઓ ) |
| ,, | ૧૭૮૬ | વલ્લભ | પ્રેમગીતા |
| ,, | ૧૭૮૮ | અનુભવાનંદ | શિવગીતા |
| ,, | ૧૭૮૯ | ,, | ચાતુરી |
| ,, | ૧૭૯૨ | વલ્લભ | ધનુષધારીનો ગરબો |
| ,, | ૧૭૯૫ | શંભુરામ | લવકુશ આખ્યાન |

* ફાર્બસ સભાની યાદી નં. ૨    xx ઉતાર્યા સાલ.

| | | | |
|---|---|---|---|
| ” | ૧૭૬૬ | વલ્લભ | દશમ |
| ” | ૧૮૦૮ | સામળ | અંગદવિષ્ટિ |
| ” | ” | રણછોડજી દીવાન | ફાગો |
| ” | ૧૮૧૧ | મૂળજી ભટ્ટ | શ્રાદ્ધ |
| ” | ૧૮૧૨xx | ? | ભાગવત (ગુ. ગદ્યમાં) |
| ” | ૧૮૧૫ | ? | પાંડવગીતા (ગુ. ગદ્ય.) |
| ” | ૧૮૧૭ | કાલિદાસ | પ્રહ્‌લાદ આખ્યાન |
| ” | ૧૮૨૧ | વીરો | બભ્રુવાહન આખ્યાન |
| ” | ” | સામળ | સુડા બહોતેરી |
| ” | ૧૮૨૫ | રવિસુત નરસિંહ | ઓડાણો |
| ” | ૧૮૩૧ | પ્રીતમ | સરસ ગીતા |
| ” | ૧૮૩૫ † | ધારો | અશ્વમેધ |
| ” | ૧૮૩૫‡ | કેવળપુરી | પદો |
| ” | ૧૮૩૬ | રઘુનાથ | દશમ (પદમાં) |
| ” | ૧૮૩૮xx | સદાનંદ | સુરતી મહીના |
| ” | ૧૮૪૧xx | ગોપીભાણ | મહાદેવજીનો વિવાહ |
| ” | ૧૮૪૩ | સુખરામદાસ | સગાળશા |
| ” | ૧૮૪૩ | રામકૃષ્ણ | ગજેન્દ્રમોક્ષ |
| ” | ” | મુકુંદ | પદો |
| ” | ” | લલ્લુરામ | અભિમન્યુ આખ્યાન |
| ” | ૧૮૫૦÷ | દયારામ | ભાગવત-દ્વાદશસ્કંધ |
| ” | ૧૮૫૨ | પ્રીતમ | પ્રીતમગીતા |
| ” | ૧૮૫૭ | તુલસીદાસ | જાનકી વિવાહ |
| ” | ૧૮૬૨ | રઘુનાથ | પ્રહલાદ ચંદ્રાવળા |
| ” | ૧૮૭૨ | રઘુનાથ | અશ્વમેધ |
| ” | ૧૮૭૪ | કૃષ્ણારામ | કલજુગનો ગરબો |
| ” | ૧૮૭૭++ | હરગોવિંદ | ગણપતિ અને શિવજીની લાવણીઓ |

† અનુમાન, જુઓ, કેવળપુરીકૃત કવિતા-સંપાદક, રા. બા. હરગોવિંદદાસ દ્વા૦ કાંટાવાળા. ‡ અનુમાન.

xx ઉતાર્યા સાલ. ÷ જેઠાલાલ શાહ-સંપાદિત "રસિક વલ્લભ"

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૮૮૨ | મ્હેજાનંદ સ્વામી | શિક્ષાપત્રી |
| ,, | ૧૮૮૯ | મુકુંદ | મુકુંદરાયજીની વાતો |
| ,, | ૧૮૯૦ | નરભેરામ | પદો વગેરે |
| ,, | ૧૮૯૫ | અક્ષખણુવાળી | પદો |
| ,, | ,, * | મીઠો | થાળ |
| ,, | ૧૮૯૬ | જેઠારામ | શીતળાદેવીનું મહાત્મ્ય |
| ,, | ,, | (?) | શરોદશાસ્ત્ર |
| ,, | ૧૯૦૮ | | ભૂતનિબંધ |
| ,, | ૧૯૧૪ | જગદીશ | હસ્તામલક |
| ,, | ,, | શાસ્ત્રી વ્રજલાલ | ચંદ્રહાસ આખ્યાન |
| ,, | ૧૯૧૫ | મુક્તાનંદ | શ્રીમુખ સિદ્ધાંત |
| ,, | ૧૯૧૬ | હરજીવન વ્યાસ | વિચારમાળા |
| ,, | ,, | ,, | આત્મબોધ |
| ,, | ૧૯૨૦ | નિષ્કુલાનંદ | યમદંડ |
| ,, | ૧૯૨૧ | છોટમ | શિવવિવાહ |
| ,, | ,, | | લગ્નના જોડકણા |
| ,, | ૧૯૨૨ | દનપતરામ | રાસમાળાનું પ્રકરણ |
| ,, | ૧૯૨૪×× | મંગલશંકર | ગુરૂ ગીતા |
| ,, | ૧૯૨૫ | કેશવરામ | પુરૂષોત્તમ માસની કથા |
| ,, | ૧૯૨૮ | ભવાનીશંકર | કાવ્યો |
| ,, | ૧૯૩૮ | ગવરીબાઇ | પદો |

---

* ફાર્બસ સભાની યાદી નં. ૨ ×× ઉતાર્યા સાલ.